પુસ્તક મેળવવાનું સ્થળ ·

**શ્રી બટુકભાઈ ભરવાડા**

દશરથલાલ ચાલ, જાબલી ગલી,

ઘોડબંદર રોડ, **બોરીવલી** (વેસ્ટ)

**મુંબઈ–૯૨.**

# પ્રસ્તાવના

જૈન સિદ્ધાતગ્રથોનો પ્રારંભ એટલે જ આચારાંગ આચાર એટલે ધર્મનો જીવન્ત પ્રયોગ. આગમોમા અત્યંત પ્રાચીન અર્ધમાગધી ભાષાનો પ્રકાર પણ આ અંગના પ્રથમશ્રુત સ્કંધમાં પ્રાપ્ત થાય છે. હર્મન જેકોબી અને શુબ્રિંગ જેવા વિદ્વાનો પણ આ કારણે આચારાંગને જૈન સિદ્ધાંતનો સાર્વભૌમ મહત્ત્વનો સિદ્ધાંત-ગ્રંથ ગણે છે.

સાધુઓએ સંયમમાર્ગમાં કયે પ્રકારે આચારનું પાલન રૂડી રીતે કરવુ તે દર્શાવવાનું આ અંગનુ કાર્ય છે. આમા સૂક્ષ્મ પ્રકારની જીવદયા, સ્વજનોના સ્નેહના બંધનમાંથી વિવેક વડે જાગૃતિ, લોકસ્વરૂપ અર્થાત જીવો સંબંધે જ્ઞાન, તિતિક્ષા એટલે કે પરિષહજય, સમકિતનું સ્વરૂપ, લોકનું સારભૂત જે નિર્વાણ તેનું સાધન સંયમ, તેની વિગત અને આ બધી બાબતોમાં ઊંડી સમજદારી, એમ અનેક અમૂલ્ય વિષયોનું નિરૂપણ છે.

પ્રથમશ્રુતસ્કંધનાં અધ્યયનોને બ્રહ્મચર્ય અધ્યયનો કહેવામાં આવે છે, તે ઊંડામાં ઊંડા વિચારની પ્રાચીન સામગ્રી રજૂ કરે છે બીજો શ્રુતસ્કંધ સાધુની ભિક્ષાચર્યા કેવી જોઈએ તેનુ ચિત્ર દોરે છે

આચારાંગ એટલે આગમપ્રાસાદના પ્રવેશદ્વારનુ જીવદયાનું તોરણ આ લોકમાં અને પરલોકમાં અહિંસાનો આચાર જીવને પરમસુખની પ્રાપ્તિ કરાવનાર છે અને તેનાથી વિપરીત વરતવું જીવોને માટે દુઃખરૂપ છે આ હિંસાનો છંદ, ઘાતક, મોહરૂપ, નરકરૂપ અને ભાવિ મિથ્યાત્વનુ બીજ છે એમ ભગવાન આચારાંગ ફરમાવે છે

સ્થાનકવાસી સંપ્રદાયની આરંભના ત્યાગની નિષ્ઠા આચારાંગના પદેપદે ઝળકે છે એ શ્રમણશ્રમ-ણીઓને સાવધાન રાખે છે, એટલું જ નહિ પણ શ્રાવક-શ્રાવિકાઓને પણ એ માર્ગ તરફ સન્મુખ અને વધારે સન્મુખ બનવાનો તે અનુરોધ કરે છે. શ્રમણ મહાવીરનો દૂર દૂરથી સંભળાતો આ સ્નેહસંદેશ છે જીવનને તપોમય અને શ્રદ્ધામય બનાવવાની એ ચાવી છે

આ ગ્રંથ વાંચે તેની વિષયાસક્તિ મોળી પડે છે, છંદો તૂટી જાય છે, તેનો વિનયગુણ પ્રગટે છે, તેને તપોગુણ સહજ બને છે અને તે સમાધિવંત સાધુઓની સોબત શોધે છે. આમ તેને કર્મથી છૂટવાની રુચિ થાય છે આવી રુચિવાળો જીવ નિયમથી મોહક્ષય કરી સર્વજ્ઞ બને છે, એવું નિર્ગ્રંથ પ્રવચનનુ વચન છે આ સિદ્ધાંતગ્રંથ પર ભાષાંતર અને ટૂંકી ટિપ્પણી લખીને તેનો જ અર્થ પાઠકને લાભે એવી અમારી અભિલાષા છે

આ સૂત્રોને સરળરૂપ જ આપવાનો વિચાર મને પૂજ્ય ગુરુદેવના સમયથી મળેલો હતો ધર્મનિષ્ઠ પ્રાતઃસ્મરણીય સુશ્રાવક અમરેલીનિવાસી શ્રી હંસરાજભાઈ લખમીચંદ કમાણીની ગુરુદેવ પાસેથી સતત ધર્મશ્રદ્ધા અને સરળ ઉપદેશ પામવાની અભિલાષા હતી તે તેમણે આજથી છત્રીસ વર્ષો પૂર્વે જે ભાવના પોતાના પત્રોમાં વ્યક્ત કરી છે તેને અનુલક્ષીને મૂળગ્રથોના ભાવો જીવોને સુબોધ બને એવી શૈલીમાં સૂત્રો છાપવાનો આ પ્રયત્ન છે તે પ્રત્યેક સ્વાધ્યાયીના લક્ષમા આવ્યા વિના રહેશે નહિ

તેઓશ્રીને શ્રી હંસરાજભાઈએ લખેલા પત્રોના બ્લોકો પણ આ આગમ સાથે અન્યત્ર આપવામાં આવેલ છે. એમની આગમો પ્રત્યેની શ્રદ્ધા અને ભક્તિ આ પત્રોમાં પ્રગટ જણાય છે સર્વ જીવોને ધર્મનાં અમૃત સુલભ બને, તેમની પરિણામની દશા પલટે અને તેઓ ઉત્તમ માર્ગના અધિકારી બને એવી ભાવના

આ પત્રોના અક્ષરેઅક્ષરમાં ઝળકે છે મારી પણ એવી જ અભિલાષા રહ્યા કરતી હતી તેથી આ આગમના સ્વાધ્યાયથી કોઈ પણ હળુકર્મી જીવને ધર્મબોધ સુલભ થાય તો મારા પ્રયત્નને હુ સફળ થયેલ માનીશ

શ્રી હંસરાજભાઈ લખમીચંદ કમાણીએ આજથી છત્રીશ વર્ષો પૂર્વે પોતે બહુ પરિશ્રમ કરી બચાવેલી રૂપિયા ૧૫૦૦૦ની રકમ સ્થા જૈન કોન્ફરન્સને મહારાજશ્રી ગુરુદેવ ભારતભૂષણ રતનચંદજી સ્વામીના ઉપદેશથી આગમોનુ ગુજરાતી ભાષાંતર લોકભોગ્ય શૈલીએ છપાવવા માટે આપી હતી તે પછી પણ આ કમાણી કુટુંબ તરફથી દશ-દશ હજારની રકમો બે વાર સ્થા જૈન કોન્ફરન્સને આ કાર્ય માટે આપવામાં આવી હતી.

આજથી ત્રીસ વર્ષ પૂર્વે દાદરમાં કિત્તે ભંડારી હોલમાં સુશ્રાવક શ્રી નરભેરામ હંસરાજ કમાણી, જમશેદપુર (તાતાનગર) ચોમાસુ કરવા વિનંતી કરવા આવ્યા હતા ત્યારે તેમણે મને કહેલુ: 'અમે કોન્ફરન્સને સૂત્રોનુ ભાષાંતર કરવા રકમો આપેલી છે, પણ જો આ કામ તમે હાથ ધરો તો અમે ઘણી સારી રકમ ખરચવા તૈયાર છીએ.' તે વખતે જમશેદપુર જઈ શકાયું નહોતુ અને આ બાબત અહીં જ અટકી ગઈ આજે આ પ્રયત્નમા મારી જૂની અભિલાષા પૂર્ણ થતી હોવાથી મને સતોષ થાય છે

આ કામમા આપણા શ્રાવક પંડિત નવીનચંદ્રજી દોશીએ મને સંપૂર્ણ સહકાર આપ્યો છે, તેની હુ અહીં નોંધ લઉ છુ

લિ

મુનિ ડુંગરશી



# પ્રકાશકનું નિવેદન

આ આગમગ્રંથોનુ પ્રકાશન એ અમારે માટે અત્યંત આનંદનો વિષય છે. અમારા વડીલ શ્રી હંસરાજભાઈ કામાણીની આગમો છપાવવાની અને સરળ સુબોધ શૈલીએ ભાષાંતર લખાવવાની ભાવના હતી તેને માટે તેઓએ પૂજ્યશ્રી શતાવધાની રતનચંદજી મહારાજની સલાહથી કોન્ફરન્સને રૂપિયા પંદર હજારની રકમ આજથી છત્રીસ વર્ષ પૂર્વે આપેલી હતી તે પછી પણ અમારા કુટુંબે આ ભાવનાની સફળતા માટે કોન્ફરન્સને આ કાર્ય કરાવી લેવા માટે રકમો આપેલી તેથી શ્રી હંસરાજભાઈની અભિલાષાને પ્રગટ ફળરૂપે વિકસિત થયેલી જોઈને અમને અમારા પૂર્વજનુ સરકાર સંબંધે ઋણ ચૂકવ્યાનો કંઈક સંતોષ થાય તેમ હોવાથી અત્યંત આનંદ થાય છે.

અમને આશા છે કે અમે આ પ્રયત્ન ચાલુ રાખીને આગમોના જ્ઞાનને જનતાને માટે સુબોધ બનાવી શકીશું અને શ્રી હંસરાજભાઈની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાનુ કાર્ય ચાલુ રાખીશું આ કાર્ય માટે યોગ્ય દ્રવ્યનો વ્યય કરવા માટે અમે હમેશા તત્પર છીએ, તેમ છતા આ કાર્ય જ્યારે હવે સિદ્ધ થતુ જોઈ શકીએ છીએ ત્યારે પૂજ્ય મુનિશ્રી શતાવધાની મહારાજશ્રીના શિષ્ય શ્રી ડુંગરશી સ્વામીનો અમે જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે. અમે રાખેલા ઉદ્દેશ પ્રમાણે, વિદ્વાનો તો ગમે તેવા કઠણ ગ્રથમાંથી બોધ લઈ લે, પણ સામાન્ય અભ્યાસવાળા ભક્તિવંત સ્વાધ્યાય કરનારને આગમોનું રહસ્ય સમજાય અને ભગવાન મહાવીર સ્વામીએ દર્શાવેલ સંયમમાર્ગ પર તેમને ભક્તિ થાય તો અમારા આ પ્રયાસને અમે સંપૂર્ણ રીતે ફલિત થયેલો સમજીશું. શાસનદેવી શ્રુતદેવતા સર્વના અજ્ઞાન અંધકારને ગુરુભક્તિ અને શાસ્ત્રભક્તિથી દૂર કરે એ જ પ્રાર્થના

લિ૦ કમાણી ટ્રસ્ટના સંચાલકો



શેઠ ત્રીભોવન હરજીવન વાંકાનેર — અમરેલી, તા. ૨૮-૧૦-૩૦

આપનો કાર્ડ કાલે મળ્યો વાચી જાણ થયો છું [વાકેફ થયો છુ] ત્યાં બીરાજતા મહારાજશ્રી પંડિતરાજ કવિરાજ સતાવધાની મા [મહારાજ] રત્નચંદજી સ્વામી થાણાને મારી વંદના કરી સુખશાતા પૂછશો.

મહારાજશ્રીને નીચેના ખબર આપશો

સૂત્રોના ભાષાંતર કરવા, તે આપની દેખરેખથી થાય તો જ કરવા ઇચ્છા છે આપ ગમે તે સ્થાન પર રહી કરશો તે બાબત મને અડચણ નથી, પણ આપ ચી ભાઈ રામજી તથા નરભેરામ દેશમાં છે તે અહીં હોય ને આપ પધારી યોગ્ય સલાહ આપો તેમ મારી ઇચ્છા છે ઇચ્છા પુરણ થવી અંતરાય આધીન છે.

ભાયાણીનો કાલે કાગળ હતો તેણે આપને લખેલ છે, કૃપા કરી વેળાસર અહીં પધારો તો બાહ્ય પૈસાનો ઉપયોગ થતો અટકતા આવા પરમારથના કામમાં ધ્યાન અપાય ઉપદેશની જરૂર છે આટલા માટે આગ્રહપૂર્વક વીનંતી છે. આપનો માર્ગ અનિયત વિહારી છે. હુ સમજુ છુ છતા આગ્રહ કરું છુ જવાબ લખશો

લી હંસરાજ લખમીચંદના પ્રણામ

શેઠ ત્રીભોવનદાસ હરજીવન વાંકાનેર — અમરેલી, તા. ૩૧-૧૦-૩૦

આપનો કાર્ડ મળ્યો વાચી સમાચાર જાણ્યા છે. મહારાજશ્રી શતાવધાની પૂજ્ય રતનચંદજી મહારાજ થાણા ૪ ને વદના કરી સુખશાતા પૂછશો.

નારણમુનિને જ્ઞાન ઉત્પન્ન થવા સંબંધી હાલ તો કંઈ નથી લોકોએ વાત ઉડાડી. અનેક ઠેકાણેથી તારો કાગળો આવેલા તેમજ અહીં દર્શનઅર્થે ઘણા માણસો આવે છે

મારી સમજ સમાજમા અજ્ઞાનતા વધારે છે અને શાસ્ત્રોના રહસ્ય સમજ્યા વગરની ક્રિયાઓ છે આજ કારણથી શાસ્ત્રોના રહસ્ય જીવો અને હાલની દશા પલટાવે એ ઉદ્દેશથી મારો પરિશ્રમ છે હુ અજ્ઞાન હોવાથી શતાવધાની મુનિશ્રીના આશ્રયની જરૂર જાણી આગ્રહ કરું છુ મહારાજશ્રીને યોગ્ય લાગે તેમ જીવોને ધર્મમાર્ગ સમજાય અને તેમા પ્રવર્તન થાય આ રસ્તાથી કામ લેવુ ઉત્તમ સમજુ છું. સતમાર્ગમાં વ્યય ભાગ્યશાળીનો થાય. હુ આ માર્ગ ઉત્તમ સમજું છુ અનંતકાળની ભુખ મટાડવા આ સાધન છે

મહારાજશ્રી અહીં પધારે તો મહાન લાભ થાય તેમ છે ચી બેઉ ભાઈ દેશમાં છે ઉપદેશની જરૂર છે એ જ

લી હંસરાજ લખમીચદના પ્રણામ

આ કામ મહારાજ હાથ લીયે તો જ કરવા ઇચ્છા છે

## આગમો તૈયાર કરી છપાવવા માટે સહાયક થનાર દાતાઓની યાદી

રૂ ૨૫૦૦ સ્વ માણેકલાલ કેશવલાલ શેઠના સ્મરણાર્થે

રૂ. ૫૦૦ સ્વ. ઝવેરી કપૂરચંદભાઈ અમૃતલાલના સ્મરણાર્થે

રૂ ૫૦૦ શ્રી જગજીવન પ્રાગજીભાઈ શાહ પાણસણાવાળાના સ્મરણાર્થે
હસ્તે શ્રી પાનાચંદ જગજીવન શાહ (ટેલિ. નં. ૫૭૧૮૮૮) ૫૧ B વૃંદાવન, ચર્ચરોડ
વિરલે પારલે (પશ્ચિમ)

રૂ. ૧૦૦૧ સૌ હીરાબ્હેન અમૃતલાલના તરફથી ચિ રમેશના સ્મરણાર્થે

રૂ. ૫૦૧ ઝવેરી ભગવાજી પ્રેમચંદભાઈ

રૂ ૫૦૧ શ્રી સ્વ. શા. ભીમશી પાલણના સ્મરણાર્થે, હસ્તે તેમના ધર્મપત્ની ગંગા સ્વ. પાંચીબાઈ



સ્વ. શ્રી માણેકલાલ શેઠ



જન્મ: ૧૯૫૬ સંવત

મૃત્યુ: વૈશાખ સુદ ૬ મંગળવાર ૨૦૨૨

# શ્રીયુત્ માણેકલાલ કેશવલાલ શેઠની જીવનઝરમર

માણેકલાલભાઈનો જન્મ સંવત ૧૯૫૬મા (સૌરાષ્ટ્ર) લીંબડીમા જાણીતા શેઠ કુટુંબમાં થયો તેમના પિતાશ્રી તથા માતુશ્રી ખૂબજ સાદા તથા ધાર્મિક વૃત્તિના હોઈ તેમનામાં બાળપણથી સાદાઈ તથા ધાર્મિક ભાવના રહેલી, તે છેવટ સુધી ટકી રહેલ

તેમનુ બાળપણુ તથા વિદ્યાભ્યાસ લીંબડીમાં પુરો કરી બહુ નાની ઉંમરે લીબડીના અન્ય સાહસિક વેપારીઓની માફક મુંબઈ આવ્યા અને શેરબજારમા સાધારણ પ્રકારની નોકરી શેઠ શ્રીપતરામ ગોરધનદાસની પેઢીમા સ્વીકારી શેઠીયાઓનું કામકાજ શેરબજાર ઉપરાત બીજુ પણ ઘણુ મોટુ હોઈ તેમને ખૂબજ અનુભવ મળ્યો કામ કરવાની ધગશ, ઉત્સાહ, સાહસિક વૃત્તિ, હિંમત તેમજ પ્રમાણિકતા, ચારિત્ર તથા ધાર્મિક વૃત્તિના હોઈ બહુજ થોડા સમયમા પેઢીમા મુખ્ય સૂત્રધાર બની ગયા પેઢીનો મોટો વેપાર હોઈ લાખો રૂપીઆની હારજીત કરી શેઠીયાઓનો સંપૂર્ણ વિશ્વાસ પ્રાપ્ત કર્યો

ત્યારબાદ શેઠીયાઓના આશિર્વાદ મેળવી શેરબજારમાં પોતાનું સ્વતંત્ર કામ શરૂ કર્યું પોતાનો બહોળો અનુભવ તેમજ સાહસિક વૃત્તિ હોઈ થોડા જ વખતમાં ગણત્રીપૂર્વકનુ લાખો રૂપિયાનું કામકાજ કરી સારી એવી સફળતા મેળવી શેરબજારના અનેક નાના-મોટા વેપારીઓ તથા દલાલો સાથેનો એમનો મેળ છેવટ સુધી સહાયક હોઈ આખા બજારનો પ્રેમ સંપાદન કર્યો હતો

તેમણે ચાંદીબજારમા પણ મોટો વેપાર કર્યો હતો અને આખા બજારને હંફાવ્યુ હતું.

તેમનામા કુશાગ્ર બુદ્ધિ, અભ્યાસ તથા ગણત્રી કરી વેપાર કરવાની આવડત હોઈ અનેક નાના-મોટા વેપારીઓ તથા દલાલો તેમની સલાહ લેતા હતા

તેઓ સ્વભાવે દયાળુ, નમ્ર, ધર્મશીલ હોઈ નાના વેપારીઓ તથા કુટુમ્બીઓને ખૂબજ સલાહ-સુચના તથા મદદ પણ આપતા હતા

શેરબજારમા છેવટ સુધી નાના-મોટા બધાનો સહકાર મેળવી સૌની ચાહના ખૂબજ પ્રાપ્ત કરી જૈન ધર્મ ઉપરની તેમની આસ્થા અપૂર્વ હતી દર રવિવારે તેઓ એક ધાનનુ આયબીલ કરતા આયબીલ તપ ઉપર એમની શ્રદ્ધા અજોડ હતી.

ધાર્મિક તથા સામાજિક કાર્યોમાં તેઓ છુટા હાથે કોઈ ન જાણે તે રીતે નાણુ ખર્ચતા હતા

જ્ઞાન મંદિરની દેરી વિરલેપારલેમા આયબીલ તપની કાયમી ઓળી માહેનુ દાન તથા અંધેરી ઉપાશ્રયમા દાન, લીંબડીની દરેક પ્રવૃત્તિઓમા અનેક પ્રકારની આર્થિક સહાય, શિક્ષણક્ષેત્રે વિરલેપારલે તથા અન્ય ક્ષેત્રે સારી એવી સહાયતા આપી હતી

કુટુમ્બીઓ પ્રત્યે અપાર પ્રેમ રાખી તેમની ઉન્નતિમા કાયમ ધ્યાન રાખતા કુટુમ્બનો દરેક સભ્ય અભ્યાસ કરે તેમજ ધંધો કરતો થાય તે માટે સતત કાળજી રાખી આર્થિક સહાયતા, સલાહ-સૂચન આપી માર્ગદર્શક બની સૌનો પ્રેમ સંપાદન કર્યો હતો

લીંબડીમા નાનજી ડુંગરશી જૈન ઉપાશ્રયનું ઉદ્‌ઘાટન પૂજ્ય શ્રી ધનજી સ્વામીના નિગાહમાં તેમના પ્રમુખપણે કરવામા આવ્યું હતુ

તેમના ધર્મપત્ની શ્રી સમતાબેન પણ સાદા, મહેનતુ તથા ધાર્મિક વૃત્તિના હોઈ માણેકલાલભાઈના દરેક કાર્યમા સંપૂર્ણ સાથ તથા સહકાર આપતા તે કારણે તેઓ બધાને ખૂબજ ઉપયોગી થઈ શકયાં હતા સારું જીવન સફળતાપૂર્વક જીવ્યા માણેકલાલભાઈ જ્યેષ્ઠ પુત્ર મનુભાઈને પણ પોતાની દોરવણી આપી પોતાની દેખરેખ નીચે તૈયાર કરી ધંધાની લગામ સોંપી, બીજા બેઉ પુત્રો સુરેશભાઈ તથા કમલેશભાઈ ને ઊંચુ શિક્ષણ આપી, બેઉ પુત્રીઓ તથા તેમના ધર્મપત્નીને નિર્ભય બનાવી, નિર્મળ જીવન જીવી આપણી વચ્ચે, સંવત ૨૦૨૨ના વૈશાખ સુદ ૬ મંગળવારને રોજ વિદાય લઈ આ દુનિયાનો ત્યાગ કરી ચાલી ગયા પરમાત્મા તેમના આત્માને શાંતિ આપે

રમેશ અમૃતલાલ શાહ



જન્મ
૨૯-૯-૪૬

સ્વર્ગવાસ
૯-૬-૬૭

# એ જીવન જીવી ગયો!

## રમેશની ઝળહળતી કારકિર્દી પર પ્રકાશ

જીવનનું મૂલ્યાંકન માનવી કેટલી લાંબી જીંદગી જીવ્યો તે પર નથી, પણ કેવી રીતે જીવ્યો, કોના માટે જીવ્યો અને જેટલું જીવ્યો તે દરમિયાન એણે શું કર્યું, તે પર જ જીવનનુ મૂલ્યાંકન થાય છે. પશુવત જીવન જીવનારા, માત્ર પેટભરા કે પોતાના સ્વાર્થ ખાતર જ જીવનારાઓનો તો તોટો જ નથી. પણ હંમેશા એક વાત યાદ રાખવી કે 'પરોપકારાય સતાં વિભૂતય:' હંમેશા પરોપકાર માટે જ સંતો જીવે છે.

આગળ કહ્યુ એમ લાંબી જિંદગી જીવ્યા કરતાં ટૂંકી પણ સદાય યાદગાર જીંદગી જીવી જનારા જ સંતો કહેવાયા છે, મહાપુરૂષો કહેવાયા છે જન્મીને પોતાનુ કાર્ય પતાવી દઈ સારી વ્યક્તિઓ ઝાઝું જીવતી નથી. એવી જ એક વ્યક્તિની અહીં વાત કરૂં છુ, અને તે બીજી કોઈ વ્યક્તિ નહિ; એ છે પરોપકારી જીવ રમેશ અમૃતલાલ શાહ

મા-બાપના લાડીલા લાલા કુમાર રમેશનો જન્મ વઢવાણ શહેરમાં થયો હતો માતાનું નામ હીરાબહેન ખરેખર હીરાબહેનનો એ ઝગમગતો હીરો જ હતો. માતાની પરોપકારીવૃત્તિ અને પિતાનું સૌજન્ય. સત્-જીવનચરિત્રની એનામાં ઝાંખી થતી હતી. બીજા માટે જીવવાની મા-બાપની વૃત્તિનાં એ બાળકમાં નાનપણથી જ દર્શન થતાં

આવા આદર્શ માતા હીરાબહેન અને પિતા અમૃતલાલ શાહનાં જીવનમાં એ રમેશે ખરેખર અમૃત જ રેડયું હતુ. બાળપણ બોરીવલીમાં જ વીત્યુ ગોપાળજી હેમરાજ હાઈસ્કૂલમાંથી એસ. એસ સી.ની પરીક્ષા ઉત્તીર્ણ કરી, ઈલેકટ્રીક વાયરમેનનો ડિપ્લોમા બીજા વર્ગમાં મેળવી, આગળ રેડિયો મીકેનીકનો અભ્યાસ એણે શરૂ કર્યો હતો સાથે સાથે પિતાના જમણા હાથ સમો એ બનીને ઘોડબંદર રોડ પર આવેલ મહાવીર ઈલેકટ્રીક સ્ટોરમાં પિતાનુ બધું કામ એણે સંભાળી લીધુ હતુ

પિતાની ગેરહાજરી કોઈને ન સાલે એ રીતે એ કુમાર રમેશ વર્તતો હતો શ્રી અમૃતલાલભાઈ જ જાણે બેઠા હોય તે રીતે સૌની સાથે એ મધુર વાતચીત કરતો અને હું તો સદાય કહેતો કે, એના મોઢામાંથી ફૂલડાં ઝરે છે

નાની વયમાં જ અનેક ઈલેકટ્રીકનાં કામો એણે સંભાળ્યા હતા. જયા ટોકિઝમા તે ઈલેકટ્રીક સુપરવાઈઝર તરીકે હતો માતાપિતાના બધા જ સદ્‌ગુણો એનામાં ખીલી ઊઠયા હતા તે અનેક સેવાકાર્યોમાં આગેવાનીસર્યો ભાગ ભજવતો. માતાનાં સુસંસ્કારનો વારસો એણે દીપાવ્યો હતો માતાનાં દરેક પરોપકારી કાર્યમાં રમેશનો પૂર્ણ સાથ હતો અનેક સેવાકાર્યોમાં રમેશની દોડાદોડ હોય જ કોઈપણ દુ:ખીવાની વ્હારે એ દોડી જતો હતો. મોટર ડ્રાઈવીંગ જાણતો હતો, એટલે એ કોઈની પણ વ્હારે જવામાં સૌથી મોખરે હોય. રાત-દિવસ જોયા વગર માતાના દરેક કાર્યમાં-પિતાના બધા જ શુભકાર્યોમાં એ મોખરે રહેતો

લાયન્સ કલબ બોરીવલી-દહિંસર તરફથી કોલેરાની રસી મૂકવાની ઝુંબેશ ચાલતી હતી ત્યારે પાંચ દિવસ સુધી ખાવાપીવાની પરવા કર્યા વગર એ કામે લાગી ગયો હતો. તબીબો, નર્સો અને કાર્યકરોને કેન્દ્રમા લઈ જવાનાં કાર્યમાં, તબીબોને દરદી પાસે લઈ જવામાં રમેશ જ મોખરે હોય

આટલી બધી સેવાવૃત્તિ છતા એનામા આડંબર ન હતો કપડામા સંપૂર્ણ સાદાઈ, સ્વભાવનો મીઠો–માખણ જેવો, નરમાશભરી એની વર્તણુંક, અને મુખ્ય વસ્તુ તો એ હતી કે એને કોઈપણ પ્રકારનુ વ્યસન ન હતુ એનો હસમુખો, મોઢામાંથી ફૂલડાં ઝરાવતો ચહેરો જોનારને આખો દિવસ સારો જાય, એમ હુ ભારપૂર્વક કહી શકુ . શરીરે સુદૃઢ, નીરોગી હતો

એક પડછંદકાય યુવાન, છતા એના દીલમા તો દરિયો–કરૂણાનો સાગર ભર્યો હતો ગરીબ–ગરબાઓને જોતો અને એનુ દીલ દ્રવી ઊઠતુ દુકાન પર કે ઘરમાં, રસ્તા પર કે બજારમા જ્યા એ જતો ત્યાં સત્કાર્ય જ કરતો કોઈનુ દુ ખ એનાથી જોયું ન જતુ અને શક્ય એટલી સહાય એ કરી છૂટતો

ગરીબોને જમાડતો ગુપ્તદાન કરતો કોઇને પણ ખબર ન પડે તેમ કોઇને દાણોદુણી અપાવતો અને રોગી હોય કે ભોગી હોય–સૌની મદદે એ જતો. આજના યુવાનોની જેમ એને નાટકચેટક સીનેમાનો શોખ ન હતો જ્યારે આજના યુવાનો મોટાભાગનો સમય આવા કાર્યોમા ગાળતા ત્યારે રમેશ સત્કાર્યમાં સમય ગાળતો

રમેશના માતાજી હીરાબહેન પરોપકારી જીવ. કોઇનુ દુ ખ જુવે અને દોડી જાય રમેશ ઘરમા હોય તો બાને કહે બા, તુ તારે જા, અમે રાધીને ખાઈ લેશુ બાના દરેક કાર્યમા એ સાથ આપતો પિતાના સહારારૂપ અને માતાના સાથીદાર તરીકે અને ભાઈબહેનના વહાલસોયા સહકાર્યકર તરીકે એ ઊભો રહેતો એનુ મોટું સદાય હસતુ એને રાધવાનુ બધુ જ આવડતુ. પોતે જમાડીને જમતો બધાનું એ નાની વયમા ધ્યાન રાખતો હતો

રમેશને પોતાના નાના ભાઈ (નાનકા) પ્રત્યે ખૂબ જ પ્રેમ હતો તે રોજ એક જ થાળીમા જમતા–એક જ પથારીમાં સુતા મા કહે–બેટા, હવે તુ મોટો થયો બન્ને જુદા સુવો–તો એ કહેતો કે બહુ મોટા થશુ પછી વાત નાનકો એનો પ્રાણ હતો બહેનો પ્રત્યે પણ એનો પ્રેમ અપાર હતો ભાડુઆતો સાથે એ હળીમળી જતો

દુકાને બેસે ત્યા પછી ધધો કરતો, પણ એનુ ધ્યાન ગરીબો પર હતુ ગરીબગરબા માગવા આવે તો એ પૈસા–ચાર પૈસા આપી દે મા કહે કે આવા ઘણા આવે; એક–એક પૈસો આપીએ તો બધાને સંતોષી શકાય તો એ કહેતો કે આજે પૈસાની કિંમત શુ? બિચારાને એક પૈસામાં શુ મળે? આમ એનું દિલ ઉદાર હતુ એ માયાળુ સ્વભાવનો અને ધધા પર પણ સીધો માલની વ્યાજબી કિંમત કહેવી-સારો માલ રાખવો અને ઘરાકને દરેક રીતે સતોષવા એ એનો સ્વભાવ હતો જ્યારે જુવો ત્યારે એ હસતો જ જોવા મળે ઘરાકને રાજી કરતો જાય મિત્રો–સ્નેહી–સબધીઓને મળતો જાય અને આમ એ રમેશ સૌનો લાડીલો–માનીતો બની ગયો હતો

વીજળી સાથે તો એ રોજ રમતો હતો અનેક આચકાઓ એણે ખાધા હશે ભાવી પ્રબળ–વીજળી સાથે રોજ રમનાર વીજળીનો જ ભોગ બન્યો

એ ગોઝારી રાત આવી તા ૯–૧–૬૭ની રાત્રે પથારી પાથરી છે પોઢવાની તૈયારીમા છે · માતા-પિતાની વચ્ચે દૌલતનગરના તેમના નિવાસસ્થાન 'હીરા બિલ્ડીંગ' ખાતે રમેશ પથારીમાં પોઢવા પહેલા લઘુશકાએ જાય છે અને બસ વીજળીના તારના સપર્કમા આવતા એ સદાને માટે પોઢી જાય છે

બીજાઓ માટે સદાય ખડે પગે રહેનાર, બીજાના દુ ખો દૂર કરનાર એ પરોપકારી જીવ કોઇને પણ ત્રાસ આપ્યા વગર–કોઈની પણ ચાકરી લીધા વગર જોતજોતામા આ દુનિયા છોડીને ચાલ્યો ગયો એના આવા અકાળ અવસાને માત્ર દૌલતનગર જ નહિ માત્ર બોરીવલી જ નહિ, પણ જેને જેને ખબર પડી તેના હૃદયો પર વીજળીના આચકાઓની જેમ આઘાતના પડઘા પડયા

મૃત્યુની સાંજે ૭-૭-૩૦નાં ગાળામાં મેં પણ એને દુકાન પર હસતો હસતો વાતો કરતો જોયો હતો અને રાત્રે ખબર પડી ત્યારે એકવાર તો દીલ એ વાત માનવા તૈયાર ન હતું.

એક વાત એની એ તરી આવતી કે કોઇને પણ દુઃખી ન કરવા. બધાનાં દુ:ખો દૂર કરવામાં આગળ પડતો ભાગ લેનાર એ રમેશ કોઈની પણ ચાકરી લીધા વિના પ્રભુનાં અક્ષરધામમા પહોંચી ગયો. એ ગયો નથી-એના અમરકાર્યો દ્વારા એ સદાય અમર છે

લોકો માનવીને તેની ઉમ્મરથી કે એ કેવો રૂડો-રૂપાળો છે એ રીતે નથી ઓળખતા પણ એમણે કેવા સત્કાર્યો કર્યાં છે, એ વ્યક્તિ કેટલી પરગજુ હતી, એણે જીવીને કેવી જનસેવા કરી, એનાં પર જ માનવીની કિંમત અંકાય છે

રમેશે નાની ઉંમરમાં ઘણી સિદ્ધિ હાસલ કરી હતી માતા અને પિતા સહિત સમગ્ર કુટુંબના હીરાસમા એ ભાઇ સ્વ રમેશ શાહનું જીવન બીજાઓ માટે પ્રેરણારૂપ પુરવાર થશે જન્મ પછીથી અંત સુધી અનેક કાર્યો કરી ટૂંકી જિંદગીમાં ઘણું મેળવ્યું એ પરોપકારી જીવ હતો. ઊંચો જીવ હતો. ઝાઝું જીવ્યા કરતા ઓછુ જીવી ઘણુ કામ કરી એ મોક્ષગતિને પામ્યો છે. આવા ઊંચા જીવો-ઝાઝુ ન જીવે આવા સારા જીવોની ભગવાનને પણ જરૂર પડે. અને પ્રભુએ એ રમેશને પોતાની ગોદમાં બોલાવી લીધો

માતાપિતા અને ભાઇભાંડુઓને એની ખોટ સદાય સાલશે, પણ એકવાત યાદ રાખીએ એના અધૂરાં કાર્યો પૂરા કરી એને પૂર્ણ શ્રદ્ધાંજલિ આપી શકીએ એની પાછળ કલ્પાંત ન કરીએ પણ આવા સારા જીવની શુભ જ ગતિ હોય, એટલે એની પાછળ એના જેવા યુવાનોને પ્રેરણા મળે તેવા કાર્યો કરીએ એ જે રીતે બીજાંએ ઉપયોગી બન્યો તેવી રીતે બીજા અન્યોને ઉપયોગી બને તેવો ધડો રમેશના જીવનમાથી સૌ કોઈ મેળવે એજ અભ્યર્થના સાથે વ્હાલા ભાઈ રમેશને આ લખાણદ્વારા હૃદયપૂર્વકની શ્રદ્ધાંજલિ અર્પણ કરું છુ.

મનુભાઇ દવે (પત્રકાર)



સ્વ. શા. ભીમસી પાલણ કેરાઈ



જન્મ

સને ૧૯૦૦

સ્વર્ગવાસ

૧૬-૨-૧૯૬૬

# શુદ્ધિપત્રક

( લીટીઓ ગણતાં મથાળું ગણવાનું છે. )

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૩ | અંગાનું | અંગનું |
| ૨ | ૮ | ને | તે |
| ૨ | ૯ | માનનાર | માનનાર |
| ૨ | ૧૯ | તજવા | તજવા |
| ૫ | ૨૧ | समारंभमाणसा | समारंभमाणस्स |
| ૫ | ૨૩ | શરમદ્વારા | સમારંભ વડે |
| ૫ | ૨૬ | સં કેલશ | સંકલેશ |
| ૬ | ૬ | सेनेमि | से बेमि |
| ૬ | ૨૧ | अब्माइ कखेज्जा | अब्भाइक्खवेज्जा |
| ૬ | ૨૨ | ” | ” |
| ૮ | ૩ | કર્યો | કહ્યો |
| ૮ | ૨૪ | अब्माइकखेज्जा | अब्भाइक्खेज्जा |
| ૨૩ | ૧૯ | શમ | એમ |
| ૨૫ | ૭ | गोवावाई | गोयावाइ |
| ૨૭ | છેલ્લી | આશક્તિથી | આસક્તિથી |
| ૨૯ | ૧૬ | વ્યહવાર | વ્યવહાર |
| ૪૦ | ૧૬ | काहाइमाणं | कोहाइमाणं |
| ૭૯ | ૧૩ | તિતીક્ષા | તિતિક્ષા |
| ૭૯ | ૩૦ | आंमचेले | ओमचेले |
| ૮૦ | ૨ | પરડી | પરઠી |
| ૧૧૧ | ૨૨ | (રાજસંબંધ | રાજસબધી |
| ૧૧૮ | ૫ | अवलविय | अवलंबिय |
| ૧૧૮ | ૨૫ | भोयणजात | भोयणजातं |
| ૧૧૯ | ૧૮ | कुट्टिसु | कुहिसु |
| ૧૧૯ | ૩૩ | भिंदिसु | भिंद्दिसु |

# आचारांगजी ब्रह्मचर्य नामनो प्रथम श्रुत स्कंध

( शस्त्रपरिज्ञा नामे पहेला अध्ययनो पहेलो उद्देशक )

ભગવાન આચારાંગ અંગોમાં મુગટ સમાન છે. આ અંગાનુ પ્રયોજન આચારનું નિરૂપણ કરવાનું છે.

આચારનો આધાર વિચાર અને શ્રદ્ધા છે. પ્રથમ સૂત્રમાં જ વિચાર પ્રેરવાને જે સામગ્રી ભગવાન મહાવીર પાસેથી સાંભળેલી હતી તે પંચમગણધર શ્રી સુધર્માસ્વામી પોતાના શિષ્ય જંબુસ્વામીને જણાવે છે. જંબુસ્વામીને જણાવતાં સમગ્ર ભવ્ય લોકોને જણાવવાનું પણ પ્રયોજન છે.

**મૂલમ્ :–सुयं मे आउसं तेणं भगवया एवमक्खायं, इहमेगेसिं णो सण्णा भवइ सू. १ ॥ तंजहा–पुरत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि, दाहिणाओ वा दिसाओ आगओ अहमंसि, पच्चत्थिमाओ आगओ अहमंसि, उत्तराओ दिसाओ आगओ अहमंसि, उड्ढाओवा दिसाओ आगओ अहमंसि, अहो दिसाओ वा आगओ अहमंसि, अण्णयरीओ वा दिसाओ अणु दिसाओ वा आगओ अहमंसि ॥ सू २ ॥ एवमेगेसिं णो नायं भवइ–अत्थि मे आया ओववाइए, नत्थिमे आया ओववाइए,के अहं आसी, के वा इओ चुए इह पेच्चा भविस्सामि ॥ सू. ३ ॥**

અર્થ:–હે આયુષ્યમાન્ મેં સાંભળ્યું છે, તે ભગવાન મહાવીરે આ પ્રમાણે કહ્યું છે. આવાજગતમાં કેટલાક પ્રાણીઓને આ જ્ઞાન હોતું નથી. (૧)

તે આ પ્રમાણેકે હું પૂર્વ દિશામાંથી આવ્યો છું. હું દક્ષિણ દિશામાંથી આવ્યો છું, હું પશ્ચિમ દિશામાંથી આવ્યો છું. કે હું ઉત્તર દિશામાંથી આવ્યો છું, હું ઉર્ધ્વ દિશામાંથી આવ્યો છું. કે હું અધો (નીચેની) દિશામાથી આવ્યો છું આમાથી કોઇ પણ દિશામાંથી કે વિદિશામાંથી હુ આવેલો છું (એ પ્રમાણે ભાન હોતું નથી.)

આ પ્રમાણે કેટલાક માણસોને જ્ઞાન (જાણકારી) હોતું નથી. કે મારો આત્મા પુનર્જન્મશીલ છે, કે મારો આત્મા ફરીથી જન્મ લેનારો નથી, અથવા હું કોણ હતો અને અહીંથી ચ્યવીને, અહીંથી પુનર્જન્મ લઈને હું શું સ્વરૂપ ધારણ કરીશ ?

**મૂલમ્ से जं पुण जाणेज्जा सहसम्मइयाए, परवागरणेण अण्णेसिं अंतिए वा सोच्चा तंजहा–पुरत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि जाव अण्णयरीओ दिसाओ अणुदिसाओ वा आगओ अहमंसि। एवमेगेसिं णायं भवइ–अत्थिमे आया उववाइए, जो इमाओ दिसाओ अणुदिसाओ वा अणुसंचरइ, सव्वाओ अणुदिसाओ आगओ अणुसंचरइ सोहं ॥ सू. ४ ॥**

અર્થ–તે જો વળી પોતાની વિશિષ્ટ મતિથી, (જાતિ સ્મરણ વગેરેથી) બીજાના સમજાવવાથી અથવા અન્ય (અતિશયજ્ઞાની પાસેથી સાંભળીને જાણી લે કે હું પૂર્વદિશામાંથી આવ્યો છુ, ત્યાંથી માંડીને એટલે સુધી કે તેમાની કોઈપણ દિશામાંથી કે વિદિશામાંથી હું આવેલો છું.

તો) કેટલાકને આ પ્રમાણે જ્ઞાન થાય છે કે મારો આત્મા પુનર્જન્મશીલ છે, જે આ દિશાઓમાં અને વિદિશાઓમાં ગમનાગમન કરે છે, બધી દિશાઓમાંથી જે આવ્યો છે અને સંચાર કરે છે. તે હું છુ.

मूलम्–से आयावादी लोयावादी कम्मावादी किरियावादी (सू ५)

અર્થ.–તે મનુષ્ય આત્માવાદી છે, લોકવાદી છે, કર્મવાદી છે, અને ક્રિયાવાદી છે.

ટિપ્પણી :– આત્મવાદી એટલે આત્માનું અસ્તિત્વ અને સંસરણુ એ બે વસ્તુને સ્વીકારનાર. લોકવાદી એટલે સર્વજ્ઞના વચનો દ્વારા એમ સમજનારો આ વિશ્વ અથવા લોક જે જીવ અને અજીવમય છે, ને અમુક નિયમોથી હમેશા ચાલી રહ્યો છે, કર્મવાદી એટલે પૂર્વે કરેલાં કર્મો કે હમણાં થતા કર્મો ફલદાયી છે, એમ માનનાર ક્રિયાવાદી એટલે પોતાના પુરુષાર્થથી જીવનો અભ્યુદય થાય છે અને પોતાના જ કષાય વ્યાપારથી જીવને બંધન થાય છે એમ માનનાર. આ ચાર માન્યતા

मूलम् –अकरिस्सं चाऽहं, कारवेसु चाऽहं करओ आवि समणुन्ने भविस्सामि।
एयावंति सव्वावंति लोगंसि कम्मसमारंम्भा परिजाणियव्वा भवंति (सू. ६)

અર્થ :– (આકાર્ય) મેં કર્યું, મેં કરાવ્યું અને કરતાં પ્રત્યે હું અનુમોદન આપીશ.
લોકમાં આટલાં કર્મનાં સર્વ બંધનનાં કારણુ જાણુવા યોગ્ય થાય છે.

ટિપ્પણી –અહીં આશ્રવસ્થાન જણાવ્યાં છે, કોઈ આરંભની ક્રિયા કરવી, કરાવવી અને અનુમોદવી એ ત્રણુ પ્રકાર થયા. તેને ત્રણુ કાળથી અર્થાત્ ભૂત ભવિષ્યને વર્તમાનથી ગુણુતાં ૯ પ્રકારો થાય. તેને મન–વચન અને કાયા વડે ગુણુતા ૨૭ પ્રકારો થાય. તે તજવા યોગ્ય છે.

मू –अपरिण्णायकम्मा खलु अयं पुरिसे जो इमाओ दिसाओ अणुदिसाओ अणुसंचरइ,
सव्वाओ दिसाओ सव्वाओ अणुदिसाओ साहेति। (सू ७)
आणेगरूवाओ जोणीओ संधेइ, विरूवरूवे फासे पडिसंवेदेइ (सू ८)

અર્થ :–ખરેખર કર્મનું સ્વરૂપ ન સમજનારો આ જીવ, જે આ દિશાઓ અને વિદેશાઓમાં પરિભ્રમણુ કરે છે. તે સર્વ દિશાઓ અને સર્વ વિદિશાઓને પ્રાપ્ત કરે છે. (તે કર્મનુ સ્વરૂપ ન સમજનારો જીવ) અનેક પ્રકારની યોનિઓમા જન્મે છે અને વિધ વિધ પ્રકારના અનુભવોને (સુખ દુઃખના) વેદે છે.

मूलम् –तत्थ खलु भगवया परिण्णा पवेइआ (सू ९)

અર્થ :–તે બાબતમા ભગવાન મહાવીરે સાચું જ્ઞાન (સાચુ જ્ઞાન સમજવાની રીત) ઉપદેશ્યું છે.

મૂલમ્-इमस्स चेव जीवियस्स परिवंदण माणण पूयणाए, जाइमरणमोयणाए दुक्ख पडिघायंं हेउं (सू. १०)

અર્થ :-(સાવદ્ય કર્મોજીવ કાર્યો હેતુએ કરે છે, એ પ્રશ્નના જવાબમાં ભગવાન પાપ પ્રવૃતિના હેતુ સંક્ષેપે જણાવે છે)

આ જીવનને જ માટે તેનાં પ્રશંસા—સત્કાર, અને પૂજન માટે અને જન્મ મરણથી છુટકારો પામવા માટે અને દુઃખનો પ્રતિકાર કરવા માટે (જીવ-સાવદ્ય પ્રવૃતિ કરે છે)

મૂલમ્-एयावंति सव्वावंति लोगंसि कम्मसमारंभा परिजाणियव्वाभवन्ति।
जस्सेतेलोगंसि कम्मसमारंभा परिण्णायाभवंति सेहुमुणी परिण्णायकम्मेत्तिबेमि (सू. ११)

અર્થ :-આ પ્રમાણમાં બધા કર્મ સમારંભો વિશ્વમાં જાણવા યોગ્ય હોય છે, જે મુનિએ વિશ્વમાંના કર્મ સમારંભો (બાંધનારી પ્રવૃતિઓ) જાણી લીધા છે તે મુનિ કર્મના સ્વરૂપને જાણનારો છે, એમ હું કહું છું.

इति प्रथम उद्देशक પહેલો ઉદ્દેશો પૂર્ણ થયો.

પહેલા અધ્યયનનો બીજો ઉદ્દેશો

પહેલા ઉદ્દેશકમા સામાન્ય રૂપે આત્મા કઈ રીતે કર્મ બંધ કરે અને દુ.ખરૂપ સંસારને અનુભવે એનું નિરૂપણ કર્યું છે, બધાં દુ ખોનુ મૂળ અજ્ઞાન છે. એમ જણાવ્યુ છે. કેટલાક લોકોને વિશિષ્ઠ જ્ઞાન હોતું નથી વિશેષ સમજણ હોતી નથી. તેનાં કારણોનુ વિશેષ સ્વરૂપ આ અધ્યયન સમજાવે છે. આ ઉદ્દેશક પાંચ સ્થાવર જીવોની રક્ષા માટે બોધ આપે છે

મૂલમ્ -अट्टे लोए परिजुण्णे दुस्संबोहे अविजाणए अस्सिं लोए पव्वहिए तत्थ तत्थ पुढो पास, आतुरा परितावेंति (सू. १२)

અર્થ :- આ વિશ્વ (જાતિના લોકો) દુઃખથી પીડાયેલુ, ખૂબ જૂનું બોધ પામવાને લગભગ અસમર્થ, ઉચિત જ્ઞાન વગરનુ છે, આ વિશ્વ પીડાયેલું છે, તેને જુદી જુદી જગાએ તુ ભિન્ન ભિન્ન રીતે તું જો. આમા વ્યાકુળ થયેલા જીવો (અન્ય જીવોને) સંતાપ કરે છે.

ટિપ્પણુ :- જગતનાં દુઃખ વિષે વિચાર કરતાં મનુષ્યને આત્મ વિચાર ઉત્પન્ન થાય તે પછી સંસારનો વિચાર અને તેના કારણ રૂપ કર્મનો વિચાર રહે છે. ફલિત થાય છે. તે પછી આખા લોકના સ્વરૂપની વિચારણાની ભૂમિકા બંધાય છે, અને આથી આર્ય ધર્મનો પ્રથમ પાઠ શ્રેય. અને પ્રેયઃ અથવા તો શુભ અને અશુભનો વિચાર આ આત્માર્થી જીવને પ્રાપ્ત થાય છે.

મૂલમ્ -संति पाणा पुढो सिया लज्जमाणा पुढो पास (सू. १३)

અર્થ :– પ્રાણીઓ પ્રથક્ પ્રથક્ રૂપે રહેલાં છે. (તેની હિંસા કરતાં) લજ્જા (સંકોચ) પામતા (મુનિઓને) તું પ્રથક્ જો.

મૂલમ્ –अणगारा मो त्ति एगे पवयमाणा जमिणं विरूवरूवेहिं सत्थेहिं पुढविकम्म समारंभेणं पुढविसत्थ समारंभेमाणा अण्णे अणेगरूवे पाणे विहिंसइ (सू. १४)

અર્થ : અમે ઘર વિનાના સાધુઓ છીએ, એમ જાહેર કરતાં કેટલાક સાધુઓ જે આ વિધવિધ પ્રકારનાં શસ્ત્રો વડે પૃથ્વીનાં કાર્યો સંબંધી આરંભથી પૃથ્વીના શસ્ત્રોનો પ્રયોગ કરતા બીજા અનેક પ્રકારનાં પ્રાણીઓની હિંસા કરે છે.

મૂલમ્–तत्थ खलु भगवया परिण्णा पवेइया । इमस्स चेव जीवियस्स परिवंदण माणणपूयणाए, दुक्खपडि घायहेऊं, से सयमेव पुढविसत्थं समारंभइ, अण्णेहिं वा पुढविसत्थं समारंभावेइ, अण्णे वा पुढविसत्थं समारंभते समणु जाणइ; तं से अहियाए, तं से अबोहिए (सू. १५ )

અર્થ :–તે બાબતમાં (પૃથ્વી કાયની હિંસાની બાબતમા) ભગવાને પરીક્ષા અથવા વિવેક દર્શાવ્યો છે. આ જીવનને જ માટે તેના પ્રશંસા–સત્કાર અને પૂજન માટે, જન્મ મરણથી છુટકારો મેળવવા માટે અથવા તો દુઃખનો પ્રતિકાર કરવા માટે તે (હિંસક) જાતે જ પૃથ્વીકાયનાં શસ્ત્રોનો પ્રયોગ કરે છે. અથવા બીજાની પાસે પૃથ્વીકાયના શસ્ત્રોનો પ્રયોગ કરાવે છે, અથવા તો અન્ય માણસ પૃથ્વીકાયના શસ્ત્રોનો પ્રયોગ કરતો હોય તેને અનુમતિ આપે છે તે તેના મિથ્યાત્વનુ કારણ થાય છે;

મૂલમ્–से त संबुज्झमाणे आयाणीयं समुट्ठाय, सोच्चा खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णरए इच्चत्थं गढिए लोइ जमिण विरूवरूवेहिं सत्थेहिं पुढविकम्मसमारंकुणं पुढविसत्थं समारंभमाणे अण्णे अणेगवेरूवे पाणे विहिंसइ (सू १६.)

અર્થ –તે મનુષ્ય તે બાબતને સમજનારો સમ્યગ દર્શનાદિ સ્વીકારીને ખરેખર ભગવંતના અણગારો પાસેથી સાભળે છે. ત્યારે આ વિશ્વમા કેટલાકને જ્ઞાન થાય છે કે આ (પૃથ્વીકાય આદિકની હિંસા) ખરેખર ગ્રંથિરૂપ છે, (બંધનનુ કારણ છે) આ ખરેખર મોહ છે, આ ખરેખર ઘાતક છે, આ ખરેખર નરક છે, આ બાબતમા જગત આસક્ત થયેલું છે, જેથી કરીને આ વિધવિધ પ્રકારના શસ્ત્રોથી પૃથ્વીકાયનો આરંભ કરીને પૃથ્વીના શસ્ત્રોનો પ્રયોગ કરીને બીજા અનેક પ્રકારના પ્રાણીઓની હિંસા કરે છે.

ટિપ્પણીઃ–સૂક્ષ્મજીવોની દયા સંબંધે ભગવાનના આ શાશ્વત વચનો હંમેશાં યાદ રાખવા જેવાં છે. હિંસા પ્રત્યેનો પ્રેમ એ બંધનનું કારણ છે. અર્થાત્ મોહનું બીજ છે, મોહનુ પ્રેરક છે, સત્ કાર્યનું ઘાતક છે, અને નરકમાં દોરનાર છે આ વસ્તુ બોધ પામનારો જીવ બરાબર સમજે છે

मूलम्–सेवेमि–अप्पेगे अन्धमब्भे, अप्पेगे अन्धमच्छे, अपोजे पायमब्भे. अप्पे पायगे मच्छे अप्पेगे गुप्फमब्भे २, अप्पेगे जंघमब्भे २, अप्पेगे जाणुमब्भे २, अप्पेगे ऊरुमब्भे २, अप्पेगे कडिमब्भे २, अप्पेगे नाभिमब्भे २, अपोगे उदरमब्भे २, अप्पेगे पासमब्भे २, अप्पेगे पिट्ठिमब्भे २, अप्पेगे उरमब्भे २, अप्पेगे हियममब्भे २, अप्पेगे थणमब्भे २, अप्पेगे खंधमब्भे २, अप्पेगे बाहुमब्भे २, अप्पेगे हत्थमब्भे २, अप्पेगे अंगुलिमब्भे २, अप्पेगे णहमब्भे २, अप्पेगे जीवमब्भे २, अप्पेगे हणुमब्भे २, अप्पेगे हो ट्ठमब्भे २, अप्पेगे दंतमब्भे २, अप्पेगे उब्भमब्भे २, अप्पेगे तालुमब्भे २, अप्पेगे जलमब्भे २, अप्पेगे गडमब्भे २, अप्पेगे कण्णमब्भे २, अप्पेगे णासमब्भे २, अप्पेगे अच्छिमब्भे २, अप्पेगे भमुहमब्भे २, अप्पेगे णिडालमब्भे २, अप्पेगे सीरामब्भे १, अप्पेगे संपमारए अप्पेगे उद्दवह ॥सू. १७॥

અર્થ:–(એકેન્દ્રિયાદિ જીવોને આખ, કાન અને નાક, મુખ તેમજ દ્રવ્ય મન ન હોવાથી તેમને દુ:ખનો અનુભવ કઈ રીતે થાય? આવો પ્રશ્ન ઉપજે ત્યારે ભગવાન જણાવે છે.) તે (વાત) હુ કહું છું જેમ કોઇ પ્રાણી જન્માંધ પ્રાણીને ભેદે અને છેદે જેમ કોઈ પ્રાણી પગને ભેદે છેદે, તેમ ઘુંટીને ભેદે છેદે, પિંડી ભેદે છેદે, ઘોંઠણને ભેદે છેદે, સાથળને ભેદે છેદે કમરને ભેદે છેદે; નાભિને ભેદે છેદે, પેટને ભેદે છેદે, પાસાને ભેદે છેદે, પીઠને ભેદે છેદે, છાતીને ભેદે છેદે, હૃદયને ભેદે છેદે, સ્તનને ભેદે છેદે. ખભાનિ ભેદે છેદે, બાહુને ભેદે છેદે, હાથને ભેદે છેદે, આંગળીને ભેદે છેદે, નખને ભેદે છેદે ગ્રીવાને ભેદે છેદે, હડપચીને ભેદે છેદે, હોઠને ભેદે છેદે, દાંતને ભેદે છેદે, જીભને ભેદે છેદે, તાલુને ભેદે છેદે, ગળાને ભેદે છેદે. ગાલને ભેદે છેદે કાનને ભેદે છેદે, નાકને ભેદે છેદે, આંખને ભેદે છેદે, ભમર ભેદે છેદે, કપાનિ ભેદે છેદે, મસ્તકને ભેદે છેદે, કોઇ પ્રાણી તેને મૂર્છિત કરે અથવા કોઇ પ્રાણી તેને નિષ્પ્રાણ કરે.

मूलम् –एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभाअपरिण्णाया भवन्ति, एत्थ सत्थं असमारंभ माणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ॥ सू. १८ ।

અર્થ:–આ બાબતમાં (એકેન્દ્રિયાદિજીવો પ્રત્યે) શસ્ત્રધારા હિંસક પ્રવૃત્તિ કરનાર પ્રાણીને આ ઉપરોકત ભેદોનું (હિંસાતરીકે) ભાન હોતું નથી અને આ બાબતમા શસ્ત્ર દ્વારા હિંસા પ્રવૃતિ ન કરનારને (જાગૃતને) આ હિંસક પ્રવૃત્તિની જાણ હોય છે.

ટિપ્પણી –એકેન્દ્રિયાદિનું દુ:ખ ઘણીવાર અવ્યકત હોય છે, છતાં પણ ક્રૂરતાના સંકલેશ મુજબ હિંસા કરનારને તો પાપનો સબંધ છે જ છે.

मूलम् –त परिण्णाय मेहावी न य सयं पुढविसत्थं समारंभेज्जा, नेवण्णे पुढविसत्थं समारंभाविज्जा, नेवण्णे पुढविसत्थं समारंभन्ते समणुजाणे ज्जा। जस्से ते पुढवि कम्म समारंभा परिण्णाया भवंति सेहु मुणी परिण्णाय कम्मे त्ति वेमि ॥ सू. १९ ॥

અર્થ:–તે (વસ્તુ) જાણીને બુદ્ધિમાન પુરુષ પૃથ્વીકાયના હિંસક શસ્ત્રનો પ્રયોગ કરે નહિ અન્યજનો પાસે પૃથ્વી કાયના હિંસક શસ્ત્રો પ્રયોજાવે નહિ. તેમજ બીજાઓ પૃથ્વી કાયના હિંસક શસ્ત્રનો પ્રયોગ કરે તો તેને અનુમતિ આપે નહિ. જે મુનિને આ પૃથ્વી કાયના હિંસક કાર્યોની ખબર હોય છે તેને હું કર્મતત્ત્વનો ખરેખર જાણકાર છે એમ કહું છું.

॥ इति द्वितीय उद्देशोपूर्ण ॥

## પહેલા અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક

બીજા ઉદ્દેશામા પૃથ્વીકાય જીવની રક્ષા કરનારને અણગાર તરીકે ભગવંતે જણાવ્યો છે, આ ઉદ્દેશામા અણગારના વિશેષ લક્ષણ બતાવવાને પહેલુ અને બીજું અને ત્રીજું સૂત્ર પ્રવર્તે છે. તે પછી અનુક્રમે સ્થાવર તરીકે અપકાયની દયા પ્રાપ્ત થાય છે, તેનુ વર્ણન આ ઉદ્દેશામાં આવે છે.

मूलम् -सेनेमि सेजहावि अणगारे उज्जुकडे, नियायपडिवण्णे अमायं कुव्वमाणे, वियाहिए, जाए सद्धाए निक्खंते तमेव अणुपालेज्जा विजहित्ता विसोत्तियं ॥ सू. १० ॥

અર્થ :–હુ એમ કહુ છું, કે જે પ્રમાણે તે સરલ બનેલો અણગાર ન્યાય માર્ગને, મોક્ષમાર્ગને સ્વીકારીને, માયાને દૂર કરતો કરતો, જે રીતે (અમે) જણાવ્યો છે, અને જે શ્રદ્ધાએ તે ગૃહવાસમાંથી નીકળ્યો છે, તેને (શંકા કાક્ષા વગેરે) વિરોધી પ્રવાહોને તજીને, તે શ્રદ્ધાને ટકાવી રાખે (આ મુનિનું લક્ષણ છે.)

ટિપ્પણી :–આ સૂત્રમાં "विजहित्ता पुव्व संजोगं" એવો પાઠ મળે છે ત્યાં વિરોધિ પ્રવાહો ને બદલે માતા–પિતા ગૃહાદિક પૂર્વ સંયોગોનો ત્યાગ કરીને એવો અર્થ ઘટે છે.

मूलम् -पणया वीरा महावीहिं । लोगं च आणाए अभिसमेच्चा अकुओभयं ॥ सू. ११ ॥

અર્થ .–વીર પુરૂષો મોક્ષ માર્ગની મોટી શેરીને પામી ચૂકયા છે. ભગવંતની આજ્ઞાથી લોકને જાણીને અને કયાયથી પણ ભય જેમાં નથી એવા સંયમને પાળીને

ટિપ્પણી :–શૂરવીરો સંગ્રામથી ડરતાં નથી રાગદ્વેષ અને કષાય સાથેનું યુદ્ધ એ સામાન્ય યુદ્ધ નથી, ભારે યુદ્ધ છે. આમાં ભલભલા ગભરાઈ જાય છે. પણ જેને ભગવંતની આજ્ઞાનુ બળ છે, ગુરૂનો વિનય છે અને શાસ્ત્રની કૃપા છે એવો મુનિ અહીં પરાક્રમ દાખવીને માર્ગમાં આગળ ધપ્યો જાય છે.

मूलम्-सेबेमि णेव सयं लोगं अब्भाइक्खेज्जा, णेव अत्ताणं अब्भाइक्खेज्जा, जेलोयं अब्भाइक्खति, से अत्ताणं अब्भाइक्खति, जे अत्ताणं अब्भाइक्खति, सेलोयं अब्भाइक्खति (सू. १२)

અર્થ -એમ હુ કહું છું. કે (તે મુનિ) ન તો સ્વયં અપકાય વગેરે સ્થાવર જીવલોકનો અપલાપ (નિષેધ) કરે, અને ન તો પોતાના આત્માનો અપલાપ કરે જે સ્થાવર જીવલોકનો અપલાપ કરે છે, તે પોતાના આત્માનો અપલાપ કરે છે, ને આત્માનો અપલાપ કરે છે તે સ્થાવર જીવલોકનો અપલાપ કરે છે.

मूलम्-लज्जमाणा पुढो पास, अणगारा मोत्ति एगे पवयमाणा, जमिणं विरूवरूवेहिं सत्थेहिं उदयकम्मसमारंभेणं, उदयसत्थं समारंभमाणा अण्णे अणेगरूवे पाणे विहिंसति । सू. १३ ॥

અર્થ:-હિંસક ક્રિયાઓથી લજ્જા પામતાં મુનિઓને તું પ્રથકનિહાસ અમે અણગારો છીએ એમ બોલનારા કેટલાક (મનુષ્યો) જે આ વિધવિધ પ્રકાના શસ્ત્રો વડે પાણી સંબંધે કાર્યનો આરંભ કરીને પાણીનું શસ્ત્ર પ્રયોજીને (પાણીના જીવો ઉપરાંત) બીજા અનેક પ્રકારના જીવોને હણી નાંખે છે.

मूलम्-तत्थ खलु भगवया परिण्णा पवेइया। इमस्स चेव जीवियस्स परिवंदणमाणणपूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं से सयमेव उदय सत्थं समारंभते समणुजाणइ, तं से अहियाए, तं से अबोहिए ॥सू. २४।

અર્થ.-તે બાબતમાં ભગવંતે ખરેખર વિવેક (પરિક્ષા) દર્શાવ્યો છે. આ (અસંયમી) જીવનના ગૌરવ, સન્માન, તેમજ સત્કારને માટે જન્મ મરણથી છુટવાને માટે અને દુઃખનો પત્રિકાર કરવા માટે, તે જીવ પોતેજ અપકાયનું શસ્ત્ર પ્રયોજે છે, બીજાઓ દ્વારા અથવા તો અપકાયનું શસ્ત્ર પ્રયોજે છે, અથવા અન્ય કોઈ અપકાયનુ શસ્ત્ર ઉપયોગમાં લેતો હોય તેને અનુગતિ આપે છે. તે તેના અહિતમાં પરિણમે છે તે તેને સમ્યકત્વમાં અંતરાયનું કારણુ છે.

मूलम् -से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाए सोच्चा भगवओ अणगाराणं वा अन्तिए, इहमेगेसिणायं भवति, एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णरए इच्चत्थं गढिए लोए जमिणं विरूवरूवेहिं सत्थेहिं उदयकम्म समारंभेणं, उदयसत्थं समारंभमाणा अण्णे अणेगरुपे पाणे विहिंसइ ॥ सू. २५ ॥

અર્થ :-તે આ વસ્તુને સમજીને ભગવાનના અણગારોની પાસેથી સાંભળીને સંયમ માર્ગને સ્વીકારીને (જ્યારે બોધ પામે છે) ત્યારે આ જગતમા કેટલાકને આ વસ્તુ જણાય છે કે આ (હિંસા કર્મ) ખરેખર ગ્રંથ અથવા પરિગ્રહ છે. આ ખરેખર મોહ છે, આ ખરેખર માર છે (મરણનું કારણુ છે) આ ખરેખર નરક છે, આ બાબતમાં પ્રાણીઓ મૂર્ચ્છિત થયેલાં છે, જેથી આ વિધવિધ પ્રકારના શસ્ત્રોદ્વારા અપકાયની હિંસાના આરંભથી પાણીના શાસને પ્રયોજતાં અન્ય અનેક પ્રકારના પ્રાણીની હિંસા કરે છે.

मूलम -से बेमि, संति पाणा उदय णिस्सिआ, जीवा अणेगे। इह खलु भो अणगाराणं उदयजीवा वियाहिया। सत्थं चेत्थ अणुवीइ, पास। पुढो सत्थं पवेइयं ॥ सू २६ ॥

અર્થ :-હું એમ કહું છું પાણીનો આશરો લઈ ને રહેલા અનેક જીવો અથવા પ્રાણીઓ છે. આ જૈન શાસનમા ખરેખર મુનિઓને અપકાયના જીવો સંબંધે સમજાવવામાં આવ્યું છે, આ બાબતમા વિચાર કરીને તું શસ્ત્રને જો. શસ્ત્ર ભિન્ન ભિન્ન રૂપે જણાવ્યું છે.

मूलम्-अदुवा अदिन्नादाणं ॥ सू. २७ ॥

અર્થ – અથવા (અપકાય વગેરેના હિંસકને) અદત્તાદાન અથવા ચોરીનો દોષ લાગે છે.

ટિપ્પણી – સર્વ દાનમાં અભય દાન શ્રેષ્ઠ છે, એ પ્રસિદ્ધ છે. પ્રાણીની સલામતી વગર જીવને ગયેલું કોઈપણ દાન નિરર્થક લાગે છે અહીં હિંસક હણનાર પ્રાણીની આજ્ઞા વગર તેનો પ્રાણ ખૂંચવી લે છે. તેથી ભગવાને તેને ચોરીનો દોષ કર્યો છે. મહાવ્રત ધારી મુનિને માટે એ સ્પષ્ટ છે.

मूलम्–कप्पतिणे कप्पतिणे पाउं, अदुवा विभूसाए, पुढो सत्थेहिं विउट्टंति एत्थवि तेसिंणो णिकरणाद्द ॥ सू. १८ ॥

અર્થ :– (અન્ય જૈનેતર મતધારીઓ કહે છે કે) અમને જલનો ઉપયોગ કલ્પે છે, અમને પાણી પીવું કલ્પે છે, અથવા વિભૂષા માટે તેનો ઉપયોગ કલ્પે છે. (આમ કહીને તેઓ જુદા જુદા શસ્ત્રોથી અપકાયના જીવોની હિંસા કરે છે. તેમનું આ વચન આ બાબતમા પણ આગમ નિશ્ચય કરનારુ નથી.

मूलम्–एत्थ सत्थं समारभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवन्ति। एत्थ सत्थं असमारंभे माणस्स इच्चेते आरम्भा परिण्णाया भवंति। त परिण्णाय मेहावी णेव सयं उदयसत्थं समारंभभेज्जा, णेवन्नेहिं उदयसत्थं समारंभावेज्जा, उदयसत्थं समारंभतेवि अण्णे न समणु जाणेज्जा, जस्सेते उदयसत्थ समारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि ॥ सू २९ ॥

અર્થ – અહીં (અપકલ્પની બાબતમાં) શસ્ત્રોનો પ્રયોગ કરનારને ઉપર કહેલા આરંભો (હિંસક કર્મો) જાણ બહાર હોય છે. અહીં શસ્ત્રોનો પ્રયોગ ન કરનાર ને ઉપર કહેલા આરંભો જાણીતા હોય છે. તે જાણીને બુદ્ધિમાન પુરુષ જાતે પાણીના શસ્ત્રનો પ્રયોગ ન જ કરે, બીજાઓ દ્વારા પાણીના શાસ્ત્રનો પ્રયોગ કરાવે જ નહિ. તેમજ પાણીના શસ્ત્રનો પ્રયોગ કરનાર અન્યને અનુમતિ આપે નહિ. જે મનુષ્યને આ અપકાયના શસ્ત્રના પ્રયોગોની જાણકારી છે તે ખરેખર કર્મતત્ત્વને જાણનારો મુનિ છે એમ હું કહુ છું.

ઈતિ તૃતીય ઉદ્દેશક

શસ્ત્ર પરિજ્ઞા નામે પ્રથમ અધ્યયનનો ચોથો ઉદ્દેશક

હવે ક્રમ પ્રાપ્ત તેજસ્કાયની દયા સંબંધે વર્ણન આવે છે.

मूलम्–से बेमि णेव सयं लोगं अब्भाइ क्खेज्जा, णेव अत्ताणं अब्भाइ क्खेज्जा, जेलोगं अब्भाइ क्खतिसे अत्ताणं अब्भाइक्खति, जे अत्ताणं अब्भाइक्खति से लोगं अब्भाइक्खति (सू ३०)

અર્થ –તે હું આ પ્રમાણે કહું છું કે (તે જ્ઞાની) જાતે તેજસ્કાયના જીવ સમૂહનો અપલાપ કરે નહિ. તેમજ પોતાના આત્માનો અપલાપ કરે નહિ, જે તેજસ્કાય જીવસમૂહનો અપલાપ કરે છે તે આત્માનો અપલાપ કરે છે જે આત્માનો અપલાપ કરે છે ને તેજસ્કાય જીવસમૂહનો અપલાપ કરે છે.

मूलम्-जे दीहलोग सत्थस्स खेयन्ने, से असत्थस्स खेयन्ने; जे असत्थस्स खेयन्ने, से दीहलोग सत्थस्स खेयन्ने ॥ सू. ३१ ॥

અર્થ:-જે મુનિ દીર્ઘલોક અર્થાત્ વનસ્પતિકાયનુ શસ્ત્ર અગ્નિ તેના સ્વરૂપનો જાણકાર છે, તે અશસ્ત્ર અર્થાત્ સંયમનાં સ્વરૂપનો જાણકાર છે. જે સંયમના સ્વરૂપનો જાણકાર છે, તે વનસ્પતિકાયના શસ્ત્રરૂપ અગ્નિકાયનો જાણકાર છે.

ટિપ્પણી.-દીર્ઘલોક શબ્દનો અર્થ અહીં વનસ્પતિકાય સમૂહ થાય છે, કારણ કે વનસ્પતિકાયની કાર્યશક્તિ શરીરની અવગાહના બીજા સ્થાવર જીવોની અપેક્ષાએ વધારે લાંબી હોય છે. આ વનસ્પતિકાયનુ મુખ્ય ઘાતક-સાધન અગ્નિ છે. તેથી તેને અહીં દીર્ઘલોક શસ્ત્ર કહ્યો છે.

'ખેયન્ન' શબ્દના બે છાયાના અર્થો અહીં અનુરૂપ છે. ૧. ક્ષેત્રજ્ઞ એટલે સ્વરૂપનો જાણકાર અને ૨. ખેદજ્ઞ એટલે પરિશ્રમનો જાણકાર અથવા દુઃખનો જાણકાર.

मूलम्-वीरेहिं एयं अभिभूय दिट्ठं संजतेहिं सया जयेहिं सया अप्पमत्तेहिं ॥ सू. ३२ ॥

અર્થ: સદાયે સંયમયુક્ત અને સદાયે અપ્રમાદી એવા સંયમી વીરપુરુષોએ કર્મ પ્રવાહને જીતીને નિર્મળ જ્ઞાન વડે આ જોયેલુ છે.

मूलम्-जे पमत्ते गुणट्ठिए से हु दंडे पवुच्चति ।
तं परिण्णाय मेहावी, इयाणिं णो जमहं पुव्वमकासी पमाएणं ॥ सू. ३३ ॥

અર્થ: જે જીવ પ્રમાદી છે અને કામગુણોની બાબતમાં તૃષ્ણાવંત છે, તે ખરેખર પ્રાણીઓને દંડનું કારણ છે એમ કહેવાય છે. તે વસ્તુને જાણીને બુદ્ધિમાન પુરુષ (એમ સંકલ્પ કરે છે કે) જે મેં પ્રમાદને કારણે (હિંસક કર્મ) પૂર્વે કર્યું હતું તે હવે નહિ કરુ.

ટિપ્પણી:-શાસ્ત્રમાં હિંસાને બે કારણોથી પ્રગટ થતી સમજાવી છે. ૧. પ્રમાદ એટલે બેદરકારી ૨. કોઈપણ પ્રાણીનો પ્રાણ લઈ લેવો. અહીં ઉચિત રીતે હિંસા કર્મમાં પ્રમાદની મુખ્યતા ભગવંતે નિરૂપી છે.

मूलम्-लज्जमाणा पुढो पास, अणगारा मो त्ति एगे पवयमाणा, जमिणं विरूवरूवेहिं सत्थेहिं अगणि कम्मसमारंभेणं अगणिसत्थं समारंभमाणे, अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥सू. ३४॥

અર્થ (આ અસંયમી હિંસા કર્મથી) લજ્જા પામતા મુનિઓને તું જુદા પાડીને જો, (અન્ય ભિક્ષુઓ) અમે અણગારો છીએ એમ કહેવા છતાં, જે આ વિધવિધ પ્રકારનાં શસ્ત્રો વડે અગ્નિકાય સંબંધે હિંસા કર્મ વડે અગ્નિના શસ્ત્રને પ્રયોજતો થકો બીજા અનેક પ્રકારના જીવોની હિંસા કરે છે.

मूलम्-तत्थ खलु भगवया परिण्णा पवेइया । इमस्स चेव जीवियस्स, परिवंदण माणणपूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव अगणिसत्थं समारंभति, अण्णेहिं वा अगणिसत्थं समारंभावेइ, अण्णे वा अगणिसत्थं समारंभमाणे समणुजाणाइ, तं से अहियाए, तं से अबोहिए ॥ सू. ३५ ॥

અર્થ:-તે બાબતમાં ખરેખર ભગવંતે પરિજ્ઞા એટલે વિવેક દર્શાવ્યો છે. આ જ અસંયમી જીવનનું સન્માન, સત્કાર અને ગૌરવ કરવાને માટે, જાતિ એટલે જન્મ અને મરણથી છૂટવાની બુદ્ધિએ, દુ:ખોનો પ્રતિકાર કરવા માટે તેની અગ્નિકાયના શસ્ત્રને ઉપયોગમા લે છે, અથવા બીજાઓ દ્વારા અગ્નિકાયના શસ્ત્રનો ઉપયોગ કરાવે છે અથવા અગ્નિકાયના શસ્ત્રનો અન્ય ઉપયોગ કરતાં હોય તેને અનુમતિ આપે છે, તે તેના અકલ્યાણને માટે છે. તે તેના મિથ્યાત્વનું કારણ થાય છે.

मूलम्-से त संबुज्झमाणे आयाणीयं समुदाय, सोच्चा खलु भगवओ, अणगाराणं वा अंतिए इहमेगेसिं णायं भवति, एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए इच्चत्थं गढिए लोए जमिणं विरूवरूवेहिं सत्थेहिं अगणिकम्मसमारंभेणं अगणिसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ सू. ३६ ॥

અર્થ-તે આ બાબતને સમજીને સંયમ સ્વીકારીને, ભગવંત પાસેથી સાંભળીને અથવા મુનિઓની પાસેથી સાંભળીને આ બાબતમાં કેટલાકને જ્ઞાન થાય છે કે આ ખરેખર લાલચરૂપ અર્થાત્ અષ્ટ કર્મનું કારણ છે, આ ખરેખર મોહ છે, આ ખરેખર મરણોનું કારણ છે, આ ખરેખર નરકનું કારણ છે આ બાબતનાં તૃષ્ણાવંત જગતના લોકો જેથી કરીને આ વિધવિધ પ્રકારના શસ્ત્રો વડે અગ્નિ (કર્મ)ના આરંભવડે અગ્નિના શસ્ત્રને પ્રયોજતા થકા બીજી અનેક પ્રકારના જીવોની હિંસા કરે છે.

मूलम्-से बेमि संति पाणा पुढविणिस्सिया, तणणिस्सिया, पत्तणिस्सिया, कट्ठणिस्सिया, गोमयणिस्सिया, कयवरणिस्सिया। संति संपातिमा पाणा आहच्च सपयंति य। अगणिं च खलु पुट्ठा एगेसंघायमावज्जंति। जे तत्थ संघायमावज्जंति ते तत्थ परियाविज्जंति, जे तत्थ परियाविज्जंति ते तत्थ उद्दायंति ॥सू. ३७॥

અર્થ:-તે હું કહું છું, કે પૃથ્વીને આશરે રહેલા, ઘાસને અર્થાત્ તૃણને આશરે રહેલા, પાંદડાને આશરે રહેલા, છાણને આશરે રહેલા, કચરાને આશરે રહેલા જીવો છે, અને આવીને પડનારા જીવો છે, જે એકાએક આવી પડે છે. ખરેખર અગ્નિને સ્પર્શીને કેટલાક જીવો શરીરનો સંકોચ પામે છે. જે ત્યાં સંકોચ પામે છે તે ત્યા મૂર્છા પામે છે, અને જે ત્યાં મૂર્છિત થાય તે જીવો ત્યા મરણ પામે છે (આ રીતે અનેક ત્રસ પ્રાણીની હિંસા અગ્નિ સમારંભમાં થાય છે.)

मूलम्-एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति (सू ३८)

અર્થ-આ અગ્નિકાય સંબંધે શસ્ત્રનો પ્રયોગ કરનારને આ પ્રમાણે આ આરંભની (હિંસક કર્મની) જાણકારી હોતી નથી. અહીં શસ્ત્રનો પ્રયોગ ન કરનારને આ પ્રમાણે આ આરંભોની જાણકારી હોય છે.

मूलम्-तं परिण्णाय मेहावी णेव सयं अगणिसत्थं समारंभेज्जा नेवऽण्णेहिं अगणिसत्थं समारंभावेज्जा, अगणिसत्थं समारंभमाणे अण्णे न समणुजाणेज्जा, जस्सेते अगणिकम्मसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे ति बेमि (सू. ३९)

અર્થ :- તે જાણીને બુદ્ધિમાન પુરુષે અગ્નિ શસ્ત્રનો પ્રયોગ કરવો જ ન ઘટે. વળી બીજાઓ દ્વારા અગ્નિ શસ્ત્રનો પ્રયોગ ન જ કરાવવો ઘટે, તેમજ અગ્નિ શસ્ત્રનો આરંભ કરનાર બીજાઓને અનુમોદન ન આપવું ઘટે. જેને આ અગ્નિકાયના આરંભકર્મોની જાણકારી હોય છે તે મુનિ ખરેખર કર્મના સ્વરૂપનો જાણકાર છે, એમ હું કહું છું.

ઇતિ ચોથો ઉદ્દેશો સમાપ્ત

શસ્ત્રપરિજ્ઞાનામે પ્રથમ અધ્યાયનો પાંચમો ઉદ્દેશક

ચોથા ઉદ્દેશકમાં અગ્નિકાયની યતના સંબંધે વર્ણન કર્યું, હવે ક્રમથી વાયુકાય આવે, છતાંય અહીં વનસ્પતિકાયની દયાનું વર્ણન લીધું છે. તેનુ કારણ વાયુ સૂક્ષ્મ હોવાથી શિષ્યને સમજવા માટે અંતે રાખ્યો છે. બીજું, વાયુકાયની હિંસાનો પરિહાર સંયમી સાધકોને માટે પણ સંપૂર્ણ રીતે શક્ય નથી, તેથી અહીં વનસ્પતિકાયનુ વર્ણન કરે છે. પ્રથમ સૂત્રમાં અણગારની વ્યાખ્યા આપે છે.

**मूलम्–तं णो करिस्सामि समुट्ठाए, मत्तामइमं, अभयं, विदित्ता, तं जे णो करए, एसोवरए, पत्थोवरए, एस अणगारेति पवुच्चइ ॥ सू. ३९ ॥**

અર્થઃ-(બુદ્ધિમાન પુરુષ વિચાર કરે છે કે) આત્મકલ્યાણમાં ઉદ્યમી થઈને તે વનસ્પતિકાયનો આરંભ હું કરીશ નહિ. આ જાણીને મતિમાન પુરુષ સંયમને (બરાબર) સમજીને આ બાબતમા વિરામ પામેલો, તે આરંભને જે કરતો નથી તેને જૈન શાસનમાં વિરત અર્થાત્ સંયમી કહેવાય, તેને જ અણગાર એમ કહેવાય છે

**मूलम् –जे गुणे से आवट्टे. जे आवट्टे से गुणे ॥ सू. ४० ॥**

અર્થઃ-જે ઇંદ્રિયોના વિષયો (કામગુણો) છે તે સંસારસમુદ્રની ભમરીઓ છે અને જે ભમરીઓ છે તે ઇંદ્રિયોના વિષયો છે.

ટિપ્પણીઃ-અહીં શાસ્ત્રકાર વૈરાગ્યનુ સ્વરૂપ દર્શાવે છે. ભવસંસાર પંચવિષયોથી બનેલો છે, એટલે વિષયનો ત્યાગી પુરુષ જ સંસારસમુદ્ર તરવાને અધિકારી છે. અહિંસાની વાત કરતાં આ તૃષ્ણા-શત્રુને જીતવો બહુ જરૂરી છે. અહી ભૂલ થાય તો બધો પુરુષાર્થ નકામો જાય એવી પરિસ્થિતિ છે

**मूलम् –उड्ढं अहं तिरियं पाईणं पासमाणे रूवाइं पासइ, सुणमाणे सद्दाइं सुणइ, उड्ढं अहं तिरियं पाइणं मुच्छमाणे रूवेसु मुच्छति, सद्देसु यावि। एस लोए वियाहिए। एत्थ अगुत्ते अणाणाए पुणो पुणो गुणासाते वंकसमायारे पमत्ते अगारमावसे ॥ सू. ४१ ॥**

અર્થ:-ઊંચી દિશામાં, નીચી દિશામાં, તિરછી દિશામાં, પૂર્વાદિક દિશામાં જો પુરુષ જુએ છે તો રૂપોને જુએ છે, જો પુરુષ સાંભળે છે તો શબ્દોને સાંભળે છે. ઊંચી દિશામા, નીચી દિશામાં, તિરછી દિશામાં, પૂર્વાદિક દિશામાં જો આસકિત કરે તો રૂપોમાં મૂર્છિત થાય છે, તેમ જ શબ્દોમાં પણ મૂર્છિત થાય છે. આ (મૂર્છા)ને લોકના સ્વરૂપ તરીકે સમજાવવામાં આવી છે. આ બાબતમા જે અસયમી છે તે ભગવંતની આજ્ઞાની બહાર છે, અને ફરી ફરી ગુણોનો (વિષયોનો) રસીઓ થઈ થઈ ને વક્ર આચરણ કરતો કરતો પ્રમાદી બનીને (સંયમી હોવા છતા) ગૃહસ્થતુલ્ય બની જાય છે

मूलम्-लज्जमाणा पुढो पास, अणगारा मो त्ति एगे पवयमाणा, जमिणं विरूवरूवेहिं सत्थेहिं वणस्सइकम्मसमारंभेणं वणस्सइसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसति ॥ सू ४२ ॥

અર્થ:-(આ આરંભથી) શરમાતા નિગ્રન્થ મુનિઓને તું જુદા જો. કેટલાક (શાકયાદિ ભિક્ષુઓ) અમે અણુગાર છીએ એમ કહેવા છતાં, જે આ વિધવિધ પ્રકારના શસ્ત્રોથી વનસ્પતિકાયના હિંસા કર્મ વડે, વનસ્પતિના શસ્ત્રોનો પ્રયોગ કરતા બીજા અનેક પ્રકારના જીવોની હિંસા કરે છે. (તેને તું જુદા જો.)

मूलम्-तत्थ खलु भगवया परिण्णा पवेदिया, इमस्स चेव जीवियस्स, परिवंदणमाणणपूयणाए जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव वणस्सइसत्थं समारंभइ अण्णे हि वा वणस्सइसत्थं समारंभावेइ, अण्णे वा वणस्सइसत्थ समारंभमाणे समणुजाणाइ, तं से अहियाए तं से अबोहिए ॥ सू ४३ ॥

અર્થ.-તે બાબતમાં ખરેખર ભગવંતે પરીક્ષા દર્શાવી છે. આ અસંયમી જીવનના સન્માન સત્કાર અને ગૌરવને માટે, જન્મ-મરણથી છૂટવાની બુદ્ધિએ, અને દુઃખનો પ્રતિકાર કરવા માટે, તે જાતે જ વનસ્પતિ શસ્ત્રનો પ્રયોગ કરે છે, અથવા બીજાઓ દ્વારા વનસ્પતિ શસ્ત્રનો પ્રયોગ કરાવે છે, અથવા તો બીજા વનસ્પતિ શસ્ત્રનો પ્રયોગ કરતા હોય તેને અનુમોદન આપે છે, તે તેના અકલ્યાણનુ કારણુ છે, તે તેના મિથ્યાત્વનુ કારણુ છે

मूलम्-से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाय, सोच्चा खलु भगवओ, अणगाराणं वा अंतिए इहमेगेसिंणायं भवइ-एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए। इच्चत्थं गढिए लोए जमिणं विरूवरूवेहिं सत्थेहिं वणस्सइकम्मसमारंभेणं, वणस्सइसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ सू. ६४ ॥

અર્થ:-તે વસ્તુને સમજનારા તે માનવને, સંયમને સ્વીકારીને, ખરેખર ભગવંત પાસેથી સાંભળીને અથવા તો અણુગારો પાસેથી સાંભળીને, આ જગતમા (કેટલાકને) જાણકારી થાય છે કે આ ખરેખર કર્મબંધનનુ કારણુ છે, આ ખરેખર મોહનુ કારણુ છે, આ ખરેખર જન્મ-મરણનુ કારણુ છે, આ ખરેખર નરકબંધનું કારણુ છે. આ બાબતમા એ પ્રમાણે જગત આસક્ત

થયેલું છે, જેથી કરીને આ વિધવિધ પ્રકારના શસ્ત્રોથી વનસ્પતિ કર્મોનો આરંભ કરીને વનસ્પતિ શસ્ત્રના પ્રયોગ કરતાં કરતાં બીજા અનેક પ્રકારના જીવોની હિંસા કરે છે

મૂલમ્-से बेमि इमंपि जाइधम्मयं, एयंपि जाइधम्मयं; इमंपि वुड्ढिधम्मयं एयंपिवुड्ढिधम्मयं, इमंपि चित्तमंतयं, एयंपि चित्तमंतयं, इमंपि छिन्नं मिलाति, एयंपि छिन्नं मिलाति; इमंपि आहारगं, एयंपि आहारगं; इमंपि अणिच्चयं, एयंपि अणिच्चयं, इमंपि असासयं एयंपि असासयं; इमंपि चओवचइयं, एयंपि चओवचइयं; इमंपि विपरिणामधम्मयं, एयंपि विपरिणामधम्मयं ॥ सू. ४५ ॥

અર્થ-તે હુ કહુ છું, આ શરીર (મનુષ્યનુ શરીર) જન્મ પામવાના સ્વભાવવાળું છે. તે શરીર (વનસ્પતિ શરીર) પણ જન્મવાના સ્વભાવવાળું છે. આ શરીર પણ વૃદ્ધિ પામવાના સ્વભાવ વાળું છે, તે શરીર પણ વૃદ્ધિ પામવાના સ્વભાવવાળું છે. આ શરીર પણ ચેતનવંતું છે, તે શરીર પણ ચેતનવતું છે. આ શરીર પણ છેદાઈને કરમાય છે, તે શરીર પણ છેદાઈને કરમાય છે આ શરીર પણ આહારથી વિકસેલું છે, તે શરીર પણ આહારથી વિકસેલુ છે આ શરીર પણ અનિત્ય છે, તે શરીર પણ અનિત્ય છે. આ શરીર પણ અશાશ્વત છે, તે શરીર પણ અશાશ્વત છે. આ શરીર પણ હાનિ-વૃદ્ધિ પામનારુ છે, તે શરીર પણ હાનિ-વૃદ્ધિ પામનારું છે. આ શરીર પણ ફેરફાર પામવાના સ્વભાવવાળું છે, તે શરીર પણ ફેરફાર પામવાના સ્વભાવવાળું છે.

ટિપ્પણી:-અનિત્ય એટલે પ્રત્યેક ક્ષણે રૂપાંતર પામનાર, અને અશાશ્વત એટલે આ પ્રવાહમાં પણ કાયમ ન ટકનારું.

મૂલમ્-एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभाअपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवन्ति। ते परिण्णायमेहावी णेव सयं वणस्सइसत्थं समारंभेज्जा, णेवण्णेहिं वणस्सइसत्थं समारंभावेज्जा, णेवण्णे वणस्सइसत्थं समारंभंते समणुजाणेज्जा। जस्सेते वणस्सइसत्थ समारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे ति बेमि ॥ सू ४६ ॥

અર્થ:-અહીં વનસ્પતિકાય પર શસ્ત્રનો પ્રયોગ કરનારને આ પ્રમાણે અહિંસા કર્મોની જાણકારી હોતી નથી. અહીં શસ્ત્રોનો પ્રયોગ ન કરનારને આ પ્રમાણે આ હિંસા કર્મોની જાણકારી હોય છે. તે સમજીને બુદ્ધિમાન પુરુષે જાતે વનસ્પતિ શસ્ત્રનો પ્રયોગ ન જ કરવો ઘટે, અને અન્ય પાસે તે શસ્ત્રનો પ્રયોગ કરાવવો નહિ, તેમજ અન્ય વનસ્પતિ શસ્ત્રનો પ્રયોગ કરતો હોય ત્યાં અનુમતિ આપવી નહિ. જેને આ વનસ્પતિના હિંસા કર્મો જાણીતા છે તે ખરેખર કર્મના સ્વરૂપનો જાણકાર મુનિ છે, તેમ હું કહુ છું.

ઇતિ પાંચમો ઉદ્દેશો સમાપ્ત

શસ્ત્રપરિજ્ઞાનામે પ્રથમ અધ્યાયનો છઠ્ઠો ઉદ્દેશો

સિદ્ધાંત આચારાંગજીમાં પ્રારંભમાં જ આગળના પ્રકરણમાં સૂક્ષ્મ એકેંદ્રિય જીવોની દયા સંબંધે મુનિનો આચાર અત્યંત સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવ્યો છે. હિન્દુસ્થાનમાં કોઇ પણ ગ્રન્થના તાત્પર્યનો નિર્ણય કરતા આ નીચેની વસ્તુઓ જોવામાં આવે છે:

(૧) પ્રારંભ, (૨) અંત, (૩) વારંવાર નિરૂપણ, (૪) અપૂર્વ અથવા અદ્ભુત નિરૂપણ, (૫) પરિણામ, (૬) અર્થવાદ અથવા ગ્રન્થનુ અલંકાર દ્વારા સ્તુતિ કરતું નિરૂપણ અને (૭) તર્કદ્વારા સંગતિ. આ સાત વસ્તુ લક્ષમાં લઇને ગ્રન્થનો ભાવાર્થ નક્કી કરવાની રીત છે. અહીં સિદ્ધાતમાં આરંભ અને અદ્ભુત નિરૂપણ તેમજ પરિણામ એ ત્રણ વસ્તુઓ સૂક્ષ્મ અહિંસાનો પક્ષ કરે છે.

उपसर्गो–संहारो, अभ्यासोऽपूर्वता फलम्, अर्थवादो पपत्तिश्च, लिंगं तात्पर्य निर्णये।

આમ સૂક્ષ્મ જીવોની દયા ભગવાને દર્શાવ્યા પછી, હવે ત્રસકાય જીવોની દયા તેઓ દર્શાવે છે.

मूलम्–से बेमि संतिमे तसा पाणा, तं जहा–अंडया, पोयया, जराउआ, रसया, संसेयया, संमुच्छिमा, उब्भियया, उववाइया, एस संसारेत्ति पवुच्चइ मंदस्स अवियाणओ ॥सू ४७॥

અર્થ.– તે હું કહુ છું, આ ત્રસ પ્રાણીઓ છે, જેમ કે અંડજ જીવો, પોતજ જીવો, જરાયુજ જીવો (ઓળમા જન્મતા), રસજ જીવો, પરસેવામા જન્મતા જીવો, સંમૂર્છિમ જીવો, વનસ્પતિમાં જન્મનારા જીવો, અને દેવનારક ઔપપાતિક જીવો. આ (સ્થાવર અને ત્રસરૂપ) સંસારનું ક્ષેત્ર છે તે વિવેકશૂન્ય અજ્ઞાનીને માટે (પરિભ્રમણનુ) ક્ષેત્ર છે.

मूलम्–निज्झाइत्ता पडिलेहित्ता, पत्तेयं परिणिव्वाणं सव्वेसि पाणाणं, सव्वेसिं भूयाणं, सव्वेसिं जीवाणं, सव्वेसिं सत्ताणं, अस्सायं अपरिणिव्वाणं महब्भयं दुक्खं ति बेमि ॥सू ४८॥

અર્થ:– વિચાર કરીને, સૂક્ષ્મ નિરીક્ષણ કરીને, (કહી શકાય છે કે) પ્રત્યેક જીવને સુખ સમાધાન ઇષ્ટ છે. સર્વ વિકલેંદ્રિયોને, સર્વ વનસ્પતિજીવોને, સર્વ પંચેન્દ્રિજીવોને, અને સર્વ એકેન્દ્રિય જીવોને માટે અશાતા અને અસમાધાન મહાભયરૂપ અને દુ:ખકર છે, એમ હુ કહું છું.

ટિપ્પણી·–બધા જીવોને અશાતા અને અસમાધાન ભયકારી અને દુઃખરૂપ છે. તે જાણ્યા પછી જે આઠ પ્રકારના જીવો જણાવ્યા તેની ટૂંકી ઓળખાણ કરવી વાજબી થશે. ૧ ઇંડાંમાંથી ઉત્પન્ન થનાર પખી વગેરે, ૨ થેલી અથવા પોતથી ઉત્પન્ન થનાર હાથી વગેરે, ૩. જરાયુ અથવા ઓરમાથી ઉત્પન્ન થનાર ગાય, ભેંસ, મનુષ્ય વગેરે, ૪. રસોમાં ઉત્પન્ન થનાર નાના કીડાઓ

વગેરે, ૫. પરસેવાથી ઉત્પન્ન થનાર જુ, માંકડ વગેરે, ૬. જાતે ઉત્પન્ન થનાર સમૂચ્છિમ જીવો, ૭. વનસ્પતિમાં ઉત્પન્ન થનાર કંથવા અને લીલા, રાતા જીવડાં વગેરે, ૮. દેવ અને નારક જેઓ શૈયામાં કે કુંભીમા ઉત્પન્ન થાય છે એવા આ રીતે સંસારના જીવો સ્થાવર અને ત્રસ દર્શાવ્યા છે.

मूलम्-सन्ति पाणा पदिसो दिसासु य। तत्थतत्थ पुढो पास आउरा परितावेंति, संति पाणा पुढो सिया ॥ सू. ४९॥

અર્થ -વિદિશાઓ અને દિશાઓમાં રહેલા જીવો ત્રાસ પામે છે ત્યાં ત્યાં હે શિષ્ય ! તુ તેને જુદા જુદા જો. (વિષયો અને કસાયોથી) વ્યાકુળ જીવો બીજા જીવોને પરિતાપ આપે છે. જીવો જુદા જુદા કાયનો આશ્રય કરીને રહેલા છે.

मूलम्-लज्जमाणा पुढो पास, अणगारा मो त्ति एगे पवयमाणा, जमिणं विरूवरूवेहिं सत्थेहि तसकायसमारंभेणं त्रसकायसत्थं समारंभमाणा अण्णे अणेगरूवे पाणे विहिंसति ॥सू ५०॥

અર્થ.-અહિંસક કર્મથી લજ્જા પામનાર, અર્થાત તેને તજનારા મુનિઓને તુ જુદા કરીને જો. કેટલાક શાકયાદિ ભિક્ષુઓ, અમે સાધુઓ છીએ, એમ બોલતા બોલતા જે આ વિધવિધ પ્રકારનાં શસ્ત્રોથી ત્રસકાયની હિંસા કરીને ત્રસકાયનું શસ્ત્ર પ્રયોજીને બીજા અનેક પ્રકારના જીવોની હિંસા કરે છે (તે તેમના અકલ્યાણમાં પરિણમે છે).

मूलम्-तत्थ खलु भगवया परिण्णा पवेइया। इमस्स चेव जीवियस्स, परिवंदण माणणपूयणाए, जाइमरण मोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव तसकाय सत्थं समारंभति, अण्णेहिं वा तसकायसत्थं समारंभावेइ, अण्णे वा तसकाय सत्थं समारंभमाणे समणु जाणइ तं से अहियाए, तं से अबोहिए ॥ सू. ५१ ॥

અર્થ: તે બાબતમા ખરેખર ભગવંતે પરીક્ષા દર્શાવી છે. આ અસંયમી જીવના જ સત્કાર, સન્માન અને ગૌરવને માટે, જન્મ-મરણથી છૂટવાને માટે, દુખનો પ્રતિકાર કરવા માટે, તે જાતે જ ત્રસકાયના શસ્ત્રોનો પ્રયોગ કરે છે, અથવા બીજાઓ પાસે ત્રસકાય શસ્ત્રોનો પ્રયોગ કરાવે છે, અથવા બીજાઓ ત્રસકાય શસ્ત્રનો પ્રયોગ કરે તેને અનુમોદે છે, તે તેમના અકલ્યાણ માટે છે. તે તેમને માટે મિથ્યાત્વનુ કારણ છે.

मूलम-से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाय, सोच्चा भगवओ, अणगाराणं वा अंतिए इहमेगेसिं णायं भवति-एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु विरए। इच्चत्थं गढिए लोए जमिणं विरूवरूवेहिं सत्थेहिं तसकायसमारंभेणं, तसकायसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिसइ ॥सू. ५१॥

અર્થ -એ તે વસ્તુને સમજતો થકો સંયમ માર્ગને સ્વીકારીને, ભગવંતની પાસેથી સાંભળીને અથવા અણગારોની પાસેથી સાંભળીને કેટલાકને આ જગતમા જ્ઞાન થાય છે કે, આ ખરેખર કર્મબંધનું બીજ છે, એ ખરેખર મોહનું કારણનું કારણ છે, એ ખરેખર જન્મ-મરણનું

કારણ છે એ ખરેખર નર્કબંધનું કારણ છે. આ બાબતમા લાલચુ બનેલુ જગત છે. તેથી કરીને આ વિવિધ પ્રકારના શસ્ત્રોથી ત્રસકાયનું હિંસાકર્મ કરીને ત્રસકાયના શસ્ત્રોને પ્રયોજતાં બીજા અનેક પ્રકારના જીવોની હિંસા કરે છે.

मूलम्–से बेमि अप्पेगे अच्चाए हणंति, अप्पेगे अजिणाए वहंति, अप्पेगे मंसाए वहंति, अप्पेगे सोणियाए वहंति, एवं हियथाए, पित्ताए, वसाए, पिच्छाए, पुच्छाए वालाए, सिंगाए, विसाणाए, दंतए, दाढाए, णहाए, ण्हारूणीए, अट्ठिए, अट्ठिमिंजाए, अट्ठाए, अणट्ठाए, अप्पेगे हिंसिसु मे त्ति वा वहंति, अप्पेगे हिंसति मे त्ति वा वहंति, अप्पेगे हिंसिस्संति मेत्ति वा वहंति ॥सू ५३॥

અર્થ:–હુ એમ કહું છુ કે, કેટલાક (મનુષ્યો) દેવ, ગુરુ, પૂજનીય વગેરેની અર્ચા અર્થાત્ પૂજા કરવા માટે જીવોની હિંસા કરે છે, કેટલાક ચામડા માટે જીવોને હણે છે, કેટલાક માંસને માટે જીવોને હણે છે, કેટલાક લોહીને માટે તેમનો વધ કરે છે. એ જ પ્રમાણે હૃદયને માટે, પિત્તને માટે, ચરબીને માટે, પીછાઓને માટે, પૂંછડાંએ ને માટે, વાળને માટે, શીંગડાંને માટે, વાંકાં–ચુંકા શીંગડાં માટે, દાંતોને માટે, દાઢોને માટે, નખોને માટે, નસોને માટે, હાડકાંઓ માટે, અને હાડકાની મિજાઓ માટે, પ્રયોજન માટે, વિના પ્રયોજને, કેટલાક મને આણે હણ્યો હતો તે બુદ્ધિએ તેનો વધ કરે છે, કેટલાક આ મને હણી નાખશે એમ વિચારીને વધ કરે છે

ટિપ્પણી–હિંસાના કારણ તરીકે ભગવંતે આ અસંયમી જીવનું પોષણ અને ગૌરવ કસોટી તરીકે બતાવ્યાં હતા, એ અસંયમી જીવનના પોષણના પ્રકારો ઉપરના સૂત્રમાં વિગત દર્શાવીને બતાવ્યા છે અહીં પૂજન માટે થતી હિંસાને આરંભમા જ જણાવી છે એ વિચારવા યોગ્ય છે.

मूलम्–एत्थ सत्थ समारंभमाणस्स इच्चेने आरभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारंभ–माणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ।सू. ५४॥

અર્થ–આ જીવહિંસા બાબતમા શસ્ત્રનો પ્રયોગ કરનારને આ કર્મો હિંસક છે એવી જાણકારી હોતી નથી. આ બાબતમાં શસ્ત્રનો પ્રયોગ ન કરનારને આ પ્રમાણેના અહિંસક કર્મોની જાણકારી હોય છે.

मूलम्–तं परिण्णाय मेहावी णेव सयं तसकायसत्थं समारंभेज्जा, णेवण्णेहिं तसकायसत्थं समारंभा-वेज्जा, णेवण्णे तसकायसत्थं समारंभंते समणुजाणेज्जा, जस्सेते तसकाय सत्थसमारंभा परिण्णाया भवति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि ॥सू. ५५॥

અર્થ–તે જાણીને બુદ્ધિમાન પુરુષે ન તો જાતે ત્રસકાયના શસ્ત્રનો પ્રયોગ કરવો, ન તો બીજાઓ પાસે ત્રસકાય શસ્ત્રનો પ્રયોગ કરાવવો અને ન તો અન્ય કોઇ ત્રસકાય શસ્ત્રનો પ્રયોગ કરતા હોય તેને અનુમોદન આપવુ. જે મનુષ્યને આ ત્રસકાયના આરંભોની જાણકારી હોય છે તે ખરેખર કર્મના સ્વરૂપનો જાણકાર મુનિ છે, એમ હુ કહું છુ.

ઇતિ છઠ્ઠો ઉદ્દેશો સમાપ્ત

## શસ્ત્રપરિજ્ઞા નામના પ્રથમ અધ્યયનનો સપ્તમ ઉદ્દેશક.

વાયુકાયની અહિંસા ક્રમથી તો અગ્નિકાયની પછી આવતી હતી, છતાં વાયુની હિંસા ઊંચી ભૂમિકામાં પણ સર્વથા પરિહરી શકાતી નથી. વળી વાયુનું સ્વરૂપ સૂક્ષ્મ છે, તેથી વાયુકાયને સમજાવવાનું અહીં પસંદ કરવામાં આવ્યું છે.

मूलम्–पहू एजस्स दुगुंछणाए आयंकदंसी अहियं ति णच्चा, जे अज्झत्थं जाणइ से बहिया जाणइ, जे बहिया जाणइ से अज्झत्थं जाणइ, एयं तुलमन्नेसि, इह संतिगया दविया णावकखंति जीविउ ॥ सू ५६ ॥

અર્થ:–વાયુકાયની હિંસાથી નિવૃત્ત થવાને સમર્થ, તેના દુઃખને જોનાર તે આરંભ અકલ્યાણકર છે, એમ જાણે છે તે મુનિ આંતરિક આત્માને જાણે છે, તે બહારના જીવ–અજીવને જાણે છે. જે બહારના જીવ–અજીવને જાણે છે, તે આત્માને જાણે છે. આ સુખદુઃખ અંદર અને બહાર સમતુલ છે. અહીં નિર્ગ્રંથ શાસનમાં શાંતિમાં મગ્ન સુયોગ્ય મુનિઓ અસંયમી જીવનની અભિલાષા કરતા નથી

मूलम्–लज्जमाणा पुढो पास, अणगारा मो त्ति एगे पवयमाणा, जमिणं विरूवरूवेहि सत्थेहिं वाउकम्मसमारंभेणं वाउसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ सू. ५७ ॥

અર્થ:–(આ વાયુકાયના આરંભથી) શરમાતા (સંકોચાતા) મુનિઓને તું જુદા પાડીને જો. કેટલાક અમે અણગાર છીએ એમ કહેનાર જેઓ આ વિધવિધ પ્રકારના શસ્ત્રોથી વાયુકાયની હિંસા કરીને વાયુકાયના શસ્ત્રને પ્રયોજીને બીજાં અનેક પ્રકારનાં પ્રાણીઓની હિંસા કરે છે.

मूलम्–तत्थ खलु भगवया परिण्णा पवेइया। इमस्स चेव जीवियस्स, परिवंदणमाणणपूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव वाउसत्थं समारंभति, अण्णेहिं वा वाउसत्थं समारंभावेइ, अण्णेवा वाउसत्थं समारंभंते समणु जाणइ, ते से अहियाए, तं से अबोहिए ॥ सू ५८ ।

અર્થ.–તે બાબતમાં ભગવંતે ખરેખર પરીક્ષા ફરમાવી છે કે આ અસંયમી જીવનનાં જ સત્કાર, સન્માન અને ગૌરવને માટે, જન્મ–મરણથી છૂટવાની બુદ્ધિએ, દુઃખનો પ્રતિકાર કરવાને માટે, તે જાતે જ વાયુશસ્ત્રનો પ્રયોગ કરે છે. બીજાઓ દ્વારા વાયુશસ્ત્રનો પ્રયોગ કરાવે છે, અથવા બીજા વાયુશસ્ત્રનો પ્રયોગ કરતા હોય ત્યા અનુમોદન આપે છે. તે તેમના અકલ્યાણને માટે છે અને તે તેમના મિથ્યાત્વનુ કારણ છે.

मूलम्–से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाय, सोच्चा खलु भगवओ, अणगाराणं वा अंतिए इहमेगेसिं णायं भवति एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णिरए। इच्चत्थं गढिए लोए जमिणं विरूवरूवेहिं सत्थेहिं वाउकम्मसमारंभेण, वाउसत्थं समारंभमाणे अण्णे अणेगरूवे पाणे विहिंसइ ॥ सू. ५९ ॥

અર્થઃ-તે, તે વસ્તુનો બોધ પામીને, સંયમને સ્વીકારીને, ખરેખર ભગવાન પાસેથી સાંભળીને અથવા તો ભગવંતના અણગારો પાસેથી સાંભળીને આ જગતમાં કેટલાકને જાણકારી થાય છે કે આ વાયુકાયની હિંસા એ ખરેખર અષ્ટકર્મનું બીજ છે, એ ખરેખર મોહનું કારણ છે, એ ખરેખર જન્મ-મરણનુ કારણ છે, એ ખરેખર નરકબંધનું કારણ છે. એ પ્રમાણે આ બાબતમાં સંસારના જીવો આસક્ત થઈને આ વિધવિધ પ્રકારના શસ્ત્રથી વાયુ સંબંધે હિંસક કર્મથી વાયુશસ્ત્રનો પ્રયોગ કરતા બીજા અનેક પ્રકારના જીવોની હિંસા કરે છે.

मूलम्-से बेमि संति संपाइमा पाणा आहच्च संपयंति य। फरिसं च खलु पुट्ठा एगे संघायमावज्जन्ति, जे तत्थ संघायमावज्जंति ते तत्थ परियाविज्जंति, जे तत्थ परियाविज्जंति से तत्थ उद्दायंति ॥ सू. ६० ॥

અર્થઃ-તે હું કહું છું. ઊડીને પડનારા જીવો છે તે એકાએક આવી પડે છે. કેટલાક સ્પર્શ પામેલા ખરેખર સંઘાત પામે છે અર્થાત્ એકત્રિત થાય છે જે જીવો ત્યા સંઘાત પામે છે તે જીવો ત્યાં સંકુચિતપણાને પામે છે. અને આ રીતે સંકોચ અથવા તો મૂર્છા જે જીવો પામે છે તે જીવો મૃત્યુ પામે છે.

मूलम्-एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ॥ सू. ६१ ॥

અર્થઃ-આ બાબતમાં શસ્ત્રનો પ્રયોગ કરનારને આ પ્રમાણે આ આરંભોની જાણ હોતી નથી. આ બાબતમા શસ્ત્રોનો આરંભ તજનારાને આ પ્રમાણે અહિંસા કર્મોની જાણકારી હોય છે.

मूलम्-त परिण्णाय मेहावी णेव सयं वाउसत्थं समारभेज्जा, णेवण्णेहिं वाउसत्थं समारंभावेज्जा, णेवण्णे वाउसत्थं समारंभंते समणुजाणेज्जा, जस्से ते वाउसत्थसमारंभा परिण्णाया भवन्ति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि ॥ सू. ६२ ॥

અર્થઃ-તે જાણીને બુદ્ધિમાન પુરુષે વાયુશસ્ત્રનો પ્રયોગ કરવો નહિ, તેમજ બીજાઓ પાસે વાયુશસ્ત્રનો પ્રયોગ કરાવવો નહિ, તેમજ વાયુશસ્ત્રનો પ્રયોગ કરનાર અન્યને અનુમોદવો નહિ. જેને આ વાયુકાયના હિંસક કર્મો જાણીતા હોય છે તે ખરેખર કર્મના સ્વરૂપનો જાણકાર મુનિ છે, એમ હુ કહુ છુ.

मूलम्-एत्थ वि जाणे उवादीयमाणा जे आयारे न रमन्ति, आरंभमाणा विणयं वयंति छंदोवणीया अज्झोववण्णा, आरंभसत्ता पकरेंति संगं ॥ सू. ६३ ॥

અર્થઃ-અહિ વાયુકાયના વિષયમા પણ (આરંભ કરનારાઓને) કર્મને બાંધનારા તરીકે હે શિષ્ય તુ જાણ. જે ભગવંતના કહેલા આચારમા પ્રમુદિત નથી થતા, તેઓ આરંભ કરવા છતા પોતાને વિનયવાળા ગણે છે. સ્વચ્છંદથી વર્તન કરનારા અને વિષયોમાં મૂર્છિત થયેલા આરંભ કર્મોમા આસક્ત થયેલા તેઓ કર્મથી લેપાય છે.

मूलम्-से वसुमं सव्वसमण्णागयपण्णाणेणं अप्पाणेणं अकरणिज्जं पावं कम्मं णो अण्णेसि ॥सू. ६४॥

અર્થ:-તે જ સંપત્તિવાન છે, (જ્ઞાન દર્શન ચારિત્રરૂપ સંપત્તિ) જે બધા પદાર્થોના વિજ્ઞાનવાળા આત્માના સાધન વડે ન કરવા યોગ્ય એવા પાપ કર્મને શોધતો નથી. (કરવા ઈચ્છતો નથી.)

मूलम्-तं परिण्णाय मेहावी णेव सयं छज्जीवनिकायसत्थं समारंभेज्जा, णेवण्णेहिं छज्जीवनिकायसत्थं समारंभावेज्जा, णेवण्णे छज्जीवनिकायसत्थं समारंभन्ते समणुजाणेज्जा। जस्सेते छज्जीवनिकायसत्थसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे त्ति बेमि ॥ सू. ६५ ॥

અર્થ:-તે જાણીને બુદ્ધિમાન પુરુષે જાતે છ જીવનિકાયો પ્રત્યે શસ્ત્રનો પ્રયોગ કરવો નહિ, તેમજ બીજાઓ દ્વારા છ કાયશસ્ત્રનો આરંભ કરાવવો નહિ, તેમજ બીજો છ કાયશસ્ત્રનો આરંભ કરતો હોય ત્યાં અનુમોદના આપવી નહિ. જેને આ છ કાયજીવના શસ્ત્રો દ્વારા આરંભ કર્મોની જાણકારી છે તે ખરેખર કર્મનુ સ્વરૂપ જાણનારો મુનિ છે, એમ હુ કહું છું.

પ્રથમ અધ્યયનનો સાતમો ઉદ્દેશો સમાપ્ત

શસ્ત્ર પરિજ્ઞાનામનું પહેલું અધ્યયન પૂર્ણ થયું

## લોકવિજય નામના બીજા અધ્યયનનો પહેલો ઉદ્દેશો

પ્રથમ અધ્યયનમાં છ કાય જીવની રક્ષા કરવાનો ઉપદેશ અપાયો છે. સાધનાનું પહેલું પગથિયુ અહિંસા છે એ નિરૂપણ કર્યા પછી મુનિએ બીજા કયા કયા ગુણો કેળવવા જોઇએ તેનુ આ અધ્યયનમાં નિરૂપણ કરવામા આવે છે લોક એટલે સંસાર. આ સંસારનો વિજય કઈ રીતે થાય તેનુ નિરૂપણ કરતાં મોહક્ષયને માટે જરૂરી એવા ગુણો અહીં બતાવવામાં આવે છે. આ રીતે આ અધ્યયનમાં દ્રવ્યદયા નિરૂપ્યા પછી ક્રમપ્રાપ્ત ભાવદયાનું પ્રતિપાદન કરવામાં આવે છે

मूलम्-जे गुणे से मूलट्ठाणे, जे मूलट्ठाणे से गुणे। इति से गुणट्ठी महता परियावेणं वसे पमत्ते, तंजहा :-माया मे, पिया मे, भाया मे, भइणी मे, भज्जा मे, पुत्ता मे, धूया मे, सुण्हा मे, सहि-सयण-संगथ-संथुयो मे, विवित्तोवगरण परियट्टणभोयणच्छायणं मे इच्चत्थं गढिए लोए वसे पमत्ते ॥ सू. ६६ ॥

અર્થ:-જે શબ્દાદિક વિષયો છે તે સંસારવૃદ્ધિનું મૂળ કારણ છે, અને જે સંસારવૃદ્ધિનું મૂળ કારણ છે તે શબ્દાદિક વિષયો પ્રત્યેની વાસના છે. એટલે તે વિષયોને ઇચ્છનાર પ્રમાદી પુરુષ ભારે સંતાપસહિત ગ્રહવાસમાં વસે છે. જેમકે :-મારી માતા, મારા પિતા, મારો ભાઈ, મારી બહેન, મારી પત્ની. મારા પુત્રો, મારી દીકરીઓ, મારી પુત્રવધૂઓ, મારા મિત્ર, સ્વજન,

સાથી અને પરિચિતો, મારાં જુદાં જુદાં સાધનો, મારો વિનિમય (વેપારમાં રોકાયેલ મૂડી), મારા ખાદ્યપદાર્થો, મારાં વસ્ત્રો. આને માટે તૃષ્ણાવંત જીવો પ્રમાદી થઈને ગૃહવાસમાં વસે છે.

मूलम्-अहो य राओ य परियप्पमाणे, कालाकालसमुट्ठाई, संजोगट्ठी, अट्ठ लोभी, आलुंपे सहसाक्कारे विणिविट्ठचित्ते एत्थ सत्थे पुणो पुणो ॥ सू. ६७ ॥

અર્થ :-દિવસે અને રાત્રે સંતાપ પામતો, સમયે કે અયોગ્ય સમયે પરિશ્રમ કરતો, લાભને ઈચ્છનારો, (અથવા સંયોગે મળેલ પુત્ર-કલત્રમાં આસકત થયેલ) ધનનો લાલચુ, ગમે તે રીતે પૈસો તફડાવનાર અને એકાએક વિચારરહિત કાર્યો કરનાર, ધનલાભમા જેનું ચિત્ત લાગેલું છે એવો એ, આ જીવો પ્રત્યે વારંવાર શસ્ત્રનો પ્રયોગ કરે છે.

मूलम्-अप्पं च खलु आउयं इहमेगेसिं माणवाणं, तंजहा-सोयपरिण्णाणेहिं परिहायमाणेहिं, चक्खुपरिण्णाणेहिं परिहायमाणेहिं, घाणपरिण्णाणेहिं परिहायमाणेहिं, रसणपरिण्णाणेहिं परिहायमाणेहिं, फासपरिण्णाणेहिं परिहायमाणेहिं अभिक्कंतं च खलु वयं संपेहाए तओ से एगया मूढभावं जणयइ ॥ सू. ६८ ॥

અર્થ -આ વિશ્વમાં કેટલાક મનુષ્યોનું ખરેખર અલ્પ આયુષ્ય હોય છે, તે આ પ્રમાણે જણાય છે: શ્રોત્રેન્દ્રિયનું વિજ્ઞાન ઓછું થતાં, ચક્ષુઈન્દ્રિયનું વિજ્ઞાન ઓછું થતાં, ઘ્રાણેન્દ્રિયનું અથવા નાસિકનું વિજ્ઞાન ઓછું થતાં રસેંદ્રિય અથવા જીભનું વિજ્ઞાન ઓછું થતાં સ્પર્શઈંદ્રિયનું વિજ્ઞાન ઓછું થતાં, પોતાની અવસ્થાન આક્રમણ પામેલી એવી ખરેખર દેખીને, તે સમયે તે જીવને કેટલીકવાર મૂઢપણું ઉત્પન્ન કરે છે.

मूलम्-जेहिं वा सद्धिं संवसति ते वि णं एगया णियगा पुव्विं परिवयंति। सो वा ते णियगे पच्छा परिवएज्जा। नालं ते तव ताणाए वा, सरणाए वा। तुमंपि तेसिं नालं ताणाए वा, सरणाए वा। से ण हसाए, ण किड्डाए, ण रतीए, ण विभूसाए ॥ सू ६९ ॥

અર્થઃ-અથવા જેમની સાથે તે વૃદ્ધ થયેલો માણસ) રહે છે તેઓ-તેના સગાં પણ ક્યારેક પહેલાં તેની નિંદા કરે છે. પછીથી તે સગાએની નિંદા કરે છે હે જીવ! તારા રક્ષણ માટે અને તને શરણ આપવા માટે તેઓ સમર્થ નથી, તું પણ તેમને રક્ષણ આપવા માટે કે શરણ આપવા માટે સમર્થ નથી. તે વૃદ્ધજન હાસ્યને માટે, ગમ્મતને માટે, મોજમઝાને માટે અને શણગારને માટે લાયક રહેતો નથી.

मूलम्-इच्चेवं समुट्ठिए अहोविहाराए अन्तरं च खलु इमं संपेहाए धीरे मुहुत्तमवि णो पमायए। वओ अच्चेति जोव्वणं वा ॥ सू. ७० ॥

અર્થ:-આ પ્રકારે સાવધાન થઈને સંયમગ્રહણ માટે ખરેખર આ સંધિસમય છે, એમ ખરેખર વિચારીને બુદ્ધિમાન પુરુષ થોડી વારનો પણ પ્રમાદ કરે નહિ. (અને વિચારે છે કે) ઉમ્મર ચાલી જાય છે અને યૌવન ચાલ્યું જાય છે.

मुलम्-जीविए इह जे पमत्ता, से हंता, छेत्ता, भेत्ता, लुंपित्ता, विलुंपित्ता, उद्दवित्ता, उत्तासइत्ता अकडं करिस्सामित्ति मण्णमाणे ॥ सू. ७१ ॥

અર્થ:-સંયમી જીવનની બાબતમાં જે પ્રમાદી છે, તે આ વિશ્વમાં "હું કોઈએ ન કરેલું કરીશ" એમ માનતો જીવોનો હણનાર બને છે, છેદનાર બને છે, ભેદનાર બને છે, આંચકી લેનાર બને છે, લૂંટી લેનાર બને છે, પ્રાણનાશ કરનારો બને છે અને જીવોને ત્રાસ આપનારો બને છે.

मुलम्-जेहिं वा सद्धिं संवसइ ते वा णं एगया नियगा तं पुव्विं पोसेन्ति, सो वा ते णियगे पच्छा पोसिज्जा, नालं ते तव ताणाए वा सरणाए वा, तुमंपि तेसिं नालं ताणाए वा, सरणाए वा ॥ सू ७२ ॥

અર્થ:-કેટલીકવાર જેમની સાથે તે જીવ વસે છે તે સ્વજનો પહેલાં તેનું પોષણ કરે છે, અને તે પણ પછીથી તેમનું પોષણ કરે છે પણ હે જીવ! તે પોતકો તારા રક્ષણ માટે કે તને શરણ આપવાને માટે સમર્થ નથી, ને તું પણ તેમનાં રક્ષણ માટે અને એમને શરણ આપવા માટે સમર્થ નથી

मुलम्-उवाइयसेसेण वा संनिहिसंनिचयो किज्जइ, इहमेगेसिं असंजयाणं भोयणाए, तओ से एगया रोगसमुप्पाया समुप्पज्जंति ॥ सू. ७३ ॥

અર્થ:-આ વિશ્વમાં કેટલાક અસંયમી ગૃહસ્થોના ઉપભોગને માટે, ઉપભોગ કરતાં જે બચેલી સંપત્તિ હોય તેને બચાવીને એકઠી કરવામાં આવે છે. કેટલીકવાર તો પછીથી તેને રોગના ઉપદ્રવો (શરીરમા) ઉત્પન્ન થાય છે.

मुलम्-जेहिं वा सद्धिं संवसइ ते वा णं एगया णियगा तं पुव्विं परिहरंति, सो वा ते णियगे पच्छा परिहरेज्जा, नालं ते तव ताणाए वा, सरणाए वा, तुमंपि, तेसिं नालं ताणाए वा सरणाए वा ॥ सू. ७४ ॥

અર્થ-કેટલીકવાર જેમની સાથે તે રહે છે તે સ્વજનો પહેલા તેને તજી દે છે, તે પણ પછીથી તે સ્વજનોને તજી દે છે. હે જીવ! તેઓ તારા રક્ષણ માટે અથવા તો તને શરણ આપવા માટે સમર્થ નથી. તું પણ તેમનું રક્ષણ કરવા માટે કે તેમને શરણ આપવા માટે સમર્થ નથી.

मुलम्-एवं जाणित्तु दुक्खं पत्तेयं सायं, अणभिक्कंतं च खलु वयं संपेहाए खणं जाणाहि पंडिए ॥ सू. ७५ ॥

અર્થ–એ પ્રમાણે પ્રત્યેક પ્રાણીને થતું દુઃખ અને શાતા જાણીને જે ઉંમર પર (ઘડપણનું) આક્રમણ થયું નથી તેનો ખરેખર વિચાર કરીને હે પંડિતપુરુષ, તું યોગ્ય અવસરને જાણી લે.

ટિપ્પણી· આ સૂત્ર મનુષ્યજન્મમાં પણ સુવર્ણ સંધિનો કાળ કયો છે તે દર્શાવે છે. વિચારની પરિપકવતા થાય અને જરા તેમજ રોગોએ આક્રમણ કરીને ગઢ ઘેરી લીધો ન હોય તે સમય મોહશત્રુને જીતવા માટે સારામાં સારો છે. સરખાવો·

गाथा–जराजावंनपीडेइ वाहीजावं न वड्ढइ, जाविंदिया न हायंति ताव धम्मं समायरे ।

અર્થ:-જ્યા સુધી જરા પીડા આપતી થઈ નથી, જ્યાં સુધી રોગ વધ્યા નથી, જ્યા સુધી ઈંદ્રિયો પોતાની શકિત તજી ગઈ નથી, ત્યા સુધી માણસે ધર્મનું આચરણ કરી લેવું જોઈએ.

सुत्तम्–जाव सोयपरिण्णाणा अपरिहीणा, नेत्तपरिण्णाणा अपरिहीणा, घाणपरिण्णाणा अपरिहीणा, जीहपरिण्णाणा अपरिहीणा, फरिसपरिण्णाणा अपरिहीणा इच्चेएहिं विरूवरूवेहिं पण्णाणेहिं अपरिहीणेहिं आयट्ठं सम्मं समणुवासिज्जासि त्ति बेमि ॥ सू. ७६ ॥

અર્થ:-જ્યાં સુધી શ્રોત્રેન્દ્રિયનું જ્ઞાન મંદ થયું નથી, ચક્ષુઇન્દ્રિયનું જ્ઞાન મંદ થયું નથી, ઘ્રાણેન્દ્રિયનું જ્ઞાન મંદ થયું નથી, જીહ્વા ઈન્દ્રિયનું જ્ઞાન મંદ થયું નથી, સ્પર્શઇન્દ્રિયનું જ્ઞાન મંદ થયું નથી, એ પ્રમાણે આ વિધવિધ જ્ઞાનશકિતઓ મંદ થઈ નથી ત્યાં સુધીમાં પુરુષે આત્માને માટે (મોક્ષને માટે) સારી રીતે સાધના કરી લેવી જોઈએ, એમ હું કહું છું

ટિપ્પણી·–અહીં "समणुवासिज्जासि" એ શબ્દ બહુ મહત્ત્વનો છે. सम्–અર્થાત્ સારી રીતે, પ્રમાદ રહિતપણે; अणु–એટલે સતત્પણે અને वासिज्जासि એટલે ભલી ભાવનાથી ચિત્તને પ્રભાવિત કરી લેજે. અહીં એક તરફથી આરોગ્ય ને યૌવન રહેવથી પૂન્યબળની અપેક્ષા છે અને બીજી તરફથી વૈરાગ્યને માટે અભ્યાસની અને અપ્રમાદની અપેક્ષા છે.

## ઈતિ પ્રથમ ઉદ્દેશો સમાપ્ત

## લોકવિજયનામે બીજા અધ્યયનનો બીજો ઉદ્દેશક

આ અધ્યયનના પ્રથમ ઉદ્દેશકમા પુરુષે માત, પિતા, પુત્ર, કલત્ર, અને સ્થાવર–જંગમ સંપત્તિ અને તેનો વેપાર તજીને સંયમાચરણ કરવાની બાબત નિરૂપવામા આવી છે આ ઉદ્દેશકમા તે બાબતમા નડતા વિધ્નોની વિચારણા કરવામા આવી છે. કયારેક ભય નડે છે, કયારેક અરુચિ નડે છે, કયારેક પોતાની અશ્રદ્ધા અથવા તો અલ્પકાયની કોઈ લાલચ નડે છે, કયારેક આરંભ કરવાની જૂની ટેવને લીધે પુરુષમા સંયમમાંથી પતિતપણું આવે છે. આ વિધ્નોને ટાળીને જાગૃત રહેવાનો ઉપદેશ આ બીજા ઉદ્દેશકમા અપાયો છે.

सुत्तम्-अरइं आउट्टे से मेहावी, खणंसि मुक्के ॥ सू. ७७ ॥

અર્થ :-જે બુદ્ધિમાન પુરુષ સંયમ સંબંધે અરતિ અથવા ખેદ દૂર કરે છે, (અર્થાત્ પંચાચાર વિષયમાં જે મોહને કારણે અરુચિ ઉત્પન્ન થાય છે તેને દૂર કરે છે) તે પુરુષ એક ક્ષણમાં (અલ્પ કાલમા) મુકત થાય છે.

मुलम्–अणाणाए पुट्ठावि एगे नियट्टंति मंदा मोहेण पाउडा ॥ सू. ७८ ॥

અર્થ :–આજ્ઞાથી વિપરીત વર્તનનો સ્પર્શ થતાં પણ કેટલાક મંદ પુરુષો મોહથી ઘેરાઇને સંયમથી વિમુખ થાય છે.

मुलम्–अपरिग्गहा भविस्सामो समुट्ठाये लद्धे कामे अभिगाहइ, अणाणए मुणिणो पडिलेहंति इत्थ मोहे पुणो पुणो सण्णा णो हव्वाए णो पाराए ॥ सू. ७९ ।

અર્થ :–અમે અપરિગ્રહી બનીશું, એમ વિચારી સંયમ સ્વીકારીને શ્રવણ બનેલ ચંચળ–ચિત્ત પુરુષ મળેલા કામ-ભોગોને સ્વીકારી લે છે, અને આજ્ઞાની બહાર ગયેલા તેઓ (નવા કામભોગને શોધે છે) આ બાબતમાં મોહમાં વારંવાર ખુંચેલાઓ ન તો આ કાંઠે રહે છે કે ન તો પેલે પાર પહોચે છે.

मुलम् विमुत्ता हु ते जणा जे जणा पारगामिणो, लोभमलोभेण दुगुंछमाणे लद्धे कामे नाभिगाहइ। विणावि लोभं निक्खम्म एस अकम्मे जाणइ पासइ। पडिलेहाए णावकंखइ, एस अणगारे त्ति पवुच्चइ ॥ सू. ८० ॥

અર્થ :-જે પુરુષો લોભને અર્થાત્ કષાયોને ઓળંગી ગયા છે, તે પુરુષો જીવનમુકત છે. તે પુરુષો વૈરાગ્યના બળે લોભને દૂર કરતાં કરતાં પ્રાપ્ત થયેલા વિષયોને ગ્રહણ કરતા નથી. અથવા (કેટલાક) લોભ રહિતપણે સંયમ લઇને કર્મરહિત બને છે, તે અકર્મ પુરુષ જ્ઞાન અને દર્શન પ્રગટાવે છે વિચાર કરીને જે (પરદ્રવ્યોને) વાચ્છતો નથી તે અણગાર છે. એમ કહેવાય છે.

मूलम्–अहो य राओ परितप्पमाणे. कालाकालसमुट्ठाई, संजोगट्ठी. अट्ठालोभी, आलुंपे सहसाकारे विणिविट्ठचित्ते एत्थ सत्थं पुणो पुणो ॥ सू ८१ ॥

અર્થ –દિવસે અને રાત્રે સંતાપ પામનારો, યોગ્ય સમયે અને અયોગ્ય સમયે (ધન લાભ માટે) તત્પર રહેનારો, મળેલ સયોગોને ટકાવવા ઇચ્છનારો (અથવા નવા સંયોગોને મેળવવા ઈચ્છનરો) ધનનો લોભી અન્યનુ ધન તફડાવનારો, વિચાર્યા વિના કામ કરનારો અને વિષયોમા આસક્ત ચિત્તવાળો મનુષ્ય વારંવાર છ કાય જીવો પ્રત્યે શસ્ત્રનો પ્રયોગ કરે છે.

मूलम्-से आयबले, से नाइबले, से सयणबले से मित्तबले, से पिच्चबले, से देवबले, से रायबले, से चोरबले, से अतिहिबले, से किविणबले, से समणबले, इच्चेहिं विरूवरूवेहिं कज्जेहिं दंडसमायाणं संपेहाए भया कज्जइ, पावमुक्खुत्ति मन्नमाणे अदुवा आसंसाए ॥ सू. ८२ ॥

અર્થ -તે પુરુષ પોતાનાં શરીરના બળને માટે, ( પંચેન્દ્રિય આદિક જીવોને દંડ દ્વારા હણે છે ) જ્ઞાતિ જનોનું બળ મને વધે એ હેતુએ, સ્વજનોનુ બળ મને વધે એ હેતુએ મિત્રોનું બળ મને વધે એ હેતુએ પરલોકમાં મને પૂન્ય બળથી સુખ થાય એ હેતુએ, દેવો તેમના બળથી મને સહાય કરે એ હેતુએ, રાજા મારા પર સતુષ્ટ રહે એ હેતુએ, ચોરો મને ભાગ આપે એ હેતુએ, અતિથિઓ મને સહાયકારી નીવડશે એ હેતુએ, ભિખારીઓને દેતા મને પૂન્ય થશે એ હેતુએ, ( સગ્રંથ ) શ્રમણોનુ બળ વધે એ હેતુએ, એમ આ વિધવિધ કાર્યોને માટે, ભયને કારણે વિચાર કરીને ( અસંયમી જીવ દ્વારા ) દંડનો પ્રયોગ કરવામાં આવે છે. અથવા તો તે એમ માને છે કે આ ક્રિયાથી પાપોથી મારો છુટકારો થશે, એ બુદ્ધિએ અથવા તો કોઇ પદાર્થની આશાએ તે છ કાય જીવો પ્રત્યે દંડનો પ્રયોગ કરે છે

ટિપ્પણી :-અસંયમી જીવો અનેક હેતુએ સ્થાવર તેમજ ત્રસજીવોની હિંસા કરે છે તેનો અહીં નિષેધ કરવામાં આવ્યો છે. હેતુઓ બતાવતાં પરલોકની વાત, પાપ-મોક્ષની વાત તેમજ શ્રમણભક્તિની વાત તેમજ અન્ય પદાર્થો મેળવવાની વાત આવે છે તે એ બતાવે છે કે ધર્મને હેતુએ પણ કોઇ એકેન્દ્રિય આદિ જીવોની હિંસા કરે તો તે ભગવંતની આજ્ઞાની બહાર રહે છે સામાન્ય રીતે અલ્પ હિંસાના અનુષ્ઠાનોને ન્યાયી ઠરાવવા એમ કહેવામાં આવે છે કે આચારાગજી સાધુનો અધિકાર જણાવે છે. અહીં તો સ્પષ્ટ રીતે અજ્ઞાની અસંયમી જીવનું ચિત્ર દોરીને ધર્મ સંબંધે પણ હિંસા પ્રવૃતિ મિથ્યાત્વજન્ય છે, એમ બતાવ્યું છે, તો પછી દેશ સંયમી શ્રાવકોની તો શી વાત કરવી !

**मूलम्-तं परिण्णाय मेहावी नेव सयं एएहिं कज्जेहिं दंडं समारंभिज्जा, नेव अन्नं एएहिं कज्जेहिं दंड समारंभाविज्जा, एएहिं कज्जेहिं दंडं समारंभंतेवि अन्ने न समणुजाणिज्जा, एस मग्गे आरिएहिं पवेइए, जहेत्थ कुसले णोवलिंपिज्जासि त्ति बेमि ॥ सू. ८३॥**

અર્થ :-તે બાબત સમજીને બુદ્ધિમાન પુરુષે આ કાર્યોને માટે જીવો પ્રત્યે દંડનો પ્રયોગ કરવો નહિ, અન્યની પાસે દંડનો પ્રયોગ કરાવવો નહિ, અને બીજાઓ દંડનો પ્રયોગ કરતા હોય તો તેમને અનુમતિ આપવી નહિ આ માર્ગ આર્યોએ દર્શાવ્યો છે, જેથી કરીને આ બાબતમા કુશલ પુરુષ અવલેપ પામે નહિ, એમ હું કહું છું.

એ પ્રમાણે બીજા અધ્યયનનો બીજો ઉદ્દેશો પૂર્ણ થયો

લોકવિજય નામના બીજા અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક

આગળના બે ઉદ્દેશકોમાં સંયમના વિઘ્નો મોહ અને કષાય જીતવા માટેનાં સાધનો દર્શાવ્યા છે. બીજા ઉદ્દેશકમાં લોભ કષાય સંયમમાં કેવી રીતે અરુચિ જન્માવે છે તે દર્શાવ્યુ. આ અધ્યયનમા માન કષાયની અનિષ્ટતા દેખાડવામાં આવે છે, એટલે કષાયો ને ઉપશમાવીને ક્ષીણતાને માર્ગે લઇ જવા એ કર્તવ્ય છે. એ બતાવવા માટે સૂત્રકાર સસારનું એવું ચિત્ર દોરી બતાવે છે કે જેમા ક્યાંય અભિમાન કરવાનુ વિચારક પુરુષને સ્થાન રહેતું નથી જન્મ પામવો ઉચ્ચગોત્રમા છે, અને નીચગોત્રમા છે, શરીર સંપૂર્ણ મળે છે અને ખંડિત પણ

મળે છે, બુદ્ધિ અખંડ મળે છે અને મંદ પણ મળે છે, સંપત્તિ પરિપૂર્ણ મળે છે અને બિલકુલ ન મળે એવું પણ બને છે, તો પછી અભિમાન કરવાનુ સ્થાન ક્યાં રહે? આ મળેલું પણ બધું પાણીના પરપોટાની માફક આ ક્ષણે છે, ને બીજી ક્ષણે નથી. આથી માનકષાય એ ખરેખર જીવની ભ્રાંતિને કારણે જ ટકી શકે છે. એટલે ભોગોમાંથી વિરામ પામીને મનુષ્યે સંયમનો સ્વીકાર કરવો જોઈએ.

मूलम्–से असइं उच्चागोए, असइं नीआगोए, नो हीणे, नो अइरित्ते, नोऽपीहए, इय सखाय को गोयावाई ? को माणावाई ? कंसि वा एगे गिज्झे ? ॥सू ८४॥

અર્થ–તે જીવ અનેકવાર ઉચ્ચગોત્રમાં (ઊંચાંકુળોમાં) જન્મે છે, તેમજ અનેકવાર નીચગોત્રમાં જન્મે છે. (હવે ઊંચગોત્ર અને નીચગોત્ર કર્મના કર્માંશો સમાન છે) ન તો કંઈપણ હીણા છે અથવા ન તો કંઈપણ અધિકા છે તેથી એમાથી એકેયની ઈચ્છા કરવી ઘટે નહિ. એમ વિચારીને ગોત્રાદિકનું અભિમાન કોણ કરે? માનકષાય ઈષ્ટ છે એવું અભિમાન કોણ કરે? એમાંથી કઈ એક વસ્તુમા જીવવૃદ્ધિ કરે વારું?

मूलम्–तुम्हा पंडिए नो हरिसे, नो कुप्पे, भूएहिं जाण पडिलेह सातं, समिते एयाणुपस्सी, तंजहा–अंधत्तं, बहिरत्तं, मूयत्तं, काणत्तं, कुटत्तं, खुज्जत्तं, वडहत्तं, सामत्तं, सबलत्तं सहपमाएणं अणेगरूवाओ जोणीओ संधायइ विरूवरूवे फासे पडिसंवेदेइ ॥सू. ८५॥

અર્થ–તેથી વિવેકી પુરુષે ન તો હર્ષ કરવો જોઈએ, ન તો ક્રોધ કરવો જોઈએ. પ્રાણીઓમાં નિરીક્ષણ કરીને હે જીવ, તું જાણ કે તેમને શાતા ઈષ્ટ છે. સંયમી પુરુષ આ વસ્તુનો અનુભવ કરી જુએ છે. તે આ પ્રમાણે (तंजहा) કે જીવ પ્રમાદને કારણે અંધપણું, બહેરાપણું ગુંગાપણું, કાણાપણું, ઠુંઠાપણું કુબડાપણું, વામનપણું, શ્યામપણુ અને બહુરંગીપણું પામે છે, અને અનેક યોનિઓમાં જન્મે છે, તેમજ અનેક પ્રકારના શાતા –અશાતાના) અનુભવોને વેદે છે.

मुलम् से अबुज्झमाणे हओवहए जाइमरणं अणुपरियट्टमाणे ॥ सू ८६ ॥

અર્થ–તે અજ્ઞાની જીવ (વસ્તુ સ્વરૂપને) ન સમજતો થકો અહીં તહીં પટકાઈને રોગ ને અપકીર્તિ દ્વારા) જન્મમરણ પામતો પરિભ્રમણ કરે છે.

ટિપ્પણી :–આ સંસાર ચિત્ર જોઈને કોઈ પ્રશ્ન કરે કે આમાંથી છુટવાનો ઉપાય છે? શાસ્ત્રનુ કથન છે કે હા, તે ઉપાય સમતાભાવ છે. હવે સમત ભાવની પ્રાપ્તિ સમકિત દ્વારા થાય છે. અને સમકિત યોગ સમજણ દ્વારા થાય છે જે જીવ બોધ પામતો નથી તે અહીં તહીં પછડાય છે. જે બોધ પામે છે તે અવશ્ય સંસારને મર્યાદિત કરીને તરી જાય છે.

मूलम्–जीवियं पुढो वियं इहमेगेसिं माणवाणं खित्तवत्थुम मायमाणाणं सू ८७॥

અર્થ:-આ સંસારમાં કેટલાક જમીન અને મકાનોમાં મમતા ભાવ ધારણ કરનાર જીવોને (અસંયમી) જીવન પોતાની રીતે (પૃથક્, પ્રિય હોય છે.

मूलम्-आरत्तं, विरत्तं, मणिकुण्डलं, सहहिरण्णेण इत्थियाओ परिगिज्झ तत्थेव रत्ता, ण इत्थ तवो वा, दमो वा, नियमो वा दिस्सइ, संपुण्णं बाले जीविउकामे लालप्पमाणे मूढे विप्परियासमुवेइ ॥सू. ८८॥

અર્થ -રંગની છાંટવાળા, અને વિધવિધ રંગના, રત્નમયકુંડલો સુવર્ણની સાથે નારીઓના સ્વીકાર કરીને તેમાં જ રચ્યાપચ્યા રહે છે. અહીં ઇચ્છાનિરોધ રૂપ તપ હોતું નથી, ઇંદ્રિયનિગ્રહરૂપ દમન હોતું નથી, ચિત્તના ઉપશમ રૂપ નિયમ દેખાતો નથી. સંપૂર્ણ રીતે અજ્ઞાની એવો મોહ પામેલો મનુષ્ય વારંવાર લાલચ કરતો થકો વિપરીત આચરણ કરે છે.

मूलम्ः-इणमेव णावकंखंति जे जणा धुवचारिणो, जाइमरणं परिन्नाय चरे संकमणे दढे ॥सू. ८९॥

અર્થ:-જે મનુષ્યો શાશ્વતસુખના અભિલાષી હોય છે, તેઓ આ સંયમી જીવનને ઇચ્છતા જ નથી. જન્મમરણનું સ્વરૂપ જાણીને તેઓ સંક્રમણમાં અર્થાત્ સંયમમાં દઢ થઇને મગ્ન રહે છે.

मूलम्-नत्थि कालस्स ऽणागमो। सव्वे पाणा पियाउया, सुहसाया, दुक्खपडिकूला, अप्पियवहा, पियजीविणो जीविउकामा। सव्वेसिं जीवियं पियं ॥ सू. ९० ॥

અર્થ:-મૃત્યુનું આવવું નહિ થાય એમ નથી બધા પ્રાણીઓને આયુષ્ય પ્રિય છે, શાતાવેદન ઈષ્ટ છે, દુઃખ પ્રતિકૂળ છે. જીવોને વધ અને બંધન અપ્રિય છે, જીવવું પ્રિય છે અને જીવવાની કામના છે. બધા પ્રાણીઓને જીવતર પ્રિય છે

मूलम्-तं परिगिज्झ दुपयं चउप्पयं अभिजुंजियाणं संसिंचियाणं तिविहेणं जावि से तत्थ मत्ता भवइ, अप्पावा, बहुया वा से तत्थ गड्ढिए चिट्ठइ भोयणाए ॥ सू ९१ ॥

અર્થ-તે અસંયમી જીવનને સ્વીકારીને, દ્વિપદ અર્થાત્ નોકરચાકરને ચતુષ્પદ અર્થાત્ ઢોર અને બીજા પશુઓને કામમા જોડીને-એકઠા કરીને મન, વચન અને કાયાના ત્રણેના યોગથી જે પણ ત્યા ધનની માત્રા (જથ્થો) હોય, થોડી હોય અથવા બહુ હોય, તેમા વૃદ્ધિ પામીને ભોગવવાને માટે તે તલ્લીન રહે છે.

मूलम्-तओ से एगया विविहं परिसिट्ठं संभूयं महोवगरणं भवइ। तंपि से एगया दायादा विभयंति, अदत्तहारो वा से अवहरंति, रायाणो वा से विलुंपंति, णस्सति वा से, विणस्सति वा से, अगारदाहेण वा से डज्झइ । सू ९२ ॥

અર્થ-પછીથી કોઈવાર તે જીવની પાસે (લાભાંતરાયના ઉપશમથી) વિધવિધ પ્રકારના, ભોગવ્યા પછી બચેલા-એકઠા થયેલા મોટા સાધનનો જથ્થો હોય છે. તેનું તે ધન પણ એકવાર

વારસદારો ભાગ પાડીને લઈ લે છે, અથવા તો તેણે આપ્યું ન હોય છતાં પણ તેઓ ઉપાડી જાય છે, અથવા રાજાઓ તેનું તે ધન પડાવી લે છે. તે ધન થોડે અંશે નાશ પામે છે અથવા સંપૂર્ણપણે નાશ પામે છે અથવા મકાનન બળવાથી બળી જાય છે.

**मूलम्**–इति से परस्सट्ठाए कूराई कम्माइं बाले पकुव्वमाणे तेण दुक्खेण मूढे विपरियासमुवेइ ॥सू. ९३॥

**અર્થ**:-(પૂર્વના સૂત્રની અનુવૃતિ છે) આ પ્રમાણે તે બીજાઓની ખાતર અજ્ઞાનીજીવ ક્રુર કર્મો કરતો કરતો તેના પરિશ્રમ રૂપ દુ:ખથી મોહ પામેલો વિપરિત આચરણમાં મંડયો રહે છે.

**मूलम्**–मुणिणा हु एयं पवेइयं। अणोहंतरा एए, णो य ओहं तरित्तए, अतीरंगमा एते, णो य तीरं गमित्तए। अपारंगमा एए, णो य पारं गमित्तए ॥ सू. ९४ ॥

**અર્થ**:-અષ્ટકર્મોથી મુક્ત એવા સર્વજ્ઞમુનિએ ખરેખર આ સ્વરૂપ જણાવ્યું છે. આ (ભોગાભિલાષી કુતીર્થંકો) ઓઘને અર્થાત્ પ્રવાહને તરી જનારા નથી. પ્રવાહને તરી જવા તેઓ સમર્થ નથી, તેઓ તીરે પહોચનારા નથી, તીરે પહોચવાને સમર્થ નથી. તેઓ પાર પામનારા નથી; તેઓ પાર પામવા સમર્થ નથી

**मूलम्**–आयाणिज्जं च आयाय, तंमि ठाणे ण चिट्ठइ वितथं पप्पऽखेयन्ने तंमि ठाणंमि चिट्ठइ ॥ सू. ९५ ॥

**અર્થ**:-(પૂર્વના સૂત્રની અનુવૃતિ છે) એ મિથ્યાત્વીજીવ સન્માર્ગને ગ્રહણ કરીને તે ધર્મની ભૂમિકા પર ઊભો રહ્યો નથી જૂઠા માર્ગને પામીને સંયમના પરિશ્રમને ન જાણતો થકો અથવા સંયમના ક્ષેત્રને ન જાણતો થકો તે મોહની ભૂમિકા પર ઊભો રહે છે.

**मूलम्**–उद्देसो पासगस्स नत्थि, बाले पुण निहे कामसमणुन्ने, असमियदुक्खे दुक्खी दुक्खाणमेव आवट्टं अणुपरियट्टइ त्ति बेमि ॥ सू. ९६ ॥

**અર્થ**:-તત્ત્વચિંતન દ્વારા અનુભવ કરનારને ઉપદેશની જરૂર નથી. પરંતુ અજ્ઞાની જીવ રાગયુક્ત થઈને ઈંદ્રિયોના કામોને રૂડા માનતો માનતો દુ:ખો જેણે ઉપશમાવ્યા નથી એવો દુ:ખીયો દુઃખના જ ચક્રમા રખડયા કરે છે, એમ હું કહું છું.

એમ ત્રીજો ઉદ્દેશક પૂરો થયો

લોકવિજય નામના બીજા અધ્યયનનો ચોથો ઉદ્દેશક

આગળના ઉદ્દેશકમાં ભોગોથી વિરતી કરવાનો ઉપદેશ આપ્યો છે, ત્યા ભોગોથી થતી હાનિ પણ કંઈક દર્શાવી છે, એ હાનિઓનું ચિત્ર આ ઉદ્દેશકમા પ્રગટ-કરવામા આવે છે. આ ભોગો દુ:ખનું કારણ છે. ભોગોનુ ધ્યાન ધરવાથી તેમા આસક્તિ ઉત્પન્ન થાય છે. આસક્તિથી

વાસના પ્રબળ બને છે, વાસનાથી કષાય ચાલુ રહે છે, કષાય અને યોગ (પ્રવૃત્તિ) ના બળથી કર્મબંધ થાય છે, આ કર્મબંધ મોહને કારણે આધ્યાત્મિક મૃત્યુ નિપજાવે છે આધ્યાત્મિક મૃત્યુથી દુર્ગતિ અને પરિણામે દુઃખની પરંપરા જન્મે છે.

मूलम्-तओ से एगया रोग समुप्पाया समुप्पज्जति ॥ सू. ९७ ॥

અર્થઃ-ત્યારપછી તે ભોગોમાં આસક્ત જીવને (શરીરમાં અને ચિત્તમાં) રોગોના ઉપદ્રવો ઉત્પન્ન થાય છે.

मूलम्-जेहिं वा सद्धिं संवसइ ते एग णं एगया णियया पुव्विं परिवयंति, सो वा ते णियगे पच्छा परिवइज्जा, नालं ते तव ताणाए वा सरणाए वा, तुमंपि तेसिं नालं ताणाए वा सरणाए वा, जाणित्तु दुक्खं पत्तेयं सायं ॥ सू ९८ ॥

અર્થઃ-અથવા જેમની સામે તે ભોગી મનુષ્ય રહે છે તે તેના નજીકના સગાઓ જ તેની પૂર્વે નિંદા કરે છે, અથવા તો પછીથી તે પુરુષ તે સગાઓની નિંદા કરે છે. હે જીવ ! તારૂ રક્ષણ કરવા માટે કે તને શરણ આપવા માટે તેઓ સમર્થ નથી, તું પણ તેમને રક્ષણ આપવા માટે કે શરણ આપવા માટે સમર્થ નથી. પ્રત્યેક જીવને દુઃખ અનિષ્ટ છે અને શાતા ઈષ્ટ છે, એમ જાણીને (સંયમમા ઉદ્યમવંત રહેવું જોઈએ).

मूलम्-भोगामेव अणुसोयंति इह मेगेसिं माणवाणं तिविहेण, जावि से तत्थ मत्ता भवइ, अप्पा वा बहुगा वा से तत्थ गढिए चिट्ठइ भोयणाए ॥ सू ९९ ॥

અર્થઃ-આ વિશ્વમા કેટલાક મનુષ્યો ખરેખર ત્રણે યોગે ભોગોનુ જ અનુચિતન કરે છે જે કંઈ તે બાબતમાં માત્રા પ્રાપ્ત હોય છે તે ચાહે તો થોડી હોય કે વધારે હોય, તે તેમા રચ્યો-પચ્યો થઇને ભોગોને માટે તત્પર [illegible] उज्जियाण

तत्थ गड्ढि

मूलम्-तओ से एगया विप्परिसिट्ठं सं[illegible] रणं भवति, तंपि से एगया दायाया विभयंति, अदत्ताहारो वा से अवहर[illegible] [illegible] से विलुंपंति, णस्सइ वा से विणस्सइ वा से, अगारडाहेण वा से [illegible]

અર્થ -પછીથી, તેની ૫ સેગી, [illegible] બચેલુ-એકઠું થયેલું, મોટું સાધન ઉત્પન્ન થાય છે તેનુ તે સાધન (ધન) પણ [illegible] ભાગ પાડીને લઈ લે છે, અથવા તો આપ્યું ન હોય છતાં પણ તેઓ તે લઈ લે છે અથવા તો રાજાઓ તેનુ તે ધન આચકી લે છે. તેનું તે ધન આ રીતે અંતે નાશ પામે છે, અથવા સંપૂર્ણ રીતે નાશ પામે છે, અથવા તો મકાનને આગ લાગવાથી તે બળી જાય છે.

मूलम्-इति से परस्स अट्ठाए कूराणि कम्माणि बाले पकुव्वमाणे तेण दुक्खेण मूढे विप्परियासमुवेति ॥ सू. १०१ ॥

અર્થ-એ પ્રમાણે તે અજ્ઞાન મનુષ્ય બીજાને માટે ક્રૂર કર્મો કરતો કરતો તેના (પરિશ્રમનાં અથવા વિનાશના) દુઃખથી મૂઢ બનીને વિપરીત આચરણ કરે છે.

मूलम्-आसं च छंदं च विगिंच धीरे। तुमं चेव तं सल्लमाहट्टु ॥ सू. १०२ ॥

અર્થ:-તું જ તે શલ્યને દૂર કરીને, હે ધીર પુરુષ, આશા અને સ્વચ્છંદને ઓળખી લે (આશા અને સ્વચ્છંદનો વિવેક કરીને તેમને તજી દે.)

ટિપ્પણી-અહીં સૂત્રકાર ઉપદેશનો ઉપસંહાર કરીને સાર કથન કરે છે, દુઃખનું મૂળ આશા અથવા તૃષ્ણા છે, તે વકરતાં જીવનમાં સ્વચ્છંદ પ્રવેશે છે. તે સ્વચ્છંદને રોકવાનો અને આશાને નબળી બનાવવાનો અહીં ઉપદેશ છે. જો જીવ સ્વચ્છંદ રોકે છે તો જ તે મોક્ષ પામે છે આ હેતુએજ ધર્મને આજ્ઞામૂલક કે વિનયમૂલક કહેવાસાં આવે છે.

मूलम्-जेण सिया, तेण णो सिया। इणमेव नावबुज्झंति जे जणा मोहपाउडा। सू. १०३ ॥

અર્થ-જે સાધન વડે (ધારેલી તૃપ્તિ) થાય, તેના વડે જ કદાચ તેને (તૃપ્તિ) ન પણ થાય. આ વસ્તુને જ જે પુરુષો મોહથી ઘેરાયેલા હોય છે તેઓ સમજી શકતા નથી.

मूलम् थीभि लोए पव्वहिए, ते भो! वयंति एयाइं आययणाइं, से दुक्खाए, मोहाए, माराए, नरगाए, नरगतिरिक्खाए ॥ सू. १०४ ॥

અર્થ-સ્ત્રીઓથી જગત (સમગ્ર) દુઃખી બનેલું છે. ખરેખર! તે કામાસક્ત પુરુષો કહે છે કે આ (નારીઓ) એ ભોગના ઉત્તમ સાધનો છે એ (વ્યહવાર) દુઃખનું કારણ છે, મોહનું કારણ છે, જન્મ-મરણનુ કારણ છે, નરકનું કારણ છે, અને નારકી તેમજ તિર્યંચ ગતિનું કારણ છે.

मूलम्-सययं मूढे धम्मं नाभिजाणइ। उदाहु वीरे, अप्पमाओ महामोहे अलं कुसलस्स पमाएणं संति मरणं संपेहाए भेउरधम्मं संपेहाए नालं पास अलं ते एएहिं एवं पस्स मुणी। महब्भयं ॥ सू. १०५ ॥

અર્થ:-મોહથી ઘેરાયેલો પુરુષ ધર્મને સતતપણે ઓળખતો જ નથી. ભગવાન મહાવીરે તો કહ્યું છે, કે અપ્રમાદ અથવા તો જાગૃતિ સેવવા યોગ્ય છે, અને વિષયાસકિત અને પરિગ્રહાસકિત એ મહામોહનુ કારણ છે સમાધીમરણનો વિચાર કરીને અને શરીરનુ ક્ષણવિનાશીપણું વિચારીને કલ્યાણની બાબતમાં પ્રમાદ કરવો નિવારવો જોઈએ. હે મુનિ! તું આ બન્ને બાબતોને છોડી દે અને હે મુનિ! તું એ પ્રમાણે મહાભયને ઓળખી લે.

मूलम्-णातिवाएज्ज कंचणं। एस वीरे पसंसिए जे ण णिव्विज्जति आदाणाए ॥ सू. १०६ ॥

અર્થ:-સંયમી સાધકે કોઈ પણ જીવની હિંસા કરવી નહિ. તે વીર પુરુષને ત્રિલોકનાથ તીર્થંકરોએ વખાણ્યો છે કે જે સંયમની બાબતમા થાકી જતો નથી.

मूलम्-ण मे देति ण कुप्पेज्जा थोवं लद्धुं ण खिंसए, पडिसेहिओ परिणमिज्जा, एयं मोणं समणुवासिज्जासि त्ति बेमि ॥ सू १०७ ॥

અર્થ:-મને એ આપતો નથી એમ વિચારી ક્રોધ ન કરવો જોઈએ, થોડી ભિક્ષા પ્રાપ્ત કરીને નિંદા ન કરવી જોઇએ, કોઈ ભિક્ષા માટે ના પાડે તો (તરત જ) પાછા વળવું જોઇએ (અથવા કષાય અને કઠોર વચનથી નિવર્તન પામવુ જોઈએ ) આ મુનિપણું સતત સેવવુ જોઇએ, એમ હું કહું છું.

બીજા અધ્યયનનો ચોથો ઉદ્દેશક પૂરો થયો

## લોકવિજય નામના બીજા અધ્યયનનો પચમ ઉદ્દેશક

આગલા અધ્યયનમા ભોગ-તૃષ્ણાનો ત્યાગ નિરૂપીને સંયમની આરાધના કરવાનો ભગવાનનો ઉપદેશ છે એમ જણાવ્યું. આ અધ્યાયમાં સયમી પુરુષે નિર્વાહ માટે ભિક્ષાપિણ્ડ કઈ રીતે લેવો, તેમાં કયા દોષો નિવારવા તેનો વિચાર કરવામા આવ્યો છે. ભિક્ષા હિંસારહિતપણે લેવી હોય તો તે ગૃહસ્થો પાસેથી પોતાના નિયમોનુ પાલન કરીને મેળવી શકાય છે. અહીં વસ્ત્ર, પાત્ર અને અન્ય ઉપકરણ સંયમી શ્રમણે કઈ રીતે મેળવવાં તે સ્પષ્ટ રીતે બતાવ્યું છે. અસંયમીઓને કેમ પાપ કર્મ લાગે છે તે પણ આમાં દર્શાવ્યું છે.

मूलम्-जमिणं विरूवरूवेहिं सत्थेहि लोगस्स कम्मसमारंभा कज्जंति, तंजहा अप्पणो से पुत्ताणं, धूयाणं, सुण्हाणं, नाईणं, धाईणं, राईणं, दासाणं, दासीणं, कम्मकराणं, कम्मकरीणं आएसाए पुढो पहेणाए सामासाए, पायरासाए, संनिहिसंनिचओ कज्जइ, इहमेगेसिं माणवाणं भोयणाए ॥ सू. १०८ ॥

અર્થ:-આ વિધવિધ પ્રકારના શસ્ત્રો વડે આ લોકમા હિંસક કર્મો કરવામા આવે છે તે આ પ્રકારનાં છે : તે પોતાને માટે, પુત્રોને માટે, પુત્રીઓને માટે, પુત્રવધુઓને માટે, જ્ઞાતિજનોને માટે, ધાય, માતાઓને માટે, રાજાઓને માટે, દાસ-દાસીઓને માટે, નોકર-નોકરાણીઓને માટે, મહેમાનોને માટે અને જુદા ભોજનના ઉત્સવોને માટે, સાંજના ભોજન માટે તેમજ પ્રભાતે ખાવાને માટે, જે જથ્થાનો સંચય કરવામા આવે છે તે આ બાબતમાં કેટલાક મનુષ્યોના ભોજનને માટે હોય છે.

मूलम्-समुट्ठिए अणगारे आरिये आरियपन्ने आरियदंसी अयं संधित्ति अदक्खु, से नाईए नाइयावए, न समणुजाणइ, सव्वामगंधं परिन्नाय निरामगंधो परिव्वए ॥ सू. १०९ ॥

અર્થ:-ઉદ્યમવંત અણગાર આર્ય (ઉચ્ચ મનોવૃત્તિવાળો ) પવિત્ર બુદ્ધિવાળો, ન્યાયી, શ્રદ્ધાવાળો અને આ અવસર છે એમ પરમાર્થને જાણવાવાળો છે, તે (દોષસહિત ભિક્ષાને) ગ્રહણ કરે નહિ, ગ્રહણ કરાવે નહિ અને ગ્રહણ કરનારને અનુમતિ આપે નહિ, સર્વ (આધાકર્મિ આદિ) દોષ સહિત આહારને અથવા ભિક્ષાને જાણીને દોષો રહિત (આહાર વડે) સંયમનું પાલન કરે.

मूलम्-अविस्समाणे कयविक्कएसु, से ण किणे न किणावए, किणंतं न समणुजाणइ ॥सू. ११०॥

અર્થ:-ખરીદી અને વેચાણમાં ભાગ ન લેનારો તે (મુનિ) કોઈ વસ્તુ ખરીદ કરે નહિ, ખરીદ કરાવે નહિ અને ખરીદ કરનારને અનુમતિ આપે નહિ.

लम्-से भिक्खू कालन्ने, बालन्ने, मायन्ने, खेयन्ने, खणयन्ने, विणयन्ने, ससमयन्ने, परसमयन्ने, भावन्ने, परिग्गहं अममायमाणे, कालाणुट्ठाइ, अपडिण्णे दुहओछेत्ता नियाई ॥सू. १११॥

અર્થ:-તે ભિક્ષુ યોગ્ય કાલનો જાણનાર, પરિસ્થિતિ, સમય વગેરેના બળને જાણનાર, માત્રા અર્થાત્ માપને જાણનાર, ખેદને એટલે સંયમ માટેના પરિશ્રમને જાણનાર, કલ્યાણ માટે યોગ્ય ક્ષણને જાણનાર, વિનયને જાણનાર, સ્વસિદ્ધાંતને જાણનાર. પરસિદ્ધાતને જાણનાર, હૃદયના ભાવોને જાણનાર, પરિગ્રહ પર મમતા ન ધારનાર હોય છે. યોગ્ય સમયે ઉદ્યમવંત, નિદાન રહિત થઇને તે રાગદ્વેષ બન્નેને છેદીને મોક્ષમાર્ગે પ્રયાણ કરે છે.

मूलम्-वत्थं, पडिग्गहं कम्बलं, पायपुंछणं, उग्गहणं च कडासणं एएसु चेव जाएज्जा ॥सू. ११२॥

અર્થ:-(તે ભિક્ષુએ) વસ્ત્ર, પાત્ર, કાંબલ, પગની પુંજણી, ઘર અને (ઘાસનું) શય્યાસન અથવા પથારી, આ લેવા યોગ્ય પદાર્થોમાંથી જ યાચી લેવુ જોઈએ (સદોષ પદાર્થોમાંથી નહિ)

मूलम्-लद्धे आहारे अणगारो मायं जाणिज्जा, से जहेयं भगवया पवेइयं, लाभुत्ति न मज्जिज्जा, अलाभुत्ति न सोइज्जा, बहुंपि लद्धुं न निहे. परिग्गहाओ अप्पाणं अवसक्किज्जा अण्णहा णं पासए परिहरिज्जा ॥ सू. ११३ ॥

અર્થ:-પ્રાપ્ત થયેલા આહારને વિષે અણગાર મુનિએ માત્રા જાણી લેવી જોઇએ. તે જે પ્રમાણે ભગવંતે જણાવ્યું છે તેમ મને લાભ થયો છે એ વિચારે મદમાં ગરકાવ ન થવું જોઇએ મને લાભ નથી થયો એ વિચારીને શોકમગ્ન ન થવું જોઇએ અને બહુ વસ્તુઓને મેળવીને પણ તેના પર સ્નેહ કરવો ન જોઈએ અને પોતાની જાતને પરિગ્રહથી દૂર રાખવી જોઈએ. ખરેખર ગૃહસ્થથી જુદી રીતે જોનારો પરિગ્રહ બુદ્ધિનો ત્યાગ કરે." (આ ભગવંતે કહ્યું છે

मूलम्-एस मग्गे आरिएहिं पवेइए जहित्थ कुसले नोवलिंपिज्जासि त्ति बेमि ॥ सू. ११४ ॥

અર્થ-આ માર્ગ આર્યઋષિઓએ (તીર્થંકરોએ) દર્શાવેલો છે. જેથી કરીને અહીં પ્રજ્ઞાવંત સાધક કર્મબંધથી લેપાય નહિ, એમ હું કહું છું.

मूलम्-कामा दुरतिक्कमा, जीवियं दुप्पडिवूहगं, कामकामी खलु अयं पुरिसे से सोयइ, जूरइ, तिप्पइ, पिट्टइ, परितप्पइ ॥ सू. ११५ ॥

અર્થઃ-વિષયોમી કામનાઓ (ખરેખર) દુઃખથી તજી શકાય તેવી છે, જીવન (કોઈ રીતે) વધારી શકાય એવું નથી ખરેખર આ કામોનો ઇચ્છનાર પુરુષ હોય છે તે શોક કરે છે, ઝુરણા કરે છે, અને લજ્જા તજે છે પોતાની જાતને પ્રહાર કરે છે, અને પરિતાપ કરે છે.

मूलम्-आययचक्खू लोगविपस्सी लोगस्स अहोभागं जाणइ, उड्ढंभागं जाणइ, तिरियं भागं जाणइ, गड्ढिए लोए अणुपरियट्टमाणे संधि विदित्ता इह मच्चिएहिं एस वीरे पसंसिए जे बद्धे पडिमोयए ॥ सू. ११६ ॥

અર્થઃ- વિશાળ દૃષ્ટિવાળો, લોકને વિશેષપણે જોનારો (તે વીર પુરુષ) લોકના નીચેના ભાગને જાણે છે, લોકના ઉપરના ભાગને જાણે છે અને તિરછા ભાગને જાણે છે, તે તૃષ્ણાવંત અને ભ્રમર કરનાર લોકોને જાણે છે. અહીં જે મર્ત્ય મનુષ્યોમાંથી યોગ્ય અવસર જાણીને બાંધેલાઓને છોડાવે છે તે વીરને (ભગવંતે) વખાણ્યો છે.

मूलम्-जहा अंतो तहा बाहिं जहा बाहिं तहा अंतो, अंतो अंतो पूतिदेहं तराणि पासति पुढोवि सवंति पंडिए पडिलेहए ॥ सू ११७ ॥

અર્થઃ-(અહીં અશુચી ભાવનાનુ સ્વરૂપ બતાવવામાં આવ્યું છે) જે પ્રમાણે આ દેહ અંદરના ભાગમાં અપવિત્ર છે, તેજ પ્રમાણે બહારના ભાગમાં પણ તે અપવિત્ર છે જે પ્રમાણે બહારના ભાગમાં તે નિઃસાર છે, તેજ પ્રમાણે અંદરના ભાગમા તે નિઃસાર છે પંડિત પુરુષ દેહમાં રહેલા દુર્ગન્ધના દ્વારો જે જુદા જુદાં અશુચિ સ્રવે છે, તેમને અંદરના ભાગથી અપવિત્ર સમજીને અધ્યાત્મનો વિચાર કરે છે.

मूलम्-से मइमं परिन्नाय मा य हु लालं पच्चासी, मा तेसु तिरिच्छमप्पाणं आयावए ॥सू ११८॥

અર્થઃ-તે મતિમાન પુરુષ (શરીરની અને ભોગોની અપવિત્રતા) જાણીને ખરેખર લાળને પુનઃ પુનઃ ચાટે નહિ; અને જ્ઞાનક્રિયામાં આત્માને વિમુખ બનાવે નહિ

मूलम्-कासंकासे खलु अयं पुरिसे, बहुमाई, कडेण मूढे पुणो तं करेइ, लोहं वेरं वड्ढेइ अप्पणो। जमिणं परिकहिज्जइ इमस्स चेव पडिवुहणयाए अमरायइ महासड्ढी अट्टमेतं पेहाए, अपरिन्नाय कंदति से तं जाणह जमहं बेमि ॥ सू ११९ ॥

અર્થ -ખરેખર આ વિષ પુરુષ મોઆ કર્યું, હું આ કરીશ, એવા સંકલ્પવાળો હોય છે. તે બહુ કપટ કરનારો હોય છે, કરેલા કાર્યો વડે મોહિત થઈને ફરીને તેવા કાર્યો કરે છે, અને પોતાના લોભ અને વેર વધારે છે. તેથી આ પ્રમણે કહેવામા આવે છે, કે આ કામભોગોની વૃદ્ધિને માટે જ તે વિષયોમાં મહાશ્રદ્ધાવંત પોતે દેવ હોય તેમ વર્તે છે. આ વર્તન દુઃખ ભરેલું છે એમ વિચારીને, હે શિષ્ય, તું જો કે વસ્તુનો સ્વભાવ ન જાણીને તેઓ વિલાપ કરે છે, તેથી જ જે જ્ઞાન હું કહું છું તે સમજી લ્યો.

मूलम्-तेइच्छं पंडिए पवयमाणे से हंता, छित्ता, भित्ता, लुंपइत्ता, विलुंपइत्ता, उद्दवइत्ता, अकडं करिस्सामि त्ति मन्नमाणे जस्स वि य णं करेइ, अलं बालस्स संगेणं, जे वा से कारइ बाले, न एवं अणगारस्स जायइ त्ति बेमि । सू. १२० ॥

અર્થ:-કામભોગોનુ શમન વિષયોપભોગ રૂપ ચિકિત્સાથી થાય એમ સમજાવનારો પંડિતમન્ય પુરુષ હોય તે હણનારો, છેદનારો, ભેદનારો, લૂંટનારો, વિશેષ પ્રકારે લૂંટનારો અને પ્રાણઘાત કરનારો બને છે. કોઈએ ન કરેલુ એવું (અપૂર્વ) હું કરીશ, એમ માનનારો કોઈને પણ તે વિષયસેવનનો ઉપદેશ આપે છે. હે શિષ્ય, તારે અજ્ઞાની માણસની સોબત છોડી દેવી ઘટે. અથવા જે અજ્ઞાની એવો ઉપદેશ કરવાને પ્રેરે (તેની પણ સોબત કરવી નહિ.) આ પ્રમાણે અણગાર મુનિની બાબતમા બનતું નથી એમ હું, કહું છું.

એ પ્રમાણે પાંચમો ઉદ્દેશક પૂરો થયો.

## લોકવિજય નામનાં બીજા અધ્યયનનો છઠ્ઠો ઉદ્દેશક

(મમતા પરિત્યાગ)

આગળના ઉદ્દેશકમાં શુદ્ધ પિંડને અર્થે પાળવાના નિયમોમાં મમતાનો ત્યાગ કરવાના ઉપાયો દર્શાવ્યા, તેમાં કામભોગને હેય બતાવ્યા. ભિક્ષા માટે મુનિને લોકનિશ્રા કરવી પડે છે, તેથી લોકોના વિષયમાં ધીરે ધીરે મમતા ન બંધાય તે પ્રકારનો ઉપદેશ આ ઉદ્દેશકમાં આપવામાં આવ્યો છે. જે કેવળ આત્મકલ્યાણના સાધક મુનિઓ હોય તેઓ તો ગિરિ-ગુફાઓમાં અને એકાંત વનોમાં વિચરે છે. પરંતુ જેઓ બીજાનુ કલ્યાણ પણ સાધે છે એવા સાધુઓને જનસમુદાય વચ્ચે રહેવાનુ હોય છે તેમણે મમતા રહિતપણે ભિન્ન ભિન્ન ભૂમિકાના માણસોને કેવી રીતે ઉપદેશ આપવો તે અહીં દર્શાવ્યું છે આ આખો ઉદ્દેશક મુનિએ ક્યાય સ્નેહમાં લેપાઇ જવું નહિ, એવો ઉપદેશ આપે છે.

मूलम्-से तं संबुज्झमाणे आयाणीयं समुट्ठाय तम्हा पावकम्मं नेव कुज्जा न कारवेज्जा ॥सू. १२१॥

અર્થ:-તે સાધક આ વસ્તુને સમજતો થકો [વિષયોપભોગોથી તૃષ્ણા શમતી નથી એ વસ્તુ આગળના ઉદ્દેશકમા કહી છે કે नएवं अणगारेस्स जायइ] સયમને સ્વીકારીને. આ કારણથી પાપ કર્મ કરે નહિ તેમજ કરાવે નહિ.

मूलम्-सिया तत्थ एगयरं विप्परामुसइ, छसु अन्नयरम्मि कप्पइ ॥सू १२२॥

અર્થ: કદાચને તે હિસાની બાબતમાં છ કાયમાથી કોઈપણ એક કાયને હિસાથી સ્પર્શે, તો છમાથી બીજી કોઇ પણ કાયનો હિંસક થયેલો ગણાય છે.

मूलम्-सुहट्ठी लालप्पमाणे सएण दुक्खेण मूढे विपरियासमुवेइ, सएण विप्पमाएण पुढो वयं पकुव्वइ, जंसि मे पाणा पव्वहिया, पडिलेहाए नो निकरणयाए एस परिन्ना पवुच्चइ कम्मोवसंति ॥सू. १२३॥

અર્થ :–સુખનો ઇચ્છનારો વિધવિધ પ્રકારે લાલચ્ર કરનારો, પોતાનાં (તૃષ્ણાથી ઉત્પન્ન) દુ:ખોથી મૂંઝાઈ ગયેલો તે વિપરીત આચરણ કરે છે. પોતાના વિશેષ પ્રમાદથી તે વ્રતનો ભંગ કરે છે અથવા જુદી જુદી અવસ્થા ધારણ કરે છે, જેમાં આ પ્રાણીઓ દુ:ખીઆ રહ્યા કરે છે. આમ નિરીક્ષણ કરીને પાપકર્મો ન કરવાં જોઈએ. આ કર્મની ઉપશાંતિની ક્રિયારૂપ વિવેક કહેવાય છે.

मूलम्–जे ममाइयमइं जहाइ से चयइ ममाइयं, से हु दिट्ठीयहे मुणी जस्स नत्थि ममाइयं, तं परिन्नाय मेहावी विइत्ता लोगं, वंता लोगसन्नं से मइमं परिक्कमिज्जासि त्ति वेमि ॥सू. १२४॥

અર્થ :–જે "પરિગ્રહની મમતા મને ઇષ્ટ છે" એવી બુદ્ધિને ભજે છે, તે મમતારૂપ ભાવ પરિગ્રહને તજે છે. જેને મમતાદિક દોષો નથી તે ખરેખર જિનમાર્ગનું દર્શન કરનાર મુનિ છે, તે જાણીને પ્રજ્ઞાવંત પુરુષ લોકનું સ્વરૂપ જાણીને લોકસંજ્ઞાને વમી નાખીને તે મતીમાન પુરુષે પરાક્રમ કરવું જોઈએ, એમ હું કહું છું.

मूलम्–नारइं सहइ वीरे, वीरे न सहइ रतिं। जम्हा अविमणे वीरे, तम्हा वीरे न रज्जइ ॥सू. १२५॥

અર્થ :–વીર પુરુષ સંયમમાં અરતિ સહન કરતો નથી. (અરતિને તે દૂર કરે છે). પરદ્રવ્યોમાં રતિ પણ વીર પુરુષ સહન કરતો નથી. (રતિને તે દૂર કરે છે) કારણ કે વીર પુરુષ અદીન મનવાળો છે, તે કારણે તે પર પદાર્થોમાં રાગ કરતો નથી

मूलम्–सद्दे फासे अहियासमाणे, निव्विंद नंदिं इह जीवियस्स। "मुणी मोणं समायाय, धुणे कम्मसरीरगं। पंतं लूहं च सेवंति, वीरा सम्मत्तदंसिणो।" एस ओहंतरे मुणी तिण्णे, मुत्ते, विरए वियाहिए त्ति वेमि ॥ सू. १२६ ॥

અર્થ :–વિશ્વના શબ્દો અને સ્પર્શોને સહન કરતો કરતો આ વિશ્વમાં તું અસંયમી જીવનના આનંદનો અનાદર કર.

સંયમને સ્વીકારીને સાધુ કર્મના શરીરને ખંખેરી નાખે, સમ્યગ્ દર્શનવાળા વીર પુરુષો ગૃહસ્થોના ઉપભોગના અંતે બચેલા અને રૂક્ષ (લુખા) પદાર્થોને સેવે છે આ લોક પ્રવાહને તરી જનારો મુનિ છે. તે તરી ગયો છે, તે તૃષ્ણાથી મુક્ત છે અને પાપકર્મથી વિરમી ગયેલો છે; એમ વીર પ્રભુએ સમજાવ્યું, એમ હું કહું છું.

मूलम्–दुव्वसुमुणी अणाणाए, तुच्छए गिलाइ वत्तए। एस वीरे पसंसिए, अच्चेइ लोयसंजोगं एस नाए पवुच्चइ ॥सू १२-॥

અર્થ :–જેનું સયમરૂપી ધન દોષોથી ઝાંખુ પડયું છે, એવો આજ્ઞાભંગ કરનાર દર્શનાદિથી વિકલ થયેલો તુચ્છ મુનિ પ્રશ્નનો ઉત્તર આપવામા ગ્લાનિ પામે છે જે વિશ્વના સંયોગોને

પાર કરી જાય છે, તે વીર પુરુષને જિનો દ્વારા વખાણવામાં આવ્યો છે. આ વસ્તુને ન્યાય (તીર્થંકરોનો માર્ગ) કહેવામાં આવે છે.

मूलम्-जं दुक्खं पवेइयं इह माणवाणं तस्स दुक्खस्स कुसला परिन्नमुदाहरंति इइ कम्मं परिन्नाय सव्वसो ॥सू. १२८॥

અર્થ :–આ જગતમાં મનુષ્યોનું જે દુઃખ તીર્થંકરોએ જણાવ્યું છે, એ બાબતમાં કુશલ પુરુષો સર્વ પ્રકારે કર્મસ્વરૂપને સમજીને તે દુઃખ બાબતના વિવેકનો ઉપદેશ કરે છે.

मूलम्-जे अणन्नदंसी से अणण्णारामे, जे अणण्णारामे से अणन्नदंसी ॥सू. १२९॥

અર્થ :–જે અજોડ આત્મ–સ્વરૂપનું દર્શન કરે છે, તે અજોડ આત્માનંદને અનુભવે છે. જે અજોડ આત્માનંદને અનુભવે છે, તે અજોડ આત્મદર્શનનો દૃષ્ટા છે.

मूलम्-जहा पुण्णस्स कत्थइ तहा तुच्छस्स कत्थइ, जहा तुच्छस्स कत्थइ तहा पुण्णस्स कत्थइ ॥सू. १३०॥

અર્થ :–(ધર્મોપદેશક મુનિ) જે પ્રકારે પુણ્યવાન ચક્રવર્તી રાજા વગેરેને ઉપદેશ આપે છે, તે જ પ્રકારે તુચ્છ પુણ્યવાળા કઠિયારા વગેરેને ઉપદેશ આપે છે જેવી રીતે તે તુચ્છ પુણ્યવાળા માનવને સમજાવે છે તેવી જ રીતે તે મહાપુણ્યવાળા માનવને સમજાવે છે, તેવી જ રીતે તે મહા-પુણ્યવાળા મહાનુભાવોને સમજાવે છે.

मूलम्-अवि य हणे अणाइयमाणे, इत्थं पि जाण सेयं ति नत्थि। केयं पुरिसे कं च नए? एस वीरे पसंसिए जे बद्धे परिमोयए उड्ढं अहं तिरियं दिसासु ॥सू १३१॥

અર્થ :–કદાચને (કોઈવાર) અપમાન થયું છે એમ માનીને અનાદર કરતાં કરતાં કોઈ રાજાદિક મુનિને માર મારે. આ બાબતમા આ રીતે આનું કલ્યાણ નથી એમ તું જાણી લે. આ પુરુષ કોણ છે? કયા દેવ–ગુરૂ–ધર્મ તરફ વળેલો છે (તે ઉપદેશકે બરાબર જાણવું જોઈએ) જે ઉંચી દિશામાં, નીચેની દિશામાં કે તિરછી દિશામા બંધાયેલા જીવને ઉપદેશક છોડાવે છે તે વીરપુરુષને તીર્થંકરો દ્વારા વખાણવામા આવ્યો છે.

मूलम्-से सव्वओ सव्वपरिण्णाचारी ण लिप्पइ छणपएण वीरे। से मेहावी अणुग्घायणखेयण्णे जे य बन्धपमुक्खमन्नेसी, कुसले पुण नो बध्धे नो मुक्के ॥ सू. १३२ ॥

અર્થ:–તે વીરપુરુષ બધી જ રીતે સર્વજ્ઞાનથી જાણીને ચારિત્ર પાળવાના કારણે હિંસાના સ્થાનોમાં લેપાતો નથી. તે બુદ્ધિમાન પુરુષ કર્મને દૂર કરવાના ઉપાયોનો જાણનાર છે કે જે બંધ અને મોક્ષને વિચારીને સમજે છે. તે કુશળ પુરુષ બંધાયેલો પણ નથી, અને મુકત પણ નથી (અર્થાત્ જીવનમુકત છે.)

ટિપ્પણીઃ- अणुग्घायणखेयण्णे એ પદથી સાધકને કર્મને દૂર કરવાના ઉપાયો જાણનાર કહ્યો છે. અને बंधपमुक्खमन्नेसी એ પદ દ્વારા બંધ અને મોક્ષના સ્થાન જાણીને ઉપાદેયમાં પ્રવૃત્તિ કરનાર કહ્યો છે. આથી આ સાધક કર્મના બંધ, ઉદય, ઉદીરણા અને શસ્ત્રને તેના સર્વ કરણોથી જાણે છે કરણો અર્થાત્ અધ્યવસાયો ઉપશમના, ઉદીરણા, નિદ્ધત્તિ અને નિકામના મુખ્ય છે. આ સાધક છદ્મસ્થ મુનિ છે, તેથી તે કર્મમાંથી મુક્તિનો વિચાર કરે છે, એમ ભાવાર્થ છે. એ સાધકને જ્ઞાનના ફળરૂપ વિરતિ જીવનમાં સહજ છે.

मूलम्-से जं च आरभे जं च णारभे, अणारद्धं च न आरभे, छणं छणं परिण्णाय लोगसन्नं चसव्वसो ॥ सू. १३३ ॥

અર્થઃ-તે (કુશળ) જે સંયમાદિ ક્રિયાને સેવે છે, અને જે મિથ્યાત્વાદિ ક્રિયાને સેવતો નથી, તેમજ નિર્ગ્રન્થોએ ન આચરેલું કર્મ સેવતો નથી. તે હિંસા અને તેના કારણો તેમજ લોક સંજ્ઞાને બરાબર જાણીને તે કરી શકે છે.

मूलम्- उद्देसो पासगस्स नत्थि, बाले पुण निहे कामसमणुन्ने असमियदुक्खे दुक्खी दुक्खाणमेव आवट्टं अणुपरियट्टइ त्ति बेमि ॥ सू. १३४ ॥

અર્થઃ-તત્ત્વવિચાર કરનારને ઉપદેશ દેવાની જરૂર નથી. પરંતુ લુબ્ધ થયેલો અજ્ઞાની વિષયોને ઇષ્ટ જાણનારો, જેણે પોતાના દુઃખને ઉપશમાવ્યું નથી તેવો, દુઃખી, દુઃખોના જ ચકાવામાં વારંવાર પરિભ્રમણ કરે છે, એમ હું કહું છું.

એમ બીજા અધ્યયનનો છઠ્ઠો ઉદ્દેશક પૂરો થયોઃ બીજું અધ્યયન પૂરું થયું

શીતોષ્ણીય નામનું ત્રીજું અધ્યયનઃ તેનો પ્રથમ ઉદ્દેશક

આગળના અધ્યયન લોકવિજયમાં અહિંસાની સાધના માટે પ્રથમ તો રાગદ્વેષને છોડવા, મહાવ્રતમાં દૃઢતા ધારણ કરવી, મહાન કષાયને ક્ષીણ કરીને તજી દેવો, લોકનિશ્રા કરવા છતા મુનિએ સદાય વૈરાગ્યમા વિહરવું, પુત્રાદિકની મમતા તજવી, એટલું જ નહિ, પણ અંદરના શત્રુઓ પ્રત્યેની ઇષ્ટ બુદ્ધિને પણ તજવી, એમ કરીને મહાદુર્જેય એવા સંસાર શત્રુને જીતવો, એવો ઉપદેશ મુનિને કરેલો છે

આ ત્રીજું અધ્યયન એના નામ પ્રમાણે ઠંડું અને ગરમ કેમ સહન કરવુ, એમ કહીને લોકભાષામા સમજાવે છે કે ઇષ્ટ પરિષહો અને અનિષ્ટ પરિષહો કેમ જીતવા તેનો ઉપાય શાસ્ત્ર પોતાની મર્મવાળી શૈલીમા અહીં સમજાવે છે.

मूलम्-सुत्ता अमुणी, सया मुणिणो जागरंति ॥सू. १३५॥

અર્થ -જે મુનિમાર્ગને પહોંચેલા નથી, તેઓ પ્રમાદમાં સુતેલા છે, અને જેઓ મુનિમાર્ગ પર પહોંચેલા છે, તેઓ સદાએ પ્રમાદને નિવારીને જાગ્રત રહે છે.

मूलम्-लोयंसि जाण अहियाय दुक्खं, समयं लोगस्स जाणित्ता, इत्थ सत्थोवरए ॥ सू. १३६॥

અર્થ : જગતમાં (સર્વ જીવોને) દુઃખ (અને દુઃખના કારણે મોહાદિ) અહિતમાં પરિણમે છે, એમ તું જાણ. લોકનો (વિષય લોલુપતાનો) સિદ્ધાંત જાણીને આ બાબતમાં મુનિ શસ્ત્રનો પરિહાર કરનારો થાય છે.

मूलम्-जस्सिमे सद्दा य रूवा य रसा य गंधा य फासा य अभिसमन्नागया भवंति से आयवं, नाणवं, वेयवं, धम्मवं, बंभवं, पन्नाणेहिं परियाणइ लोयं, मुणीत्ति वुच्चे, धम्मविऊ, उज्जू, आवट्टसोए संगमभिजाणइ, सीउसिणच्चाई से निग्गंथे, अरइरइसहे, फरुसयं नो वेएइ जागरवेरोवरए वीरे, एवं दुक्खा पमुक्खसि ॥ सू. १३७॥

અર્થ –જે મુનિને આ શબ્દના વિષયો, રૂપના વિષયો, રસના વિષયો, ગંધના વિષયો, સ્પર્શના વિષયોનું મોહકપણું અને બાધકપણું બરાબર સમજાઈ ગયેલું હોય છે, તે આત્માને જાણનારો છે, જ્ઞાનવાળો છે, પ્રાચીનજ્ઞાન વેદને સમજનારો છે. ધર્મને જાણનારો છે, અને બ્રહ્મચારી છે, તે વિવેકપ્રજ્ઞાથી લોકના સ્વરૂપને જાણે છે. તે મુનિ છે, એમ કહેવાય છે. તે ધર્મની સૂક્ષ્મતાને જાણનારો છે, સરળ છે, અને વિષયનો પ્રવાહ અને ઘૂમરીનો સંગમ (કારણ કાર્યભાવ) બરાબર સમજે છે; તે નિર્ગ્રન્થમુનિ શીત–ઉષ્ણતા એટલે ઈષ્ટા-નિષ્ટાનો ત્યાગી છે, રતિ-અરતિનો સહન કરનાર છે, તેથી સંયમ માર્ગમાં કઠણાઈનો અનુભવ કરતો નથી. વેરથી ઉપરત થયેલો તે જાગૃત વીરપુરુષ છે. આ પ્રમાણે લક્ષ રાખીને હે શિષ્ય, તું દુઃખથી મુક્ત થશે.

मूलम्-जरामच्चुवसोवणीए नरे सययं मूढे धम्मं नाभिजाणइ ॥ सू. १३८ ॥

અર્થ :–વૃદ્ધપણું અને મૃત્યુ વગેરે જંજાળને વશ થઈ ગયેલો પુરુષ સતત્ મોહયુક્ત થઈને ધર્મને સમજતો નથી.

मूलम्-पासिय आउरपाणे अप्पमत्तो परिव्वए, मंता य मइमं पास ॥ सू. १३९ ॥

અર્થ :–દુઃખીયાં પ્રાણીઓને જોઈને અપ્રમાદી થઈને સંયમમાં પ્રવૃત્તિ કરવી જોઈએ, એ વિચારીને હે બુદ્ધિમાન, તું લોકસ્વરૂપનું ચિંતન કર. (અર્થાત્ વિવેકશૂન્યતાનો ત્યાગ કર)

मूलम्-आरंभजं दुक्खमिणं ति णच्चा, माई पमाई पुण एइ गब्भं उवेहमाणो सद्दरूवेसु उज्जू माराभिसंकी मरणा पमुच्चई । सू. १४० ॥

અર્થ :–આ દુઃખ આરંભથી (હિંસા કર્મોથી) ઉત્પન્ન થયું છે, એમ જાણીને વળી કપટી અને પ્રમાદ કરનાર ફરીને ગર્ભમાં આવે છે, એમ જાણીને મરણ અને જન્મથી ડરનારો સરળ મનુષ્ય શબ્દો અને રૂપો વગેરે વિષયોમાં તટસ્થ રહીને મરણમાંથી છૂટી જાય છે.

मूलम्-अप्पमत्तो कामेहिं उवरओ पावकम्मेहिं, वीरे आयगुत्ते खेयन्ने, जे पज्जवजायसत्थस्स खेयण्णे से असत्थस्स खेयन्ने, जे असत्थस्स खेयन्ने से पज्जवजायसत्थस्स खेयन्ने, अकम्मस्स ववहारो न विज्जइ, कम्मुणा उवाही जायइ ॥ सू १४१ ॥

અર્થ –શબ્દાદિના કમનીય વિષયોમાં જે અપ્રમાદી છે, પાપકર્મો કરવાથી જે વિરમી ગયો છે તે આત્મા-દ્વારા રક્ષિત છે, અને પુરુષાર્થના પરિશ્રમનો જાણનાર છે. જે વિષય પ્રકારોથી ઉત્પન્ન થયેલી હિંસાનો ખેદ જાણે છે તે અશસ્ત્રનો એટલે કે સંયમનો પરિશ્રમ જાણે છે. જે સંયમનો પરિશ્રમ જાણે છે તે વિષય પ્રકારોથી થયેલ હિંસાનો ખેદ જાણે છે. કર્મરહિત થયેલા પુરુષને ચાર ગતિમાં સુખદુઃખ અનુભવવા રૂપ વહેવાર હોતો નથી. આ બાહ્યભાવના વેશાતરો કર્મથી જન્મે છે

मूलम्-कम्मं च पडिलेहाए कम्ममूलं च जं छणं पडिलेहिय सव्वं समायाय दोहिं अंतेहिं अदिस्समाणे। तं परिन्नाय मेहावि ? विइत्ता लोगं, वंता लोगसन्नं से मेहावी पडिकमिज्जासि त्ति बेमि । सू १४२ ॥

અર્થ –કર્મનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને અને હિંસા જે કર્મમૂલક છે, તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને સંયમને સંપૂર્ણ રીતે સ્વીકારીને તે મુનિ રાગદ્વેષરૂપી બે અંતો વડે સ્પર્શવામાં આવતો નથી. હે બુદ્ધિમાન પુરુષ, તે જાણીને, લોકનું સ્વરૂપ જાણીને, લોકસંજ્ઞાને વમીને તેમાંથી પ્રજ્ઞાવંત પુરુષે તારે પાછા ફરવુ જોઈએ, એમ હું કહુ છું.

ત્રીજા અધ્યયનનો પહેલો ઉદ્દેશક પૂરો થયો

## શીતોષ્ણીય નામના ત્રીજા અધ્યયનનો દ્વિતીય ઉદ્દેશક

આગળના પહેલા અધ્યયનમાં ભાવનિદ્રા અને ભાવજાગરણ બતાવવામાં આવ્યા. આ બીજા ઉદ્દેશકમાં ભાવજાગરણ માટેના ઉપાય તરીકે યોગમાર્ગને બતાવ્યો છે ફરી ફરીને તો સમ્યગ્ વિચારણા સમાધિના ઉપાય તરીકે આપણી સમક્ષ હાજર થાય છે. જેમ કોઈ ચતુર વૈદ્ય રોગનું નિદાન કરીને ઔષધનો પ્રયોગ કરે તેમ વ્રત–નિયમાદિના પાલનરૂપ પથ્યનો નિર્દેશ કરીને અહીં વૈભાવિક દશા ટાળીને સ્વ સ્વરૂપનુ સ્વાસ્થ્ય કેમ પ્રગટાવવુ તેનું આ ઉદ્દેશકમા નિરૂપણ છે

मूलम्-जाइं च वुड्ढिं च इहऽज्ज। पासे, भूएहि जाणे पडिलेह सायं। तम्हाऽतिविज्जे परमं ति णच्चा सम्मत्तदंसी न करेइ पावं ॥सू १४३॥

અર્થ:–હે આર્ય, તું જન્મ અને ગર્ભ વૃદ્ધિરૂપ દુઃખને નિહાળ. પ્રાણીઓમાં શાતા તેમને ઇષ્ટ છે, એ જાણીને તારો વહેવાર સમજી લે. તેથી મહાજ્ઞાની પુરુષ પરમપદવી નિર્વાણને- જાણીને સમ્યકત્વવાળો હોય છે. તે પાપ કરતો નથી.

મૂલમ્-उम्मुंच पासं इह मच्चिएहिं आरंभजीवी उभयाणुपस्सी । कामेसु गिध्धा निचयं करंति संसिच्चमाणा पुणरिंति गब्भं ॥ सू. १४४ ॥

અર્થ:-આ વિશ્વમાં તું મૃત્યુશીલ પ્રાણીઓ સાથેના સ્નેહસંબંધને તોડી નાંખ; હિંસાકર્મોથી જીવન રે ઈહલોક અને પરલોકમાં દુખ અનુભવે છે. ઈષ્ટ વિષયોમા લુબ્ધ થયેલાઓ કર્મનો સંચય કરે છે અને કર્મથી લેપાતો લેપાતો ફરીને તે ગર્ભમા આવે છે. (સંસાર પરિભ્રમણ ચાલુ રાખે છે.)

મૂલમ્-अवि से हासमासज्ज हंता णंदीति मन्नइ । अलं बालस्स संगेणं वेरं वड्ढेइ अप्पणो ॥ सू. १४५ ॥

અર્થ:-વળી તે અજ્ઞાની પ્રાણી હાસ્યવિનોદ સ્વીકારીને જીવોને હણીને આનંદ થયો એમ માને છે. એવા મૂઢ મનુષ્યની સોબત તું તજી દે. તે પોતાના વેરની વૃદ્ધિ કરે છે.

મૂલમ્-तम्हाऽतिविज्जो परमंति णच्चा, आयंकदंसी न करइ पावं । सू. १४६॥

અર્થ -તેથી સમ્યગ્દૃષ્ટિજીવ નિર્વાણનું સ્વરૂપ જાણીને દુઃખને બરાબર સમજીને પાપ કરતો નથી.

મૂલમ્-अग्गं च मूलं च विगिंच धीरे पलिच्छिंदिया णं निक्कम्मदंसी ॥सू. १४७॥

અર્થ -તું અગ્રકર્મોને અને મોહનીયરૂપ મૂળ કર્મને હે ધીર પુરુષ, તજી દે જૂનાં કર્મોને છેદી નાખીને તું નિષ્કર્મ અવસ્થાનો અનુભવનાર થા.

મૂલમ્-एस मरणा पमुच्चइ, से हु दिट्ठभए मुणी, लोगंसि परमदंसी विवित्तजीवी, उवसंते, समिए, सया जए कालकंखी परिव्वए ॥सू. १४८॥

અર્થ :-આ પ્રકારનો મુનિ મરણ રૂપ સંસારમાંથી છૂટી જાય છે, તે ખરેખર (અનત પરિભ્રમણમાં) ભયને જોનારો છે. વિશ્વમાં તે નિર્વાણને જોનારો રાગદ્વેષથી ભિન્ન થઈને સમતા ભાવે જીવનારો, દોષોને ઉપશમાવનારો, સમિતિ યુકત, જ્ઞાન સહિત, સદાએ યત્ના કરનારો, કાલક્રમને સ્વભાવિક રીતે ઈષ્ટ માનનારો સંયમ માર્ગમા આગળ વધે છે

મૂલમ્-बहुं च खलु पावकम्मं पगडं, सच्चम्मि धिइं कुव्वइ एत्थोवरए मेहावी सव्वं पावं कम्मं झोसइ ॥सू. १४९॥

અર્થ -(એક યોગીની વૃત્તિઓ જ્યારે બહિર્મુખ રહે ત્યારે તે વિચારે કે) ખરેખર અનેક પ્રકારનું પાપકર્મ મેં પૂર્વે કરેલું છે. હે મુનિઓ, તમે સત્યમાં એટલે સંયમમા દૃઢતા કરો. અહી એટલે સયમમાં લીન બનેલો બુદ્ધિમાન પુરુષ સર્વ પાપકર્મનો ક્ષય કરી નાંખે છે.

मुलम्-अणेगचित्ते खलु अयं पुरिसे, से केयणं अरिहुए पूरित्तए, से अण्णवहाए अण्णपरियावाए, अण्णपरिग्गहाए जणवयवहाए, जणवयपरियावाए, जणवयपरिग्गहाए ||सू. १५०||

અર્થ :—આ (વિષયાભિલાષી) પુરુષ ખરેખર અનેક સંકલ્પ-વિકલ્પવાળો હોય છે. તે ઇચ્છાઓની ચાળણી પૂરવાને (કદી) સમર્થ થાય છે? તે અન્યનો વધ કરનારો, અન્યને સંતાપનારો અને અન્ય પર માલિકી મેળવનારો થાય છે વળી તે કોઇ પ્રદેશને સંતાપનારો કે પ્રદેશ પર માલિકી મેળવનારો થાય છે.

मूलम्-आसेवित्ता एतं अट्ठं इच्चेवेगे समुट्ठीया, तम्हा तं बिइयं नो सेवे निस्सारं पासिय नाणी। उववायं चवणं णच्चा, अणण्णं चर माहण, से न छणे न छणावए, छणंतं नाणुजाणई, निव्विंद नंदिं, अरए पयासु, अणोमदंसी, निसण्णे पावेहिं कम्मेहिं ||सू. १५१||

અર્થ:—આ જ પ્રમાણે આ બાહ્ય પદાર્થોને સેવીને કેટલાક પુરુષો સંયમમાં જાગૃત થાય છે. તેથી તેને જ્ઞાનવંતપણે નિઃસાર જોઈને તે બીજી વાર સેવતા નથી. જન્મ અને મરણનું સ્વરૂપ જાણીને હે બ્રાહ્મણ (બ્રહ્મ એટલે ચૈતન્યમાં રમણ કરનાર મુનિ) તું અનન્ય એવા સંયમનું આચરણ કર. આવો મુનિ હિંસા કરે નહિ, હિંસા કરાવે નહિ હિંસા કરનારને અનુમોદે નહિ. હે બ્રાહ્મણ, તું ભવાભિનંદીપણુ તજી દે. પ્રજાની વચ્ચે ઉદાસ બનેલો સમ્યગ્ દૃષ્ઠિ થઈને તું પાપકર્મોથી નિવૃત્ત થા.

मूलम्-कोहाइमाणं हणिया य वीरे, लोभस्स पासे निरयं महंतं। तम्हा य वीरे विरए वहाओ, छिंदिज्ज सोयं लहुभूयगामी। गंथं परिण्णाय इहज्ज धीरे, सोयं परिण्णाय चरिज्ज दंते। उम्मज्ज लध्धुं इह माणवेहिं नो पाणिणं पाणे समारभिज्जासि त्ति बेमि ||सू. १५२||

અર્થ:—ક્રોધાદિક શત્રુઓ અને અભિમાનને હણીને હે વીર પુરુષ, તું લોભનો મોટા નરક જેવો ફાસલો તોડી નાખજે આમ હોવાથી હે વીર પુરુષ, પ્રાણી હિંસામાથી નિવૃત્ત થઇને કર્મે હળવો બનીને મોક્ષગામી થતાં થતાં લોક પ્રવાહની ગતિને છેદી નાખજે. આ સંસારમાં ગ્રંથ અર્થાત્ પરિગ્રહ અને લાલચનું સ્વરૂપ જાણીને, તૃષ્ણાના પ્રવાહનું સ્વરૂપ જાણીને સંયમી પુરુષ ચારિત્રમાં પ્રવૃત્તિ કરે. આ સંસરણમાં મનુષ્યોમાં જન્મરૂપ ઊંચે ડુબકી પામીને પ્રાણીઓના પ્રાણોની હિંસા તું કરજે નહિ, એમ હું કહુ છું.

ત્રીજા અધ્યયનનો બીજો ઉદ્દેશક પૂરો થયો

## શીતોષ્ણીય નામના ત્રીજા અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક

પૂર્વના અધ્યયનમા સંયમ અને ચિત્તવૃત્તિનો સંબધ બતાવીને રાગદ્વેષથી પર રહીને લોક પ્રવાહથી વિરૂદ્ધ સંયમીની પ્રવૃત્તિ કરીને મોક્ષમાર્ગની શાતિ વેદવાનો માર્ગ ત્યાગ છે, એમ બતાવ્યું છે. આ અધ્યયનમાં ત્યાગ એ કેવળ નિષ્ક્રિયતામાં સીમિત નથી પરંતુ સદૈવ સક્રિયામાં જાગૃતપણું પણ છે, એમ દર્શાવ્યું છે. એ ત્યાગનું રહસ્ય છે એટલે ભાવ-જાગૃતિ, અથવા અપ્રમાદ એ અધ્યયનનો મુખ્ય વિષય છે.

मूलम्-संधि लोयस्स जाणित्ता, आयओ बहिया पास तम्हा न हंता न विघायए, जमिणं अन्नमन्नवितिगिच्छाए न करेइ पावकम्मं किं तत्थ मुणी कारणं सिया ? ॥ सू. १५३ ॥

અર્થ .-વિશ્વનો કાર્યકારણ ભાવ જાણીને (અથવા તો પોતાનો કાર્ય માટેનો યોગ્ય અવસર જાણીને) પોતાથી બહારના જીવોને તું જો. તેથી હણનારા થવું નહિ, અને કોઈ જીવે ને હણાવવા નહિ. જે આ એકબીજાના ભયથી અથવા એકબીજાની લજ્જાથી મનુષ્ય પાપ કરતો નથી તે બાબતમાં શું મુનિ પાપકર્મનું કારણ બની શકે ખરો ?

मूलम्-समयं तत्थुवेहाए अप्पाणं विप्पसायए । अणन्नपरमं नाणी नो पमायए कयाइवि, आयगुत्ते सया । वीरे जायामायाइ जावए ॥ सू. १५४ ॥

અર્થ .-જ્યાં હિંસાનો પ્રસંગ આવી જાય ત્યાં સમતારૂપ જૈન સિદ્ધાંતનો વિચાર કરીને આત્માને અહિંસા દ્વારા પ્રસન્ન કરે. જેનાથી ઉત્કૃષ્ટ બીજું કંઈ છે નહિ તેવા નિર્વાણને જાણનારો મુનિ કયારે પણ પ્રમાદ કરે નહિ હમેશાં આત્માની રક્ષા કરતો વીરપુરુષ સંયમ યાત્રામાં માત્રાદ્વારા પોતાનો સમય પસાર કરે.

मूलम्-विरागं रूवेहिं गच्छिज्जा महया खुड्डएहिं य, आगइं गइं परिण्णाय दोहि वि अंतेहिं अदिस्समाणेहिं से न छिज्जइ, न भिज्जइ, न डज्झइ, न हम्मइ कं च णं सव्वलोए ॥ सू. १५५ ॥

અર્થ તે મુનિ મોટાં તેમજ નાનાં રૂપોમાં વૈરાગ્ય પામે છે. આગમન અને ગમનનું કારણ જાણીને રાગ અને દ્વેષરૂપી બે અંતોથી તે સ્પર્શાતો નથી, તે મુનિ સમસ્ત લોકમાં (પાપનો બંધ હોવાથી) જરાપણ છેદાતો નથી, ભેદાતો નથી, દાઝતો નથી, ને હણાતો પણ નથી

मूलम्-अवरेण पुव्विं न सरंति एगे किमस्स तीयं ? किं वा आगमिस्सं ? भासंति एगे इह माणवा उ जमस्स तीयं तमागमिस्सं । नाईयमट्ठं न य आगमिस्सं अट्ठं नियच्छंति तहागया उ । विहूयकप्पे एयाणुपस्सी निज्झोसइत्ता खवए महेसी ॥ सू. १५६ ॥

અર્થ :-અપર જન્મ સાથે કેટલાક પૂર્વજન્મનું નિરૂપણ શાસ્ત્રમાં કરતા નથી તે મિથ્યા દર્શનીઓ આ જીવનો ભુતકાળ શો છે ? અને ભવિષ્યકાળ શો થશે ? (એમ વિચારતા નથી) અને કેટલાક કુદ્રષ્ટિ માનવો તો કહે છે કે જે જે સંસ્કારવાળો તેનો પૂર્વજન્મ (બ્રાહ્મણ ક્ષત્રીયાદિ કે પશુ તિર્યંચ નારકમાનવાદિ) હોય છે તે જ પ્રકારનો તેનો પછીનો જન્મ થાય છે પરંતુ તથાગતો એટલે યથા સ્થિત વસ્તુનું સ્વરૂપ પ્રકાશનારા અરિહંતના મુનિઓ ભુતકાળનો અર્થ કે ભવિષ્યકાળનો અર્થ વિચાર્યા વિના કર્મવિપાકની બાબતમા આ વાત સ્વીકારતા નથી. (તેઓ વર્તમાન પ્રવૃત્તિને મુખ્યપણે સ્વીકારે છે) જેનો વિરુદ્ધ વહેવાર છે એવો આ સ્વરૂપને જાણનારો મહામુનિ કર્મને ક્ષીણ કરીને નષ્ટ કરી નાખે છે.

मूलम्-का अरई, के आणंदे ? इत्थंपि अग्गहे चरे, सव्वं हासं परिच्चज्ज आलीणगुत्तो परिव्वए ॥ सू. १५७ ॥

અર્થ : તે મહર્ષિને (ધર્મશુકલ ધ્યાન વિહારીને) અરતિ કેવી રીતે હોય ? હરખ કેવો હોય ? આ બાબતમાં ખરેખર તે લેપાયા વગર સંયમમાં પ્રવૃત્તિ કરે. સર્વ હાસ્યાદિ ક્રીડાનો ત્યાગ કરીને મન-વચન-કાયાને ગોપવીને તે સહજ સંયમનું પાલન કરે.

मूलम्-पुरिसा ! तुममेव तुमं मित्तं, किं बहिया मित्त मिच्छसि ? ॥ सू. १५८ ॥

અર્થ : હે આત્મા, તું જ તારો મિત્ર છે, બહારથી મિત્રો તું શાને માટે ઈચ્છે છે ?

मूलम्-जं जाणिज्जा उच्चालइयं तं जाणिज्जा दूरालइयं, जं जाणिज्जा दूरालइयं तं जाणिज्जा उच्चोलइयं ॥ सू १५९ ॥

અર્થ : કર્મોના ક્ષયથી ઊંચી ભૂમિકા પ્રાપ્ત થાય તેને મોક્ષ જેવી માનવી જોઈએ, અને જેને મોક્ષ સમજીએ છીએ તે પણ અનુક્રમે ઊંચા ઊંચા ગુણસ્થાનોનું પરિણામ છે, એમ સમજવું જોઈએ.

मूलम्-पुरिसा ! अत्ताणमेव अभिणिगिज्झ, एवं दुक्खा पमुच्चसि, पुरिसा ! सच्चमेव समभिजाणाहि, सच्चस्स आणाए से उवट्ठीए मेहावी मारं तरइ, सहिओ धम्ममायाय सेयं समणुपस्सइ ॥ सू. १६० ॥

અર્થ : હે પુરુષ ! તું પોતાની જાતનો જ નિગ્રહ કર. એ પ્રમાણે તું દુઃખથી મુક્ત થઈશ હે પુરુષ ! તું સત્ય માર્ગનું જ જ્ઞાન કર. સત્યની આજ્ઞાથી ઉદ્યમવંત થયેલો હોય તે બુદ્ધિમાન પુરુષ મરણરૂપ સંસારને તરી જાય છે, અને સંયમ સહિત ધર્મને ગ્રહણ કરીને કલ્યાણનો અનુભવ કરે છે.

मूलम्-दुहओ जीवियस्स परिवंदणमाणणपूयणाए जंसि एगे पमायंति सहिओ दुक्खमत्ताए पुट्ठो नो झंझाए, पासिमं दविए लोयालोयपवंचाओ मुच्चइ त्ति बेमि ॥ सू १६१ ॥

અર્થ : રાગ અને દ્વેષ બન્નેથી હણાયેલા પુરુષ અસંયમી જીવનના સત્કાર, સન્માન અને પોષણને માટે કેટલાક જે સંસારમા પ્રમાદ કરે છે, (તેમાં જ) સંયમ સહિત પુરુષ દુ:ખની માત્રાઓથી સ્પર્શાયો હોવા છતાંય વ્યાકુળ થતો નથી. હે શિષ્ય, તું આ જો કે યોગ્ય પુરુષ સંસારના દુઃખના પ્રપંચમાંથી મુકત થઈ જાય છે, એમ હું કહું છુ.

ઇતિ ત્રીજા અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક પૂરો.

શીતોષ્ણીય નામના તૃતીય અધ્યયનનો ચતુર્થ ઉદ્દેશક

આ આખું અધ્યયન સંયમ માર્ગમા આવતી તિતિક્ષા માટેના ગુણો સમજાવનારું છે પહેલા ઉદ્દેશકમા ભાવનિદ્રા તજીને ત્યાગ ગ્રહણ કરવાનુ વર્ણન કર્યું, બીજા ઉદ્દેશકમાં

અપ્રમાદી રહેવાનો પ્રતિબોધ કર્યો, ત્રીજા ઉદ્દેશકમા માત્ર બાહ્યક્રિયામાં ન રાચતાં અંતરદૃષ્ટિ ધારણ કરવાનો અનુરોધ કર્યો. આ ચોથા ઉદ્દેશકમાં ત્યાગનું જે ફળ દેખાવું જોઈએ અને ત્યાગ માટે જેની સૌથી પહેલા પણ જરૂર છે, એવું અંતરરિપુને વમી નાખવાનું વિધાન કર્યું છે. ક્રોધ, મ ન, માયા અને લોભ, એ કષાયો જો ઉપશાત ન થાય તો મોક્ષમાર્ગ માટેનો પ્રયત્ન છાર ઉપર લીંપણાની માફક વ્યર્થ જાય છે. માટે અત્યંત મહત્વની વાત જે કષાયત્યાગ તેને સમજાવવા માટે આ અધ્યયનની પ્રવૃતિ છે.

**मूलम्**–से वंता कोहं च माणं च मायं च लोभं च, एयं पासगस्स दंसणं, उवरयसत्थस्स, पलियंतकरस्स आयाणं सगडब्भि ॥सू. १६२॥

**અર્થ:**–તે સાધક ક્રોધ, માન, માયા, અને લોભને વમનારો હોય છે. આ જેણે શસ્ત્રો તજ્યા છે એવા, કર્મનો સંપૂર્ણપણે નાશ કરનાર સર્વદૃષ્ટા તીર્થંકરોનુ દર્શન છે. એનો સ્વીકાર કરવો એ પોતાના પૂર્વકર્મોને ભેદનાર છે.

**मूलम्**–जे एगं जाणइ से सव्वं जाणइ, जे सव्वं जाणइ से एगं जाणइ ॥सू. १६३॥

**અર્થ:**–જે એક તત્ત્વને (સ્વઆત્મ તત્ત્વને) જાણે છે, તે સર્વ લોકાલોકને જાણે છે. અને જે સર્વ લોકાલોકને જાણે છે તે એક તત્ત્વને જાણે છે (અથવા) પ્રકરણ પ્રાપ્ત અર્થ.– જે આ કષાય ત્યાગનુ સાધન જાણે છે, તે સમગ્ર જૈન દર્શનના સાધનો જાણે છે. અને જે સમગ્ર જૈન દર્શનનાં સાધનોને જાણે છે, તે કષાય ત્યાગને (અવશ્ય) જાણે છે.

**मूलम्**–सव्वओ पमत्तस्स भयं, सव्वओ अपमत्तस्स नत्थि भयं ॥सू. १६४॥

**અર્થ**.–બધી બાજુથી પ્રમાદી જીવને ભય છે, અને બધી બાજુથી અપ્રમાદી સાધકને ભયનો અભાવ છે.

**ટિપ્પણી:**–વિષયોની લાલચ, વિકથા, નિદ્રા, મદ્ય અને કષાયોનો છંદ, તેનુ નામ પ્રમાદ છે. પ્રમાદ એક જાતનો કેફ છે. વિષયો તેના તે જ હોવા છતાં પ્રમાદીને તીવ્ર બંધ કરે છે. વિકથા એટલે નિરર્થક વાતો, નિદ્રા એટલે આવશ અને ઊંઘ, મદ્ય એટલે કેફ ચડાવે એવાં વ્યસનો, અને કષાયોને તૃપ્ત કરીને આનંદ માનવો એ ત્યાગમાર્ગના વિઘ્નો છે. એને સાધકે તજવા જોઈએ.

**मूलम्**–जे एगं नामे से बहुं नामे, जे बहु नामे से एगं नामे ॥सू. १६५॥

**અર્થ**.–જે એક મોહશત્રુને નમાવે છે તે ઘણા શત્રુઓને નમાવે છે. જે ઘણા શત્રુઓને નમાવે છે તે મોહશત્રુને (અવશ્ય) નમાવે છે.

**मूलम्**–दुक्खं लोगस्स जाणित्ता वंता लोगस्स संजोगं जंति धीरा महाजाणं परेण परं जंति नावकंखंति जीवियं ॥सू. १६६॥

અર્થઃ–લોકનું સ્વરૂપ દુઃખરૂપ જાણીને લોકના સંયોગોને તજી દઈને ધીર પુરુષો સંયમરૂપી મોટા વહાણમાં જાય છે. ઉત્તમ ભૂમિકા પરથી વધારે ઉત્તમ ભૂમિકા પર પહોંચે છે, અને અસંયમી જીવનને ઈચ્છતા નથી.

मूलम्–एगं विगिंचमाणे पुढो विगिंचइ, पुढो वि एगं, सड्ढी आणाए मेहावी लोगं च आणाए अभिसमेच्चा अकुओभयं, अत्थि सत्थं परेण परं, नत्थि असत्थं परेण परं ॥सू. १६७॥

અર્થઃ–કર્મની એક પ્રકૃતિનો ક્ષય કરનાર (મિથ્યાત્વનો ક્ષયકારક) ઘણી પ્રકૃતિનો ક્ષય કરે છે. કષાયોની વિધવિધ પ્રકૃતિનો ક્ષય કરનાર નિયમથી મિથ્યાત્વની એક પ્રકૃતિનો ક્ષય (અવશ્ય) કરે છે. શ્રધ્ધાવાન બુધ્ધિમાન પુરુષ ભગવંતની આજ્ઞાથી લોકનું સ્વરૂપ જાણીને ચારે તરફથી નિર્ભય થાય છે. શસ્ત્ર એકથી બીજું ઊંચું હોઈ શકે છે, પણ અશસ્ત્ર અર્થાત્ સંયમમાં ચડતા-ઊતરતાપણું નથી.

मूलम्–जे कोहदंसी से माणदंसी, जे माणदंसी से मायादंसी, जे मायादंसी से लोभदंसी, जे लोभदंसी से पिज्जदंसी, जे पिज्जदंसी से दोसदंसी, जे दोसदंसी से मोहदंसी, जे मोहदंसी से गब्भदंसी, जे गब्भदंसी से जम्मदंसी, जे जम्मदंसी से मारदंसी, जे मारदंसी से नरयदंसी, जे नरयदंसी से तिरियदंसी, जे तिरियदंसी से दुक्खदंसी। जे मेहावी अभिनिवट्टिज्जा कोहं च माणं च मायं च लोभं च पिज्जं च दोसं च मोहं च गब्भं च जम्मं च मारं च नरयं च तिरियं च दुक्खं च। एयं पासगस्स दंसणं उवरयसत्थस्स पलियंतकरस्स, आयाणं निसिद्धा सगडब्भि किमत्थि उवाही पासगस्स? न विज्जइ नत्थि त्ति बेमि ॥सू. १६८॥

અર્થ –(ક્રોધને બીજભૂત મહાદોષ તરીકે દર્શાવતા અને ઉપશમની મહત્તા બતાવવા માટે સૂત્રકાર દુઃખની પરંપરાનું સ્વરૂપ દર્શાવે છે)

જે ક્રોધને અનુભવે છે, (વશ થાય છે) તે અભિમાનને અનુભવે છે, જે અભિમાનને અનુભવે છે, તે માયાને વશ થાય છે, જે માયાને વશ થાય છે, તે લોભને અનુભવે છે, જે લોભને અનુભવે છે, તે રાગને અનુભવે છે, જે રાગને અનુભવે છે, તે દ્વેષને અનુભવે છે, જે દ્વેષને અનુભવે છે, તે મોહને અનુભવે છે, જે મોહને અનુભવે છે, તે ગર્ભાવસ્થા ગ્રહણ કરે છે, જે ગર્ભાવસ્થા ગ્રહણ કરે છે, તે જન્મનો અનુભવ કરે છે, જે જન્મનો અનુભવ કરે છે, તે કર્મની ઘાતક શકિતનો અનુભવ કરે છે, જે કર્મની ઘાતક શકિતનો અનુભવ કરે છે, તે નરકનો અનુભવ કરે છે, જે નરકદુઃખોનો અનુભવ કરે છે, તે તિર્યંચપણાનો અનુભવ કરે છે, જે તિર્યંચપણાનો અનુભવ કરે છે, તે દુઃખનો અનુભવ કરે છે. (ઉપશમને ગ્રહણ કરનાર) તે બુદ્ધિમાન પુરુષ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, ગર્ભ, જન્મ, માર, નરક, તિર્યંચપણું અને દુઃખથી નિવૃત્ત થાય છે

આ જેમણે શસ્ત્રનો ત્યાગ કર્યો છે, એવા કર્મનો ક્ષય કરનાર સર્વજ્ઞનું દર્શન કર્મનું ગ્રહણ કરવું જેણે ટાળ્યું છે અથવા નિષેધ્યું છે તે પૂર્વના પોતાના કર્મોનો ભેદનાર છે. વિચારવાન જ્ઞાની સાધકને શી ઉપાધી છે ? હોતી નથી અને છે નહિ, એમ હું કહું છું

ઈતિ ત્રીજા અધ્યયનનો ચોથો ઉદ્દેશક પૂરોઃ ત્રીજું અધ્યયન પૂર્ણ

## સમ્યકત્વ નામના ચતુર્થ અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક

આગળના અધ્યયનમાં ભાવનિદ્રાનો ત્યાગ પ્રમાદથી પડતાં દુઃખો, માત્ર દુખો સહન કરવાથી સંયમ થતો નથી પણ વિવેક ઉત્પન્ન કરવો જ ઘટે તેવું નિરૂપણ અને સાધનોમાં વિષયકષાયના ત્યાગનું મહત્ત્વ ભગવંતે દર્શાવ્યું છે. આ અધ્યયનમાં સમ્યકત્વનું સ્વરૂપ દેખાડવાનો હેતુ છે

આ ધર્મ અનાદિનો છે, અને ત્રણે કાળના તીર્થંકરોએ તે નિરૂપ્યો છે. તેમાં અહિંસા એ પાયા રૂપ છે. આ અહિસા સિદ્ધ કરવા માટે અર્થાત્ ભાવ અહિંસા પ્રગટાવવા માટે વિષયકષાયોનો ત્યાગ અને ઉપસર્ગ પરિસહ બાબત તિતિક્ષા જરૂરી છે એમ બતાવ્યું છે. વળી કેટલાક જીવો અનાદિથી ક્રૂર કર્મોના છંદીલા બની જાય છે તેમને જાગૃત થવાનો ઉપદેશ છે. આર્યો તો સન્માર્ગનો જ ઉપદેશ દેશે, હિંસાનો ઉપદેશ દેશે નહિ એમ જણાવીને સાધકને સંયમમાં યત્નશીલ થવાનો અને અંતરથી અપ્રમત થવાનો ઉપદેશ આહીં આપ્યો છે. એકના એક સ્થાનો એક જીવને આશ્રવનું કારણ બને છે, તે જ સ્થાને સમ્યકત્વવંતને સંવરનાં સ્થાનો બને છે એવી ગહન બાબત આ અધ્યયનમાં સ્પષ્ટ કરવામાં આવી છે.

મૂલમ્–से बेमि जे अईया, जे य पडुप्पन्ना, जे य आगमिस्सा अरिहंता भगवंतो ते सव्वे एवमाइक्खन्ति, एवं भासन्ति, एवं पण्णवित्ति एवं परूविंति सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता न हंतव्वा, न अज्जावेयव्वा, न परिघितव्वा, परियावेयव्वा न उद्दवेयव्वा। एस धम्मे सुध्धे निइए, सासए, समिच्च लोयं खेयण्णेहिं पवेइए तंजहा उट्ठीएसु वा, अणुट्ठिएसु वा उवट्ठिएसु वा अणुवट्ठिएसु वा, उवरयदंडेसु वा अणुवरदंडेसु वा सोवहिएसु वा, अणोवहिएसु वा संजोगरएसु वा, असंजोगरएसु वा, तच्चं चेयं, तहा चेयं अस्सिं चेयं पवुच्चइ ॥सू. १६९॥

અર્થ :–તે હું કહું છું કે જે થઇ ગયેલા તીર્થંકરો અને જે વર્તમાનના તીર્થંકરો અને જે ભવિષ્ય કાળના સર્વજ્ઞ ભગવંતો થશે તે બધા આ પ્રમાણે કહે છે, આ પ્રમાણે બોલે છે, આ પ્રમાણે શીખવે છે, અને આ પ્રમાણે પ્રરૂપણા કરે છે. ' સર્વે પ્રાણીઓ બે ઇંદ્રિયાદિ, સર્વેભૂતો તિર્યંચ નારકાદિ, સર્વે જીવો દેવમનુષ્યાદ્રિ અને સર્વે સત્વો પૃથ્વીજલાદિ છે તેને હણવા નહિ, તેમના પર સત્તા ચલાવવી નહિ, તેમને દાસ બનાવવા નહિ, તેમને સંતાપ આપવો નહિ, અને તેમના પ્રાણ હરી લેવા નહિ. " આ ધર્મ વિશુદ્ધ છે, નીતિયુકત એટલે ન્યાય સિદ્ધ છે, શાશ્વત છે, અને લોકોનું સ્વરૂપ જોઈ ને ક્ષેત્રોના જાણનાર તીર્થંકરોએ જણાવ્યો

છે. તે આ પ્રમાણે કે ઉદ્યમવંતને તેમજ ઉદ્યમરહિતને, હાજર થયેલને તેમજ હાજર ન રહેલને, દંડત્યાગીને તેમજ દંડસહિતને, પરિગ્રહવંતને અને અપરિગ્રહીને, સંજોગના રાગીને અને સંજોગ પરથી ઉદાસ થયેલને, સમાન રૂપે આ ઉપદેશ દીધેલો છે. આ તથ્ય છે, આ તેજ પ્રમાણે છે. આ અરિહંતના પ્રવચનમાં જ આ પ્રમાણેનું કથન છે.

मूलम्–तं आइत्तु न निहे न निक्खिवे जाणित्तु धम्मं जहा तहा, दिट्ठेहिं निव्वेयं गच्छिज्जा, नो लोगस्सेसणं चरे ॥सू. १७०॥

અર્થ :–(ગુરૂ, ભગવદ્ વચન કે કોઈ ચિન્હ દ્વારા) ગમે તે પ્રકારે યથાર્થ ધર્મને જાણીને તેને સ્વીકારીને તેને ગોપનવો નહિ, અને તજવો નહિ. દુનિયાના પદાર્થોમાં મુનિએ વૈરાગ્ય ધારવો ઘટે. લોકોની દેખાદેખીમાં પ્રવૃત્ત થવુ નહિ.

मूलम्–जस्स नत्थि इमा जाई अण्णा तस्स कओ सिया? दिट्ठं सुयं मयं विण्णायं जं एयं परिकहिज्जइ। समेमाणा पलेमाणा पुणो पुणो जाइं पकप्पंति अहो अ राओ य जयमाणे धीरे सया आगयपण्णाणे पमत्ते बहिया पास. अपमत्ते सया परिक्कमिज्जासि त्ति बेमि ॥सू. १७१॥

અર્થ :–જેને આ જન્મની લોકૈષણા નથી તેને બીજો જન્મ કઇ રીતે હોઈ શકે? જે આ કહેવાય છે તે (સુધર્મ સ્વામી કહે છે કે) મેં ભગવંત પાસે રહીને દેખેલું છે, સાંભળેલું છે, મનન કરેલું છે, અને વિશેષપણે જાણેલું છે. બીજા માણસોની સમાન વર્તન કરનારા અને પંચ વિષયોમા લીન થનારા સાધકો વારવાર બીજો જન્મ ઉત્પન્ન કરે છે પણ દિવસ અને રાત યતના કરનારો ધીર પુરુષ સદાયે વિવેકની વૃદ્ધિ કરે છે; પ્રમાદીને હે શિષ્ય, તું માર્ગની બહાર નિહાળ અને અપ્રમાદી થઈને તુ પરાક્રમ કર, એમ હુ કહું છું.

ઈતિ ચોથા અધ્યયનનો પહેલો ઉદ્દેશક પૂરો થયો.

સમ્યકત્વ નામના ચોથા અધ્યયનનો દ્વિતીય ઉદ્દેશક

પહેલા ઉદ્દેશકમા અહિંસાનુ અનિવાર્યપણું દર્શાવ્યું અને લોકૈષણાનો ત્યાગ કરવાથી સમ્યગ્ પ્રગટે એ બાબત દર્શાવી. આ અધ્યયનમા મિથ્યાત્વનો ત્યાગ કરવા માટે પ્રમાદનો ત્યાગ સમજાવ્યો છે વળી આર્તધ્યાનનો ત્યાગ કરવાથી ચિત્તની વિશુદ્ધિ થતા, સમ્યકત્વ ઉત્પન્ન થાય છે તે સમજાવ્યું છે. વળી ભારે કર્મી જીવને પડતા દુખોનો વિચાર કરીને વૈરાગ્ય ધારવાનું આ ઉદ્દેશકમા સમજાવ્યું છે.

–जे आसवा ते परिस्सवा, जे परिस्सवा ते आसवा, जे अणासवा ते अपरिस्सवा, जे अपरिस्सवा ते अणासवा, एए पए संबुज्झमाणे लोयं च आणाए अभिसमिच्चा पुढो पवेइयं ॥सू. १७२॥

અર્થ-જે આશ્રવનાં સ્થાનો છે તે જ્ઞાનીને સંવરના સ્થાન તરીકે પરિણમે છે, અને જે સંવરનાં સ્થાન છે તે અવિવેકીને આશ્રવના સ્થાન તરીકે પરિણમે છે. જે આશ્રવત્યાગનાં સ્થાનો છે તે અવિવેકીને સંવરના સ્થાન તરીકે નીવડતાં નથી, અને જે સવરના સ્થાન નથી તે જ જ્ઞાનીને સંવરના સ્થાન તરીકે પરિણમે છે. આ પદોને બરાબર સમજતાં લોકને ભગવાનની આજ્ઞાથી બરાબર જાણીને જ્ઞાનીઓએ આ પૃથક્ પૃથક્ નિરૂપેલુ છે.

ટિપ્પણીઃ-ચિત્તના પરિણામો કર્મબંધમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. ઈશ્વરધ્યાનના સમયે પણ વિષયોનુ ધ્યાન ધરનાર આશ્રવો કરીને કર્મબંધ કરે છે, અને વ્યવહારના કર્મબંધના કારણોમા પણ વિવેક જાગૃત પુરુષ વૈરાગ્યને કારણે નિર્જરા કરી શકે છે. આથી બાહ્ય સામગ્રી પરથી આશ્રવકે સંવરની ઉત્પત્તિ હમેશા નક્કી કરી શકાતી નથી, પણ મનના ભાવો મુખ્ય છે, એમ મહત્ત્વની વાત અહીં ભગવંતે સમજાવી છે.

**मूलम्-आघाइ नाणी इह माणवाणं संसार पडिवण्णाणं संबुज्झमाणाणं विन्नाणपत्तणं, अट्टा वि संता अदुवा पमत्ता अहासच्चमिणं त्ति वेमि।**
**नाणागमो मच्चुमुहस्स अत्थि, इच्छापणीया वंकानिकेया।**
**कालगहिया निचय निविट्ठा, पुढो पुढो जाइं पकप्पयंति॥ सू. १७३॥**

અર્થ-અહી સંસારમાં રહેલા, બોધ પામતા, સંજ્ઞીપણું પામેલા દુઃખી થયેલા અથવા તો પ્રમાદી માણસોને જ્ઞાની પુરુષ ઉપદેશ આપે છે કે હુ કહું છું કે આ યથાયોગ્ય છેઃ-મૃત્યુનું મુખ આવી પહોચશે નહિ એમ નથી. તૃષ્ણાને વળગેલા, અસંયમનો આસરો કરનારા, કાળ વડે પકડવામા આવેલા અને કર્મના સમૂહમાં ખૂંચી ગયેલા એવા પુરુષો જુદા જુદા જન્મો ઉત્પન્ન કરે છે. (અર્થાત્ નિર્વાણને દૂર ધકેલે છે.)

**मूलम्-इहमेगेसिं तत्थ तत्थ संथवो भवइ, अहोववाइए फासे पडिसंवेयंति चिट्ठं कम्मेहिं कूरेहिं चिट्ठं परिचिट्ठइ; अचिट्ठं कूरेहिं कम्मेहिं नो चिट्ठं परिचिट्ठइ, एगे वयंति अदुवावि नाणी नाणा वयंति अदुवावि एगे॥सू. १७४॥**

અર્થ-આ વિશ્વમા કેટલાક જીવોને તે તે સ્થાનનો ગાઢ પરિચય થઈ જાય છે. નીચી યોનિમાં ઉત્પન્ન થયેલો તે દુઃખના અનુભવોને વેદે છે. ક્રૂર કર્મોમાં ટકી રહેનારો માણસ નીચી યોનિમાં લાંબો વખત દુઃખ વેદે છે. ક્રૂર કર્મો મંદ રીતે કરનારો નીચી યોનિમાં (શ્રેણિકઆદિની માફક) લાંબો વખત દુઃખ વેદતો નથી. આ બાબત શ્રુતજ્ઞાનીઓ કહે છે, અથવા તો સર્વજ્ઞો કહે છે. જે પ્રમાણે સર્વજ્ઞો કહે છે તે જ પ્રમાણે જ્ઞાનીઓ કહે છે (તેમાં કશો ફરક નથી.)

**मूलम-आवंति केयावंति लोयंसि समणा य माहणा य पुढो विवायं वयंति-से दिट्ठं च णे, सुयं च णे, मयं च णे विण्णायं च णे, उड्ढं अहं तिरियं दिसासु सव्वओ सुपडिलेहियं च णे-सव्वे पाणा, सव्वे जीवा, सव्वे भूया, सव्वे सत्ता हन्तव्वा अज्जावेयव्वा परिघेत्तव्वा, परियावेयव्वा उद्दवेयव्वा इत्थवि जाणह नत्थित्थ दोसो। अणारियवयणमेयं॥सू. १७५॥**

અર્થ -જે કેટલાક જગતમાં (જૈનમાર્ગની બહારના) શ્રમણો છે અને બ્રાહ્મણો છે તે જુદી જાતનો એક વિવાદ રજુ કરે છે. તે અમોએ બરાબર સમજેલું છે ઉર્ધ્વ અધ અને તિર્યક્ દિશામા ચારે બ જુએ અમે બરાબર પરીક્ષા કરી લીધી છે કે સર્વ પ્રાણો એટલે વનસ્પતિજીવો, સર્વ ભૂતો એટલે બે ઈંદ્રિયાદિક જીવો, સર્વ જીવો, અને સર્વ સત્ત્વો એટલે પૃથ્વી વગેરે સ્થાવરો તે બધાને હણી શકાય છે, તાબે કરી શકાય છે, તેના પર હકૂમત ચલાવી શકાય છે, તેને સંતાપ આપી શકાય છે તેમના પ્રાણ હરી શકાય છે. આ બાબતમાં પણ જાણી લ્યો કે કોઈ દોષ નથી. આ અનાર્ય વચન છે.

मूलम्-तत्थ जे आरिया ते एवं वयासी-से दुद्दिट्ठं च भे, दुस्सुयं च भे, दुम्मयं च भे, दुव्विण्णायं च भे उड्ढं अहं तिरियं दिसासु सव्वओ दुप्पडिलेहियं च भे, जं णं तुब्भे एवमाइक्खह एवं मासह एवं परूवेह, एवं पण्णवेह सव्वे पाणी ४ हंतव्वा ५, इत्थवि जाणह नत्थित्थ दोसो अणारियवयणमेयं ॥सू. १७६॥

અર્થ :-ઉપરની બાબતમાં જે આર્ય લોકો છે તે લોકો આ પ્રમાણે કહે છે કે "આ વસ્તુ તમે બરાબર જોયેલી નથી, આ વસ્તુ તમે સાભળી તે બરાબર નથી, આ વસ્તુ તમે વિચારી તે અયોગ્ય છે, અને આ વસ્તુ તમે સારી રીતે સમજ્યા એમ કહો છો તે પણ દોષયુક્ત છે. વળી ઉર્ધ્વ દિશામાં, નીચેની દિશામાં, તિરછી દિશામાં જે તમે પરીક્ષા કરી છે તે પણ દોષયુકત છે, જેથી કરીને તમે આ પ્રમાણે કહો છો, આ પ્રમાણે સમજાવો છો, આ પ્રમાણે નિરૂપણ કરો છે, અને આ પ્રમાણે શીખવો છો કે બધા પ્રાણો હણવા યોગ્ય છે, અને એ બાબતમાં જાણી લ્યો કે કશો દોષ નથી." એ તમારૂં બોલવુ એ અનાર્યોનું વચન છે.

मूलम्-वयं पुण एवमाइक्खामो एवं भासामो एवं परूवेमो एवं पण्णवेमो सव्वे पाणा न हंतव्वा, न अज्जावेयव्वा, न परिघित्तव्वा, न परियावेयव्वा, न उद्दवेयव्वा, इत्थवि जाणह नत्थित्थ दोसो, आयरियवयणमेय । पुव्वं निकायसमयं पत्तेयं पुच्छिस्सामि हं भो ? पवाइया किं भे सायं दुक्खं असायं ? समिया पडिवण्णे यावि एवं बूया-सव्वेसिं पाणाणं, सव्वेसिं भूयाणं, सव्वेसिं जीवाणं सव्वेसिं सत्ताणं असायं अपरिनिव्वाणं महब्भयं दुक्खं ति बेमि ॥ सू. १७७ ॥

અર્થ -પરંતુ અમે આ પ્રમાણે કહીએ છીએ, આ પ્રમાણે શીખવીએ છીએ, આ પ્રમાણે નિરૂપણ કરીએ છીએ, આ પ્રમાણે સમજાવીએ છીએ, કે બધા પ્રાણીઓ, બધા ભૂતો, બધા જીવો અને બધા સત્ત્વો હણવા યોગ્ય નથી, તાબે કરવા યોગ્ય નથી, દાસત્વ પમાડવા યોગ્ય નથી, પરિતાપ કરવા યોગ્ય નથી અને પ્રાણરહિત કરવા યોગ્ય નથી આ બાબતમાં પણ (અહિંસા ધર્મમાં) કોઇ પણ દોષ નથી, એમ તમે જાણી લ્યો.

પહેલા કેવળી ભાસિત સિદ્ધાંત સ્થાપીને અમે દરેકને પૂછીશું કે હે અન્ય વાદીઓ, તમારા મતે શાતા દુઃખરૂપ છે કે અશાતા દુઃખરૂપ છે. જો તેઓ બરાબર રીતે સ્વીકારશે તો આ પ્રમાણે કહેશેઃ "સર્વ પ્રાણીઓને, સર્વ ભૂતોને, સર્વ જીવોને અને સર્વ સત્ત્વોને અશાતા અશાંતિરૂપ છે, મહાભયરૂપ છે અને દુઃખરૂપ છે." એમ હું કહું છું

ઇતિ ચોથા અધ્યયનનો બીજો ઉદ્દેશક પૂરો

## સમ્યકત્વ નામના ચતુર્થ અધ્યયનનો તૃતીય ઉદ્દેશક

આ ઉદ્દેશકમાં પૂર્વકર્મોનું શોધન કરવા માટે તપશ્ચર્યાનુ સાધન આવશ્યક છે, તે વાત સમજાવી છે. એકવાર જિનેશ્વરના ધર્મને ગ્રહણ કર્યો કે કોઈ જીવ નવાં કર્મો બાંધશે નહિ. જૂનાં કર્મો દૂર કરવા માટે તપશ્ચર્યા શાસ્ત્રમાં બાર ભેદે બતાવવામાં આવી છે. કુશળ સાધકો યોગ્ય રીતે તેને સેવીને વિશુદ્ધિ પામીને આત્મસમાધિ પ્રાપ્ત કરી લે છે. તેવા પંડિતોનુ અહીં વર્ણન છે.

मूलम्-उवेहि णं बहिया य लोगं, से सव्वलोगम्मि जे केइ विण्णू, अणुवीइ पास निक्खित्त-
दंडा, जे केइ सत्ता पलियं चयंति, नरा मुयच्चा धम्मविउत्ति अंजू, आरंभजं दुक्ख-
मिणंति णच्चा, एवमाहु समत्तदंसिणो, ते सव्वे पावाइया दुक्खस्स कुसला परिण्णमुदा-
हरंति इय कम्मं परिण्णाय सव्वसो ॥ सू १७८॥

અર્થઃ-હે શિષ્ય ! તું બાહ્યભાવે તૃષ્ણામાં ડૂબેલા લોકોની ઉપેક્ષા કર. જે કોઈ એમ કરે છે તે સમસ્ત વિશ્વમાં (ઊંચામાં ઊંચો) વિદ્વાન છે. બરાબર વિચાર કરીને તું જો કે જે કોઈ સત્ત્વશાળી પુરુષો હિંસાનો ત્યાગ કરનારા છે, તેઓ પૂર્વ કર્મને તજે છે તે પુરુષો માનપૂજાની કામનાવાળા નથી, ધર્મના જાણકાર છે. સરળ છે. આ દુઃખ હિંસક કર્મોથી ઉત્પન્ન થયું છે એમ જાણીને સમ્યગ્ દર્શનવાળા તેઓ આ પ્રમાણે (હિંસા ત્યાગવા યોગ્ય છે આ પ્રમાણે) જણાવે છે. તે બધા તીર્થંકરના મતના સાચા વાદીઓ છે. દુઃખનું કારણ જાણવામાં કુશળ અને આ પ્રમાણે કર્મના સ્વરૂપને સંપૂર્ણ રીતે જાણીને તેઓ પરીક્ષા માટેની કસોટી દર્શાવે છે.

मूलम्-इह आणाकंखी पंडिए, अणिहे, एगमप्पाणं संपेहाए धुणे सरीरं, कसेहि अप्पाणं, जरेहि
अप्पाणं । जहा जुन्नाइं कट्ठाइं हव्ववाहो पमत्थइ एवं अत्तसमाहिए अणिहे ॥सू. १७९॥

અર્થઃ-આ સંસારમા ભગવાનની આજ્ઞાનો ઇચ્છનાર પંડિત પુરુષ રાગદ્વેષ રહિત થઈને વર્તે છે. પોતાના એક આત્માને (કલ્યાણકારી) સમજીને કાર્મણ શરીરને ખંખેરી નાખે છે. પોતાના સ્થૂલ દેહને તે તપશ્ચર્યાથી દુબળો કરે છે, પોતાના મોહરૂપ શરીરને તે જર્જરીત કરી નાખે છે જે પ્રમાણે જીર્ણ થયેલા લાકડાને અગ્નિ બાળી નાખે છે તે પ્રમાણે આત્માની સમાધિ વડે જૂનાં કર્મોને રાગદ્વેષનો ત્યાગી પુરુષ બાળી નાખે છે

मूलम्-विगिंच कोहं अविकंपमाणे इमं निरुद्धाउयं संपेहाए दुक्खं च जाण अदु आगमेस्सं, पुढो फासाइं च फासे, लोयं च पास विफंदमाणं, जे निव्वुडा पावेहिं कम्मेहिं अणियाणा ते वियाहिया तम्हा अतिविज्जो नो पडिसंजलिज्जासि त्ति बेमि ॥ सू. १८० ॥

અર્થ –આ મર્યાદિત આયુષ્યનો વિચાર કરીને તું કંપ્યા વગર (દઢ થઈને) ક્રોધનો ત્યાગ કર, અથવા તો ભવિષ્યકાળના દુઃખના સ્વરૂપને જાણી લે અથવા તો વિધવિધ પ્રકારના સ્પર્શોને એટલે દુઃખોને જીવો અનુભવે છે તેનો વિચાર કર વળી તું મોહના ફંદમાં પડતા જગતને જો. (અને વિચાર કર.) જે પાપકર્મોથી નિવૃત્ત થયા છે, તેમને શાસ્ત્રમા નિદાનરહિત પુરુષો કહ્યા છે. તેથી અધ્યાત્મવિદ્યા જાણનાર પુરુષે ક્રોધથી પ્રજળવું જોઈએ નહિ, એમ હું કહુ છું.

ઈતિ ચોથા અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક પૂરો

## સમ્યક્ત્વ નામના ચતુર્થ અધ્યયનનો ચતુર્થ ઉદ્દેશક

આગળના ઉદ્દેશકમાં તપનુ વર્ણન કર્યું. તે તપશ્ચર્યા સિદ્ધ કરવાને માટે સંયમની આવશ્યકતા છે. જૂનાં કર્મોનો નાશ કરીએ ત્યારે વર્તમાન કર્મોથી નિવૃત્ત થવું અવશ્ય જરૂરી છે. શાસ્ત્રમાં સંવર પૂર્વિકા નિર્જરાને સાચી નિર્જરા ગણાવી છે. આથી તપનો અધિકાર કહ્યા પછી સંયમનો અધિકાર સ્વાભાવિક રીતે હવે પ્રાપ્ત થાય છે. ચોથા ઉદ્દેશકમાં સંયમનો અધિકાર વિગતે દર્શાવવામાં આવ્યો છે.

मूलम्-आवीलए, पवीलए, निप्पीलए जहित्ता पुव्वसंजोग हिच्चा उवसमं तम्हा अविमणे वीरे, सारए, समिए, सहिए, सया जए, दुरणुचरो मग्गो वीराणं अनियट्टगामीणं ॥ सू. १८१ ॥

અર્થ :–ઉપશમ પામીને, પૂર્વ સંયોગ તજીને, પ્રાજ્ઞ પુરુષે તપશ્ચર્યાથી દેહને દમવો જોઈએ વિશેષ તપશ્ચર્યાથી કષાયાદિને પીડવા જોઈએ, ઘોરત્તર તપશ્ચર્યાથી અનશનાદિક સેવવાં જોઈએ તેથી મનોભંગ પામ્યા વિના વીર પુરુષે પોતાના આત્મામાં રતિ ધારણ કરીને, સમિતિઓનુ પાલન કરીને, અન્ય ગુણોને પુષ્ટ કરીને, સદા યત્નવત રહેવું જોઈએ. જે સ્થાનથી પાછું આવવાનું નથી એ માર્ગે જનાર વીરોનો માર્ગ અનુસરવો, તે પરિશ્રમનું કામ છે.

मूलम्-विगिंच मंससोणियं, एस पुरिसे दविए वीरे, आयाणिज्जे वियाहिजे धुणाइ समुस्सयं वसित्ता बंभचेरंसि ॥ सू. १८२ ॥

અર્થઃ– તું માંસ અને રકતના લોભને છોડી દે. જે પુરુષ સ્વરૂપ રમણરૂપ સયમમાં વસીને પૂર્વ કર્મોને ખખેરી નાખે છે, તે પુરુષને યોગ્ય વીર અને પરમ શ્રદ્ધેય ગણવામા આવ્યો છે.

मूलम्-नित्तेहिं पलिच्छिन्नेहिं आयाणसोयगढिए बाले, अव्वो च्छिन्नबंधणे, अणभिक्कंतसंजोए तमंसि अवियाणओ आणाए लंभो नत्थि त्ति बेमि ॥ सू. १८३ ॥

**અર્થ:**– નેત્રાદિક ઇંદ્રિયોને વિષયોમાંથી રોકીને જે કર્મ બંધનના મોહરૂપ પ્રવાહમા મૂર્છાવંત રહે છે તે અજ્ઞાની છે. તેણે કર્મના બંધનને છેદ્યા નથી, તેણે સંયોગથી મુકિત મેળવી નથી અને તે અજાણ પુરુષ ભવાંધકારમાં છે, તેને ભગવંતની આજ્ઞાની પ્રાપ્તિ નથી, એમ હું કહું છું.

**મૂલમ્**–जस्स नत्थि पुरा, पच्छा मज्झे तस्स कुओ सिया? से हु पन्नाणमंते बुध्धे आरंभोवरए, सम्ममेयंति पासए, जेण बंधं, वहं घोरं परियावं च दारूणं पलिछिंदय बाहिरंग च सोयं, निक्कम्मदंसी इह मच्चिएहिं कम्माण सफलं दट्ठूण तओ निज्जाइ वेयवी ॥सू. १८४॥

**અર્થ**.–જે જીવને પૂર્વકાળમાં જ્ઞાન થયુ નથી અને પછી જ્ઞાન થવાના કોઇ સંયોગો નથી, તેને મધ્યમાં એટલે કે વર્તમાનકાળમા સમ્યગ્જ્ઞાન કયાથી થઇ શકે?

તે ખરેખર પ્રજ્ઞાવંત બુદ્ધ પુરુષ છે કે જે (આંતરિક અને બાહ્ય) આરંભોથી વિરમ્યો છે, એનું આરભત્યાગનું સાધન-સમ્યગ્ છે તેમ તમે જુઓ, જેના વડે તે બધને, દારૂણ વધને અને ભયંકર પરિતાપને તજી દે છે.

તે પુરુષ બાહ્ય (સોનારૂપા, માતાપિતા અને પુત્ર–કલત્રરૂપ સંયોગના) પ્રવાહને છેદી નાખીને વર્તે છે તે મરણશીલ માણસોમા કર્મરહિત અવસ્થા મોક્ષને અનુભવનારો છે.

કર્મોને સંસારરૂપ ફળને ઉપજાવનારા જાણીને વેદ એટલે પ્રાચીન જ્ઞાનને જાણનાર તેમાંથી દૂર થાય છે.

**મૂલમ્**-जे खलु भो! वीरा समिया सहिया सया जया संघडदंसिणो आओवरया अहातहं लोयं उवेहमाणा पाईणं पडिणं दाहिणं उईणं, इय सच्चंसि परिचिट्ठिंसु, साहिस्सामो नाणं, वीराणं, समियाणं सहियाणं सया जयाणं संघडदंसीणं आओवरयाणं अहातहं लोयं समुवहेमाणाणं, किमत्थि उपाही? पासगस्स न विज्जइ नत्थि त्ति बेमि ॥सू. १८५॥

**અર્થ:**–અહો! જે ખરેખર વીર પુરુષો છે, સમિતિવંત, ગુણે થી સહિત, સદાયે યત્ના કરનારા, કાર્યકારણ ભાવને જોનારા, કષાયરૂપી આત્મામાથી ઉપરત થયેલા, યથાર્થ રીતે લોકને જાણીને તેની ઉપેક્ષા કરનારા, પૂર્વ દિશામા, પશ્ચિમ દિશામા, દક્ષિણ દિશામા ઉત્તર દિશામા, એમ બધે જ સત્યની અંદર તેઓ રહેલા છે. તે વીર પુરુષોનું, સમિતિવંતોનુ. ગુણોથી સહિતનું, સદાએ યત્ના કરનારાઓનું, કાર્યકારણ ભાવને દેખનારાઓનું અને કષાય આત્મામાંથી ઉપરત થયેલાઓનું, તેમજ યથાર્થ રીતે જગતના સ્વરૂપને જાણનારાઓનું જ્ઞાન અમે જણાવીશું શિષ્ય પૂછે છે કે જ્ઞાની પુરુષને શી ઉપાધિ હોય છે? (શાસ્ત્રકારો કહે છે કે):– વિવેકથી વિચાર કરનારને ઉપાધિ હોતી નથી અને થવાની નથી, એમ હું કહુ છું.

ઇતિ ચોથા અધ્યયનનો ચોથો ઉદ્દેશક પૂરો

## લોકસાર નામના પાંચમાં અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક

[ચરિત્ર પ્રતિપાદનમ્]

ચોથા અધ્યયનમાં સમ્યક્ત્વનુ નિરૂપણ કર્યું છે સાચી શ્રદ્ધા ઉત્પન્ન થયા પછી સાચું જ્ઞાન સ્થિર થઇ શકે છે. આ બન્નેના ફળરૂપ ચારિત્ર છે. જે ચારિત્ર ધારતા નથી તેમને દુઃખ છે અને ચારિત્ર ધારે છે તેમને સુખ છે એ સમજાવવા માટે લોકમાં સારભૂત પદાર્થ નિર્વાણ હોવાથી તેનુ સાધન સંયમ સારભૂત છે, એવું નિરૂપણ આ લોકસાર અધ્યયનમાં કરવામાં આવ્યુ છે.

मूलम्-आवंती केयावंती लोयंसि विप्परामुसंति अट्ठाए अणट्ठाए, एएसु चेव विप्परामुसंति, गुरू से कामा, तओ से मारंते, जओ से मारंते तओ से दूरे, नेव से अंतो नेव दूरे ॥सू. १८६।

અર્થ.-જે કેટલાક પુરુષો પ્રયોજને કે વિનાપ્રયોજને જીવલોકમાં છ કાય જીવોની હિંસા કરે છે, તેઓ એ કાયોમા જ પુનઃ પુનઃ જન્મ લે છે તેમની વાસનાઓ મોટી છે, તેથી તેઓ જન્મ મરણમાં ફસાયેલા રહે છે તેઓ જન્મ-મરણમાં ફસાયેલા છે, તેથી તેઓ મોક્ષથી દૂર છે. આ પ્રમાણે ન તો તેઓ વિષયોની અંદર નિરાતે રહી શકે છે, કે ન તો તેઓ વિષયોથી દૂર રહી શકે છે.

मूलम्-से पासइ फुसियमिव कुसग्गे पणुन्नं निवइयं, वाएरियं एवं बालस्स जीवियं मंदस्स अवियाणओ, कूराइं कम्माइं बाले पकुव्वमाणे तेण दुक्खेण मूढे विप्परियासमुवेइ, मोहेण गब्भं मरणाइ एइ, एत्थ मोहे पुणो पुणो ॥ सू १८ ॥

અર્થ:-તે જ્ઞાની પુરૂષ દર્ભની અણીપર ગતિ પામેલ નીચે પડતાં વાયુથી પ્રેરાયલા બિંદુની માફક અજ્ઞાનીના જીવનને જુએ છે આ પ્રમાણે મંદબુદ્ધિ, અજ્ઞાની અને વિનયથી અસંપન્ન અર્થાત બાલજીવનું જીવન હોય છે. તે બાલજીવ ક્રૂરકર્મો કરતો કરતો તે દુઃખથી મૂઢ બનીને ઉલટી બુદ્ધિ પામે છે. મોહથી તે ગર્ભમા આવે છે, તેથી તે જન્મ-મરણ પ્રાપ્ત કરે છે. એ રીતે વારંવાર મોહના બીજમાથી ફરીથી મોહ જન્મે છે

मूलम्-संसयं परिआणओ संसारे परिन्नाए भवइ संसयं अपरियाणओ संसारे अपरिन्नाए भवइ ॥ सू १८८ ॥

અર્થ:-જે પુરુષ જોખમ અથવા અનર્થને જાણે છે તે સંસારનો જાણકાર થાય છે, અને જે પુરુષ અનર્થને જાણતો નથી તે સંસારના સ્વરૂપનો જાણકાર થતો નથી,

मूलम्-जे छेए से सागारियं न सेवइ, कट्टु एवमवियाणओ बिइया मंदस्स बालया, लध्धा हुरत्था पडिलेहाए आगमित्ता आणविज्जा अणासेवणाय त्ति बेमि ॥ सू. १८९ ॥

અર્થ :–જે કુશલ પુરુષો હોય છે તે ગૃહસ્થની પ્રવૃત્તિરૂપ મૈથુન સેવતા નથી મૈથુનને સેવીને જે ગુરૂ પૂછે ત્યારે અજાણ્યો થાય છે તે મંદ બુદ્ધિવાળાની બીજી મૂર્ખતા છે. ખરેખર લબ્ધ વિષયોનું સ્વરૂપ ચિંતવીને તેના સેવન પછીના ભવિષ્યનો વિચાર કરીને તેને ન સેવવાની આજ્ઞા કરવી જોઈએ, એમ હું કહુ છું.

मूलम्–पासह एगे रूवेसु गिध्धे परिणिज्जमाणे, इत्थ फासे पुणो पुणो, आवंती केयावंती लोयसी आरंमजीवी, एएसु चेव आरंभजीवी, इत्थ वि बाले परिपच्चमाणे रमइ पावेहिं कम्मेहिं असरणं सरणं ति मन्नमाणे ॥ सू. १९० ।

અર્થ –રૂપોમાં આસકત થયેલા અને તેમાં તણાઈ જતા પુરુષોને તમે જુઓ. તે એ બાબતમા વારંવાર સંસર્ગ પામે છે (પરિણામે વારંવાર દુઃખ પામે છે). જે કેટલાએક લોકમાં આરંભથી જીવતર ચલાવનારા છે તેની અંદર જ આરંભનો આસરો કરનાર મુનિઓનો સમાવેશ થાય છે આ વિષયમાં પણ અજ્ઞાન જીવ ઇચ્છાથી પીડાતો પાપકર્મમાં અશરણને શરણ માનીને રમણ કરે છે.

मूलम्–इहमेगेसिं एगचरिया भवइ, से बहुकोहे, बहुमाणे, बहुमाये, बहुलोभे, बहुरए, बहुनडे, बहुसढे, बहु संकप्पे, आसवसत्ती पलिउच्छन्ने उट्ठीयवायं पवयमाणे, मा मे केइ अद्दक्खू अन्नाणपमायदोसेणं, सययं मूढे धम्मं नाभिजाणइ, अट्टा पया माणव ! कम्मकोविया जे अणुवरया अविज्जाए पलिमुक्खमाहु आवट्टमेव अणुपरियट्टंति ति बेमि ॥ सू. १९१ ॥

અર્થ '–આ જગતમાં કેટલાક સાધુને એકલા વિચરવું પડે છે તે બહુક્રોધી, બહુમાની, બહુમાયાવી, બહુલોભી, ઘણા રાગરકત, બહુ દેખાવ કરનારો, બહુલુચ્ચો, બહુસકલ્પો એટલે ઇચ્છાઓવાળો, આશ્રવોમા આસકત, આરંભ સમારંભથી ઘેરાયેલો, નવાનવા વાદો ઉત્પન્ન કરીને બોલનારો, "મને કોઈ દેખી જાય નહિ" એમ વિચારતો, અજ્ઞાન અને પ્રમાદના દોષથી હમેશાં મોહ પામેલો તે ધર્મને ઓળખતો નથી. હે માનવી ! દુનિયની પ્રજા પીડાયેલી છે. કર્મો બાંધવાની બાબતમાં ચતુર જેઓ આરંભ પરિગ્રહમાંથી અટકયા નથી, તેઓ અવિદ્યાથી મોક્ષ થાય છે એમ કહે છે. તેઓ જન્મમરણના આવર્ત અર્થાત કુંડાળામાં જ ઘૂમરી ખાય છે, એમ હું કહું છું.

ઇતિ પાંચમા અધ્યયનનો પહેલો ઉદ્દેશક પૂરો

## પાંચમાં લોકસાર નામના અધ્યયનનો દ્વિતીય ઉદ્દેશક

આ ઉદ્દેશકમાં લોકના સારરૂપ, સંયમના અંગરૂપ સાધનો વિચારવામાં આવ્યાં છે. પરિષહનો વિજય અને પરિગ્રહનો ત્યાગ અને અપ્રમત્ત ભાવ, આ ગુણોનું નિરૂપણ આ ઉદ્દેશકમા અને આગળ પણ કરવામા આવે છે. અહીં અત્યંત પૂજ્ય એવા તીર્થંકરે. અને તેના અનુયાયી આર્ય ગણધરો અને સ્થવિરો અને બીજા સંતોની પણ સાક્ષી આપવામાં આવી છે.

मूलम्-आवंतिकेयावंती लोए अणारंभजीविणो तेसु, एत्थोवरए तं झोसमाणे, अयं संधीति अदक्खु, जे इमस्स विग्गहस्स अयं खणेत्ति अन्नेसी ॥ सू १९२ ॥

અર્થ :-જે કેટલાક જગતમાં અણુરંભથી આજીવિકા ચલાવનાર છે, તેમની બાબતમાં કહીએ છીએ. તે કામભોગોમાથી ઉપરત હોય છે, તે કષાય સ્કંધને ક્ષીણુ કરનાર હોય છે, અને આ માનવજન્મ સુયોગ્ય અવસર છે એમ તેણે જોયું હોય છે જે પુરુષો આ માનવદેહની (મોક્ષ પ્રાપ્તિની) આ યોગ્ય ક્ષણુ આવી પહોંચી છે એ બાબતમા તપાસ કરનાર હોય છે.

मूलम्-एस मग्गे आरियेहिं पवेइए, उट्ठिए नो पमायए, जाणित्तु दुक्खं पत्तेयं सायं पुढोछंदा इह माणवा, पुढो दुक्खं पवेइयं से अविहिंसमाणे अणवयमाणे, पुढो फासे विप्पणुन्नए एस समियापरियाए वियाहिए ॥ सू १९३ ॥

અર્થ :-આ માર્ગ આર્યોએ એટલે તીર્થંકરોએ, ગણધરોએ, સ્થવિરોએ અને અન્ય સંતોએ જણાવ્યો છે. જાગ્રત થયેલ મનુષ્યે પ્રમાદ કરવો જોઇએ નહિ. પ્રત્યેક જીવને અશાતા દુ:ખરૂપ છે અને શાતા સુખરૂપ છે, એમ જાણીને સંયમમા સ્થિર થવુ જોઇએ.) આ જગતમા માણસો જુદા જુદા છદવાળા હોય છે, અને તેમને જુદુ જુદુ દુ:ખ ઉત્પન્ન થાય છે, એમ જણાવવામ આવ્યુ છે. તે સંયમી પુરુષ હિંસા છોડીને સામગ્રીનો લાભ ન થતાં પોતાની નિંદા કરનારો અને વેદનાથી સ્પર્શાયેલો થાય ત્યારે ઉત્પન્ન કષાયોને દૂર કરે છે એ પુરુષને સમિતિયુકત સંયમ પાળનાર કહેવામાં આવ્યો છે.

मूलम्-जे असत्ता पावेहिं कम्मेहिं उदाहु ते आयंका फुसंति इति उदाहु धीरे ते फासे पुट्ठो अहियासइ। से पुव्विंपेयं पच्छापेयं भेउरधम्मं, विद्धंसणधम्मं अधुवं अणिइणं असासयं चयावचइयं विप्परिणामधम्मं पासह एयं रूवसंधि समुप्पेहमाणस्स इक्कायतणरयस्स इह विप्पमुक्कस्स नत्थि मग्गे विरयस्स त्ति बेमि ॥सू १९४॥

અર્થ:-જે પાપકર્મોમા આસકિત રાખનો નથી, કદાચિત તેમને પણ ઉપદ્રવોનો સ્પર્શ થાય છે, ત્યારે કયારેક તો તે ધીરપુરુષ તે વેદનાથી સ્પર્શાઇને તેને સહન કરી લે છે (તે વિચારે છે કે) આ (શરીર) પૂર્વે પણ એ પ્રકારનુંજ અર્થાત્ દુ:ખદાયી છે, પછી પણ એ પ્રકારનુ છે, તે ભાગી જવાના સ્વભાવવાળુ છે, કાયમી નથી, અનિત્ય છે, અશાશ્વત છે, ચય-અપચય પામનારૂ છે વિકાર એટલે ફેરફારના સ્વભાવવાળું છે. આ પ્રકારે આ રૂપી પદાર્થની કાર્યકારણ શૈલિ તમે જુઓ. (એને અનિત્ય સમજીને તમ ઉપશમાદિ ધર્મને સેવો) ચિંતન કરનારને, એક જ રત્નત્રયનો આશ્રય લેનારને, મુકત થયેલને આ વિશ્વમાં વિરતી પામેલ મનુષ્યને નવો માર્ગ કાપવાનો બાકી નથી, એમ હું કહુ છું.

मूलम्-आवंती केयावंती लोगंसि परिग्गहावंती, से अप्पं वा बहुं वा अणुं वा थूलं वा चित्तमंतं वा अचित्तमंतं वा, एएसु चेव. परिग्गहावंती, एतमेव एगेसिं महब्भयं भवति, लोगवित्तं च णं उवेहाए. एए संगे अवियाणओ। से सुपडिबुद्धं सूवणीयं ति नच्चा पुरिसा! परमचक्खू विपरिक्कमा, एएसु चेव बंभचेरं ति बेमि ॥सू. १९५॥

અર્થ.—જે કેટલાક જગતમા પરિગ્રહ ધારણ કરનારા છે, તેઓ તે પરિગ્રહ અલ્પ હોય કે બહુ હોય, સૂક્ષ્મ હોય, ચેતનવંત હોય કે અચિત હોય, પરંતુ તેઓ તો સમાવેશ પરિગ્રહ ધારણ કરનારા ગૃહસ્થોમા જ છે. આ જ પ્રમાણે કેટલાકને મહાભય ઉત્પન્ન થાય છે. ખરેખર લોકનુ વર્તન જે આહારાદિ સંજ્ઞારૂપ છે તેનો વિચાર કરીને તેને છોડવુ જોઇએ. આ આસકિતને અર્થાત્ પરિગ્રહની મમતાને ન કરનાર છે તેનુ ચારિત્ર દૃઢ છે અને તેને સારી રીતે જાગૃતિ છે, એમ જાણીને હે પુરુષ ! દિવ્ય દૃષ્ટિ ધારણ કરીને તું પરાક્રમ કર. આવ સુદૃષ્ટિ પુરુષોમાં જ સંયમ રહે છે, એમ હું કહું છું.

મૂલમ્—से सुयं च मे अज्झत्थयं च मे बंधपमुक्खो अज्झत्थेव, इत्थ विरये अणगारे दीहरायं तितिक्खए, पमत्ते बहिया पास, अप्पमत्तो परिव्वए, एयं मोणं सम्मं अणुवासिज्जासि त्ति बेमि ॥ सू. १९६ ॥

અર્થ—એમ મેં સાંભળ્યું છે. એમ મેં અનુભવ્યું છે, બંધમાંથી મુકિત આત્મા વડે જ થાય છે. આ પરિગ્રહમાંથી વિરામ પામેલો અણગાર જીવન પર્યન્ત પરિગ્રહોને જીતે છે. પ્રમાદમા રહેલને તું ભગવંતની આજ્ઞાની બહાર જો. અને હે શિષ્ય, અપ્રમત પુરુષ સંયમનુ પાલન કરે છે. આ પ્રકારનું મુનિપણું રૂડી રીતે આચરવું જોઈએ, એમ હું કહું છું.

ઈતિ પાંચમાં અધ્યયનનો બીજો ઉદ્દેશક પૂરો

## પાંચમાં લોકસાર અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક

આ ઉદ્દેશકમાં આગળના ઉદ્દેશકમાં વર્ણવેલ પરિગ્રહનો વિપક્ષ અપરિગ્રહ દર્શાવ્યો છે. તે આર્યોએ ગ્રહણ કરેલ ઉત્તમ માર્ગ છે અને ભગવંતના વિનયી શિષ્યોએ તે ગ્રહણ કરવાનો છે, એવું નિરૂપણ કરવામા આવ્યું છે. મમતા જીતીને પરિગ્રહો સહન કરવા તે વસુમાનનું અથવા સંયમધનને ધારણ કરનાર મુનિનુ પરમ કર્તવ્ય છે આવો માયાનો ત્યાગી મુનિ તરી જાય છે, એવું નિરૂપણ આ ઉદ્દેશકમાં છે.

મૂલમ્—आवंती केयावंती लोयंसी अपरिग्गहावंती, एएसु चेव अपरिग्गहावंती, सुच्चा वई मेहावी पंडियाण निसामिया, समियाए धम्मे आरिएहिं पवेइए, जहित्थ मए संधी झोसिए एवमन्नत्थ संधी दुज्झोसए भवइ, तम्हा बेमि नो निहणिज्ज वीरियं ॥ सू. १९७ ॥

અર્થ.—જે કેટલાક મુનિઓ જગતમા પરિગ્રહરહિત છે, તેઓની અંદર જ પરિગ્રહરહિત મુનિઓનો સમાવેશ છે. બુદ્ધિમાન પુરુષ પંડિતોનું વચન સાંભળીને, લક્ષમા લઇને (સચિત્ત કે અચિત્ત પરિગ્રહનો ત્યાગ કરી) અપરિગ્રહી બને છે આર્યોમા સમતાભાવ દ્વારા ધર્મ જણાવવામા આવ્યો છે. જે પ્રમાણે અહીં મેં કર્મોના સંધાનને ક્ષીણ કર્યું છે, તે પ્રકારે અન્ય માર્ગમાં કર્મનું સંધાન ક્ષીણ થવું મુશ્કેલ છે તેથી હું કહું છુ કે (સામગ્રી પામીને) વીર્યને ગોપવવું જોઈએ નહિ.

मूलम्-जे पुव्वुट्ठाई नो पच्छानिवाई, जे पुव्वुट्ठाई पच्छानिवाई, जे नो पुव्वुट्ठायी नो पच्छानिवाई, सेऽवि तारिसिह सिया, जे परिन्नाय लोगमन्नेसयंति, एयं नियाय मुणिणा पवेइयं ॥ सू. १९८ ॥

અર્થ :-કેટલાક મહર્ષિઓ પ્રથમ સયમ ગ્રહણ કરે છે અને પછી વિચલિત થતાં જ નથી. કેટલાક પૂર્વ ઉત્થાન કરે છે પણ પછીથી ચલિત થાય છે. (આ ભંગમાં નંદિષેણ તથા શૈલક ઋષિ તથા કુંડરીકનો સમાવેશ થાય છે. ત્રીજો ભંગ અસંભવ છે) જેઓ પૂર્વ ઉત્થાન પામતા નથી અને જેને પડવાપણું રહેતુ નથી એવો ચોથો ભગ ગૃહસ્થનો છે. તે અન્ય તીર્થિકો પણ એવા જ ગણાય કે જે વિવેકજ્ઞાનથી જાણવા છતાં લોકસંજ્ઞા દ્વારા કામભોગોની ગવેષણા કરે છે. આમ કેવલ જ્ઞાન દ્વારા જાણીને સર્વજ્ઞ મુનિએ કહેલું છે.

मूलम्-इह आणाकंखी पंडिए अणिहे, पुव्वावररायं जयमाणे, सया सीलं सुपेहाए सुणिया भवे अकामे अझंझे ॥सू. १९९॥

અર્થ:-આ વીતરાગ દર્શનમાં ભગવંતની આજ્ઞા પાળવા ઈચ્છતો પંડિત પુરુષ રાગદ્વેષ રહિત થાય, પૂર્વ રાત્રીએ અને પાછલી રાત્રીએ તે ગુણદોષોનું સ્મરણ કરીને જાગૃત રહે હમેશાં શીલધર્મનું સ્મરણ કરીને તેને વિચારીને તે ઈચ્છારહિત બને અને અનુક્રમે તૃષ્ણારહિત બને.

मूलम्-इमेण चेव जुज्झाहि, किं ते जुज्झेण बज्झओ, जुद्धारिहं खलु दुल्लहं ॥सू. २००॥

અર્થઃ-આ લાલસારૂપ મોહની સાથે જ તું યુદ્ધ કર. તને બહારના યુદ્ધોથી શો ફાયદો છે ? યુદ્ધને લાયક બનાવનારી સામગ્રી મળવી ખરેખર દુર્લભ છે.

मूलम्-जहित्थ कुसलेहिं परिन्नाविवेगे भासिए, चुए हु बाले गभाइसु रज्जइ, अस्सिं चेयं पवुच्चइ, रूवंसि वा छणंसि वा ॥सू. २०१॥

અર્થ:-આ સંસારમાં જે પ્રમાણે કુશલ પુરુષોએ પરીક્ષા કરવાનો વિવેક જણાવ્યો છે, તેમાંથી ચલિત થઈને ખરેખર અજ્ઞાની મનુષ્ય ગર્ભ વગેરે સંસરણમાં આસકત બને છે. આ દર્શનમાં એમ કહેવાય છે કે જે રૂપી પદાર્થોમા આસકત છે તે હિંસામા આસકત છે.

मूलम्-से हु एगे संविद्धपहे मुणी, अन्नहा लोगमुवेहमाणे, इय कम्मं परिण्णाय सव्वसो से न हिंसइ, संजमइ नो पगब्भइ, उवेहमाणो पत्तेयं सायं वण्णएसी नारभे कंचणं सव्वलोए एगप्पमुहे विदिसप्पइन्ने निव्विण्णचारी अरए पयासु ॥सू. २०२॥

અર્થ -તે ખરેખર માર્ગ પર પહોંચીને માર્ગ કાપનારો મુનિ છે. બીજી રીતે, એટલે કામભોગની પ્રવૃતિ કરનાર જગતનું ચિંતન કરીને આ પ્રકારે કર્મને જાણીને તે સંપૂર્ણ રીતે હિંસાનો ત્યાગ કરે છે, સંયમને સેવે છે અને અભિમાન કરતો નથી. દરેક જીવને શાતા સુખરૂપ છે, એમ વિચારીને યશનો અભિલાષી તે સર્વ જગતમાં કોઈપણ જીવની હિંસા કરતો નથી,

એકાંત મોક્ષને અભિમુખ, બીજી દિશાઓથી મુકત થયેલો, ઉદાશીનતામાં વર્તતો અને સામાન્ય લોકો પ્રત્યે રાગભાવ વિનાનો થઈને તે વિચરે છે.

मूलम्-से वसुमं सव्वसमन्नागयपन्नाणेणं अप्पाणेणं अकरणिज्जं पावकम्म तं नो अन्नेसी, जं सम्मंति पासहा, तं मोणंति पासहा, जं मोणंति पासहा, तं सम्मंति पासहा, न इमं सक्कं सिढिलेहिं अद्दिज्जमाणेहिं, गुणासाएहिं वंकसमायारेहिं पमत्तेहिं गारमावसंतेहिं । मुणी मोणं समायाए धुणे सरीरगं, पंतं लूहं सेवंति वीरा सम्मत्तदंसिणो एस ओहंतरे मुणी तिण्णो मुत्ते विरए वियाहिए त्ति बेमि ॥ सू २०३ ॥

અર્થ :–તે ઉત્તમ જીવનરૂપ ધનને ધારણ કરનારો ( સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રને આરાધનારો ) સર્વ પ્રકારે ગુરુ પરંપરાગત વિવેકથી પોતે ન કરવા યોગ્ય પાપકર્મની ઇચ્છા કરતો નથી. જેને તમે સમ્યગ્ દર્શન તરીકે જુઓ છો તેને તમે મુનિપણા તરીકે જુઓ, અને જેને તમે મુનિપણા તરીકે જુઓ છો તેને તમે સમ્યગ્ દર્શનપણે જુઓ. શિથિલાચારીઓ વડે, રાગ–દ્વેષથી ભીના થનાર પુરુષો વડે, પચ વિષયો પ્રત્યે રુચિ રાખનારા વડે અને વક્રવર્તનવાળાઓ વડે, પ્રમાદીઓ વડે, અને ગૃહસ્થભાવને સેવનારાઓ વડે, આ મુનિપણું શકય નથી. જે મુનિ હોય છે તે સંયમને સ્વીકારીને કર્મશરીરને નષ્ટ કરી નાંખે છે. જેનું સમ્યગ્ દર્શન છે તેવા વીરપુરુષો રૂક્ષ અને પ્રાંતે વધેલા નિર્દોષ પદાર્થ સેવે છે આ લોક પ્રવાહને તરી જનારો મુનિ ઉર્તીર્ણ છે, મુકત છે, કર્મબંધથી વિરત છે, એમ કહેવાયું છે, એમ હું કહું છું.

ઈતિ પાંચમા અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક પૂરો

લોકસાર નામના પાંચમાં અધ્યયનનો ચોથો ઉદ્દેશક

આગળના અધ્યયનમાં ચારિત્રના સાધન અને તેમાં આવતા દોષોથી કેમ દૂર રહેવું તે દર્શાવ્યું છે. આ ઉદ્દેશકમાં સ્વચ્છંદ રોકવાનો ઉપદેશ છે. સ્વચ્છંદી થયેલ મુનિ એકલ–વિહારી બને છે, તેને હાનિ થાય છે, તે દર્શાવ્યું છે. આ બાબતમાં અપવાદ હોઇ શકે, પરંતુ સામાન્ય સાધકો માટે એકલવિહાર વખાણવા યોગ્ય નથી, એમ આ ઉદ્દેશકમાં સમજાવવામાં આવ્યું છે.

मूलम्–गामाणुगामं दूइज्जमाणस्स दुज्जायं दुप्परक्कंतं भवइ अवियत्तस्स भिक्खुणो ॥ सू २०४ ॥

અર્થ :–વયમાં કે જ્ઞાનમાં અપરિપકવ એવા એકલવિહારી મુનિ જ્યારે એક ગામથી બીજે ગામ વિચરે છે, ત્યારે તે વિહાર નિંદનીય હોય છે અને તેનું પરાક્રમ દોષયુકત રહી જાય છે.

मूलम्–वयसा वि एगे बुइया कुप्पंति माणवा, उन्नयमाणे य नरे महया मोहेण मुज्झइ, संबाहा बहवे भुज्जो भुज्जो दुरइक्कमा अजाणओ अपासओ, एयं ते मा होउ, एयं कुसलस्स दंसणं, तद्दिट्ठीए, तम्मुत्तीए, तप्पुरक्कारे तस्सन्नी तन्निवेसणे, जयं विहारी चित्तनिवाई पंथनिज्झाई पलिबाहिरे, पासिय पाणे गच्छिज्जा ॥ सू. २०५ ॥

અર્થ -કેટલાક માણસો ( એકલવિહારી મુનિઓ ) વચનથી પણ ઉપદેશ આપવામાં આવે છે ત્યારે ક્રોધ કરે છે. જેમનુ અભિમાન વધી ગયું છે તે પુરુષો ભારે મોહથી વિવેકશૂન્ય બની જાય છે જ્ઞાન વિનાના ને વિચાર વિનાના તે એકલવિહારીને વારંવાર મુશ્કેલીથી ઓળંગી શકાય તેવાં ઘણાં વિઘ્નો આવે છે. આવી બાબત હે શિષ્ય ! તારા વિષયમાં ન થાઓ. આ કુશલ પુરુષનો અભિપ્રાય છે. ગુરુની દૃષ્ટિએ, ગુરુની નિર્લોભતાથી ગુરુ જે વાતને આગળ કરે તેને લક્ષમા લઈ ને ગુરુનો અભિપ્રાય જાણી લઈને, ગુરુની પાસે બેસનારો, યત્નાપૂર્વક વિહાર કરનારો, મનને કાબુમાં રાખનારો, માર્ગને સમજનારો, ગુરુની મર્યાદામા વસનારો, એવો મુનિ જીવોની દયા પળતો વિચરે છે.

मूलम्-से अभिक्कममाणे पडिक्कममाणे, संकुचमाणे, पसारेमाणे, विणियट्टमाणे संपलिमज्जमाणे एगया गुणसमियस्स रीयओ कायसंफासं समणुचिन्ना. एगतिया पाणा उद्दायंति, इहलोगवेयणविज्जावडियं जं आउट्टिकयं कम्मं तं परिन्नाय विवेगमेइ, एवं से अप्पमाणएण विवेगं किट्टइ वेयवी ॥ सू. २०६ ॥

અર્થ :-તે મુનિ ગુરુની સન્મુખ જતા કે તેમનાથી દૂર જતાં, શરીરનો સંકોચ કરતાં કે શરીર ફેલાવતાં, પ્રવૃતિ પૂરી કરતાં, કયારેક પ્રમાર્જના કરવા છતા, ગુણના ધારક મુનિની પ્રવૃતિમાં તેમની કાયાનો સ્પર્શ પામીને કેટલાક જીવો પ્રાણરહિત થાય છે તે આરંભકર્મને પ્રાયશ્ચિત દ્વારા આ લોકની વેદનાથી વેદ્ય છે, એમ જાણીને તેનો વિવેક કરે છે. આ પ્રમાણે તેને અપ્રમાદને કારણે વિવેક છે, એમ વેદના જાણનાર (પ્રાચીન જ્ઞાનના જાણનાર) તીર્થંકરો કહે છે.

मूलम्-से पभूयदंसी पभूयपरिन्नाणे उवसंते, समिए, सहिए, सयाजए, दट्टु विप्पडिवेएइ अप्पाणं किमेस जणो करिस्सइ ? एस से परमारामो जाओ लोगंमि इत्थीओ, मुणिणा हु एयं पवेइयं ॥ सू. २०७ ॥

અર્થ :-તે દીર્ઘદર્શી અને ખૂબ જ્ઞાનવાળો, કષાયોને ઉપશાંત કરનારો, સમિતિયુકત, ગુણો સહિત અને સદા યત્નવંત એવો મુનિ સ્ત્રીઓને જોઇને વિચારે છે કે મને આ સ્રીજનો શો લાભ કરશે ? જે જગતમાં સ્ત્રીઓ છે તેઓ વિષયી લોકોને પરમઆનંદરૂપ છે, (સંયમીને નહિ) આ મહાવીર સ્વામીએ જણાવ્યું છે

मूलम्-उब्बाहिज्जमाणे गामधम्मेहिं अवि निब्बलासए अवि ओमोयरियं कुज्जा अवि उड्ढं ठाणं ठाइज्जा, अवि गामाणुगामं दूइज्जिज्जा, अवि आहारं वुच्छिदिज्जा अवि चए इत्थीसु मणं ॥ सू. २०८ ॥

અર્થ -જ્યારે કોઈ (અપારિપકવ) મુનિને ઇંદ્રિયના વિષયો પીડા આપે ત્યારે તેણે નીરસ ભોજન કરવું જોઈએ, અથવા ઉણોદરી કરવી જોઇએ, અથવા ઊંચા હાથ કરીને ઊભા ઊભા કાઉસગ્ગ કરવો જોઇએ, અથવા એક ગામથી બીજે ગામ વિચરવું જોઇએ અથવા તો (અમુક કાળ સુધી) આહારનો ત્યાગ કરવો જોઈએ, પરંતુ સ્ત્રીઓનાં વિચારમા મન ન જોડવું જોઈએ.

मूलम्-पुव्वं दंडा पच्छा फासा पुव्वं फासा पच्छा दंडा, इच्चेए कलहा संगकरा भवंति, पडिलेहाए आगमित्ता आणविज्जा अणासेवणाए त्ति बेमि। से नो काहिए, नो पासणिए, नो मामए णो कयकिरिए वई गुत्ते अज्झप्पसंवुडे परिवज्जइ सया पावं, एयं मोणं समणुवासिज्जासि त्ति बेमि ॥ सू. २०९ ॥

અર્થઃ-(વિષયસુખો દુઃખકર છે.) પૂર્વે દુઃખદાયી છે, અને પછી વિષયસંવેદન થાય છે. કયારેક પૂર્વ વિષયસંવેદન થાય છે અને પછી કષ્ટો અનુભવવા પડે છે. એ પ્રમાણે આ સ્ત્રીઓ કલહ કરનારી અને આસક્તિ કરનારી નીવડે છે, એમ વિચારીને બરાબર સમજીને પોતાના મનને તે વિષયો ન સેવવાને આજ્ઞા કરવી જોઈએ. તે મુનિ સ્ત્રીઓ સંબંધે કથા કરતો નથી, પ્રશ્નો પૂછતો નથી, મમતા ધારણ કરતો નથી અથવા તો સ્ત્રીઓને કોઈ કાર્યો કરી દેતો નથી. તે વચનનો સંયમી અને અધ્યાત્મ વિચારથી મનનુ રક્ષણ કરનાર હમેશાં પાપ કર્મને છાડે છે. આ પ્રમાણેનુ મુનિવ્રત આચાર દ્વારા પ્રબળ બનાવવું જોઈએ, એમ હું કહું છું.

ઇતિ પાંચમાં અધ્યયનનો ચોથો ઉદ્દેશક પૂરો

લોકસાર નામના પાંચમાં અધ્યયનનો પાંચમો ઉદ્દેશક

આગળના ઉદ્દેશકમાં અપરિપકવ એવા એકલવિહારી સાધુને આવતાં વિઘ્નો દર્શાવીને ભગવંતે તેને ગુરુની આજ્ઞામાં રહેવાનો ઉપદેશ આપ્યો છે. આ ઉદ્દેશકમાં ગુરુનું સ્વરૂપ વર્ણવતાં તેમને જલાશયની ઉપમા આપી છે આ પછી આચાર્યના ગુણો વર્ણવ્યા છે. અપરિપકવ શિષ્યે કેવા ગુરુનો આસરો લેવો જોઇએ અને કેવા પ્રકારે શ્રદ્ધા પ્રબળ બનાવવી જોઈએ, તેનું વર્ણન આ ઉદ્દેશકમાં છે.

मूलम्-से बेमि तंजहा अवि हरए पडिपुण्णे समंसि भोमे चिट्ठइ उवसंतरए सारक्खमाणे, से चिट्ठइ सोयमज्झगए से पास सव्वओ गुत्ते, पास लोए महेसिणो जे य पन्नाणमंता पवुद्धा आरम्भोवरया सम्ममेयंति पासह कालस्स कंखाए परिव्वयंति त्ति बेमि ॥सू. २१०॥

અર્થ:-આ પ્રમાણે હું કહું છુ, જેવી રીતે કોઈ અગાધ પરિપૂર્ણ જળાશય સમતલ ભૂમિ પર આવેલું હોય, તેની રજ શાંત થઇ હોય, તે જળજંતુઓને રક્ષણ આપતુ હોય અને તે પ્રવાહોની વચ્ચે આવેલું હોય, તેને બધી બાજુએ રક્ષાયેલુ તમે જુઓ, તેવી જ રીતે તમે જગતમા જે મહર્ષિઓ છે, ઉત્તમ પ્રજ્ઞા ધરાવનારા છે, જાગૃત થયેલા છે અને આરંભોથી વિરમેલા છે એમને સમ્યગ્ પ્રકારે તમો જુઓ તેઓ સમાધિ-મરણની વાચ્છનાથી સતત સંયમનુ પાલન કરે છે, એમ હું કહું છું.

मूलम्-वितिगिच्छा समावन्नेणं अप्पाणेणं नो लहइ समाहिं, सिया वेगे अणुगच्छंति, असिया वेगे अनुगच्छंति, अणुगच्छमाणेहिं अणणुगच्छमाणे कहं न निव्विज्जे ? तमेव सच्चं नीसंकं जं जिणेहिं पवेइयं ॥सू २११॥

અર્થ:-જેના આત્મામાં સંદેહ રહેલો હોય તે સમાધિભાવ પામી શકતો નથી. કેટલાક જંજાળવાળા ગૃહસ્થો પણ આચાર્યના ઉપદેશનો બોધ પામી શકે છે, કેટલાક જંજાળ વગરના મુનિઓ પણ આચાર્યના ઉપદેશનો બોધ પામી શકે છે. આમ બોધ પામનારાઓની વચ્ચે જે બોધ પામતો નથી તેને પશ્ચાત્તાપ કેમ ન થાય ? (આવા સાધકને આચાર્ય આશ્વાસન આપે છે કે સંતાપ કરવો નહિ અને વિચારવું કે) જે જિનેશ્વરોએ દર્શાવ્યું છે તે જ નિઃશંક રીતે સત્ય છે.

मूलम्-सड्ढिस्स णं समणुन्नस्स संपव्वयमाणस्स समियंति मन्नमाणस्स एगया समिया होइ १. समियंति मन्नमाणस्स एगया असमिया होइ २. असमियंति मन्नमाणस्स एगया समिया होइ ३ असमियंति मन्नमाणस्स एगया असमिया होइ ४ समियंति मन्नमाणस्स समिया वा असमिया वा समिया होइ उवेहाए ५. असमियंति मन्नमाणस्स समिया वा असमिया वा असमिया होइ उवेहाए ६. ।।सू. २१२।।

અર્થ-શ્રદ્ધાવંત પુરુષો પાસેથી સમ્યગ્ બોધ લઇને દીક્ષા અંગીકાર કરનારા ને જિનવચનને સમ્યગ્ માને છે તેને કેટલીકવાર જીવન પર્યન્ત સમકિત ટકી રહે છે (૧) પ્રારંભમા જિનવચન સમ્યગ્ છે એમ માનનારને કેટલીકવાર પછીથી પરવાદીના સંસર્ગથી અસમ્યગ્પણું અર્થાત્ મિથ્યાત્વ આવી જાય છે (૨) પ્રારંભમા જિનવચનને અસમ્યગ્ માનનારને પણ કેટલીકવાર [કર્મ ક્ષય કરનાર નિર્ગ્રંથોના સંસર્ગથી] સમકિત પ્રાપ્ત થઈ જાય છે. (૩) પ્રારંભમાં જિન વચનને અસમ્યગ્ માનનારને કેટલીકવાર તે મિથ્યાત્વ ટકી રહે છે. (૪) જિનવચનને સમ્યગ્પણે માનનારને વિચાર કરતાં સમ્યગ્વચન કે મિથ્યાવચન સમ્યગ્પણે પરિણમે છે. (૫) જિનવચનને અસમ્યગ્પણે માનનારને વિચાર કરતાં સમ્યગ્શ્રુત કે મિથ્યાશ્રુત મિથ્યાપણે પરિણમે છે

मूलम्-उवेहमाणो अणुवेहमाणं बूया उवेहाहि समियाए, इच्चेवं तत्थ संधी झोसिओ भवइ, से उट्ठियस्स ठियस्स गई समणुपासह, इत्थवि बालभावे अप्पाणं नो उवदंसिज्जा ।।सू. २१३।।

અર્થ-વિચારવંત પુરુષ વિચાર ન કરનારને કહે છે કે તું સમ્યગ્પણે વિચાર કર એમ કરવાથી જ તે સમકિતની ભૂમિકા દ્વારા કર્મસમૂહનો ક્ષય થઇ શકે છે. ઉદ્યમવંતની અને બાલભાવમાં રહેલાની ગતિ તમે બરાબર વિચારી લો. આ બાબતમાં એટલું જ કહેવાનું કે પોતાની જાતને બાલભાવનો સ્પર્શ થવા ન દેવો જોઈએ.

मूलम्-तुमंसि नाम सच्चेव जं हंतव्वं ति मन्नसि, तुमंसि नाम सच्चेव जं अज्जावेयव्वं ति मन्नसि, तुमंसि नाम सच्चेव जं परियावेयव्वं ति मन्नसि, एवं जं परिघितव्वं ति मन्नसि, जं उद्दवेयव्वं ति मन्नसि, अंजू चेव पडिबुद्धजीवी तम्हा न हंता न वि घायए, अणुसंवेयणमप्पाणेणं जं हंतव्वं नाभिपत्थए ।।सू. २१४।।

અર્થ-હે મનુષ્ય ! તું જે પ્રાણીને હણવું છે એમ માને છે તે જ તું છે, જે પ્રાણીને તું આજ્ઞાધીન કરવા ઇચ્છે છે તે તું જ છે, જે પ્રાણીને તું સંતાપવા ઈચ્છે છે તે તું જ છે, જે પ્રાણીને

તું દાસત્વ પમાડવા ઈચ્છે છે, અને જે પ્રાણીને તું પ્રાણરહિત કરવા યોગ્ય માને છે તે તું જ છે આ સ્વપરના સમ્ભવનો પ્રતિબોધ પામીને જીનારો આ વીતરાગના સરળ માર્ગે ચાલે છે. તેથી પ્રાણીની હિંસા કરવી જોઈએ નહિ, અને જીવઘાત પણ પોતાનું અનુસવેદન જોઈને કરવો નહિ. કોઈ પણ જીવને હણવાનો ઈરાદો રાખવો નહિ

मूलम्-जे आया से विन्नाया, जे विन्नाया से आया, जेण वियाणइ से आया, तं पडुच्च पडिसंखाए एस आयावाई समियाए परियाए वियाहिए त्ति बेमि ॥सू २१५॥

અર્થ—જે આત્મા છે તેજ જ્ઞાતાદષ્ટા છે, જે જ્ઞાતાદ્રષ્ટા છે તેજ આત્મા છે. જેનાથી જ્ઞાનની ક્રિયા થાય છે, તે આત્મા છે. તેના સંબંધે જ્ઞાન દ્વારા આ મુનિ આત્મવાદી છે. તેને સમ્યગ્પણે સંયમવંત તરીકે દર્શાવવામા આવ્યો છે એમ હું કહું છું

ઇતિ પાંચમો ઉદ્દેશક પૂરો

## લોકસાર નામના પાંચમાં અધ્યયનનો છઠ્ઠો ઉદ્દેશક

આગળના ઉદ્દેશકમાં આચાર્યને જલાશયની ઉપમા આપી, હવે તેનો અનુસરો કરનાર સરળ રીતે મોક્ષમાર્ગને આરાધે છે, એમ જણાવ્યું. આ ઉદ્દેશકમાં આજ્ઞાવર્તિ થવાનો ઉપદેશ છે. એનું ફળ આત્મજ્ઞાનની પ્રાપ્તિ છે. એ આત્મજ્ઞાનનું સ્વરૂપ અહીં બતાવવામા આવ્યું છે. પણ આત્મજ્ઞાનનું સવેદન ગુરુની આજ્ઞા પાળે એવા સાધકને થાય છે કારણકે આ વિષય કેવળ તર્કનો નથી.

मूलम्-अणाणाए एगे सोवट्ठाणा आणाए एगे निरुवट्ठाणा, एयं ते मा होउ, एयं कुसलस्स दंसणं, तद्दिट्ठीए, तम्मुत्तीए, तप्पुरक्कारे, तस्सन्नी, तन्निवेसणे, अभिभूय अदक्खू अणाभिभूए पभू निरालंबणयाए जे महं अबहिमणे ॥सू २१६॥

અર્થ—કેટલાક પુરુષો આજ્ઞાની બહારના ઉદ્યમોમાં ઉદ્યમવત હોય છે, કેટલાક આજ્ઞાની પ્રવૃતિમાં ઉદ્યમરહિત હોય છે હે શિષ્ય! તારી બાબતમા આવું બનો નહિ. એ પ્રમાણે કુશલ વીતરાગ પ્રભુનુ દર્શન છે કે ગુરુની દૃષ્ટિથી, ગુરુની નિર્લોભતાથી, ગુરુદ્વારા પુરસ્કાર પામીને, ગુરુના અભિપ્રાયે અને ગુરુ પાસે બેસીને (સંયમ પાળનારો) પરિષહોને જીતીને તત્ત્વદષ્ટા બને છે જે સાધકનું મન બાહ્યભાવથી અત્યત મુક્ત હોય છે તે પરિષહ ઉપસર્ગથી ઘેરાતો નથી અને નિરાલંબન આત્મધ્યાન માટે સમર્થ થાય છે.

मूलम-पवाएणं पवायं जाणेज्जा, सहसम्मइयाए, परवागरणेणं अन्नेसिं वा अन्तिए सोच्चा ॥सू. २१७॥

અર્થ—અવિચ્છિન્ન આચાર્ય-પરંપરાથી સાધકે જીનવચનને જાણવું જોઇએ, અથવા તો જાતિસ્મરણ જ્ઞાનથી કે બીજા દ્વારા સમજાવવાથી કે અન્ય મહાપુરુષોની પાસેથી સાંભળીને જિનવચનને જાણવું જોઈએ.

मूलम्-निद्देसं नाइवट्टेजा मेहावी सुपडिलेहिया सव्वओ सव्वप्पणा सम्मं समभिण्णाय इह आरामं, परिण्णाय अल्लीणे गुत्ते परिव्वए निट्ठीयट्ठी वीरे आगमेण सया परक्कमेज्जासि त्तिबेमि ॥ सू. १८॥

અર્થ–ગુરુની આજ્ઞાને બુદ્ધિમાન પુરુષ ઓળંગે નહિ સારી રીતે સર્વ પ્રકારે સમગ્રસ્વરૂપે સમ્યગ્ પ્રકારે ચિંતવીને આ જગતમા સંયમના સ્વરૂપને સમજીને સયમી પુરુષ વર્તે છે. બરાબર સમજીને જીતેન્દ્રિય થઇને તે સંયમમાં સ્થિ રહે છે. આવો મોક્ષાર્થિ વીરપુરુષ આગમ વચનના બળથી હમેશાં પરાક્રમ કરે છે, એમ હું કહું છું

मूलम्-उड्ढं सोया अहे सोया तिरियं सोया वियाहिया, एए सोया वि अक्खाया जेहिं संगं ति पासहा। आवट्टं तु पेहाए इत्थ विरमिज्ज वेयवी, विणइत्तु सोयं निक्खम्म एस महं अकम्मा जाणइ पासइ पडिलेहाए नावकखइ इह आगइं गइं परिन्नाय, अच्चेइ जाइमरणस्स वट्टमग्गं विक्खायरए ॥ सू. १९ ॥

અર્થ :–ઉર્ધ્વ દિશામા આશ્રવના દ્વારો છે, અધો દિશામાં આશ્રવના દ્વારો છે અને તિરછી દિશામાં આશ્રવના દ્વારો છે. જેમના દ્વારા આસકિત થાય છે તેને આશ્રવદ્વારો ગણાવ્યા છે તે તમે જુઓ ધૂમરી અથવા ફસાવનાર સ્થાનને જોઇને એ બાબતમાથી જ્ઞાની પુરુષે નિવૃત થવુ જોઈએ. આશ્રવદ્વારોનું નિયમન કરીને સયમ ગ્રહણ કરીને આ મહાપુરુષ કર્મ રહિત થઇને જ્ઞાતા બને છે, દૃષ્ટા બને છે અને ચિતન દ્વારા પૂજા–સત્કારને ઇચ્છતો નથી. આ સંસારની ગતિ અને આગતિ સમજીને તે મોક્ષપ્રિય મુનિ જન્મમરણની કેડીને ઉલ્લંઘી જાય છે.

मूलम्-सव्वे सरा नियट्टंति, तक्का तत्थ न विज्जइ, मई तत्थ न गाहिया, ओए अप्पइट्ठाणस्स खेयन्ने, से न दीहे न हस्से न वट्टे न तंसे न चउरंसे, न परिमंडले न किण्हे न नीले न लोहिए न हालिद्दे न सुक्किलले, न सुरभिगंधे, न दुरभिगंधे, न तित्ते, न कडुए, न कसाए, न अंबिले न महुरे, न कक्खडे, न मउए न गुरूए, न लहुए, न सीए, न उण्हे न निध्धे न लुक्खे, न काऊ, न रुहे न संगे, न इत्थी, न पुरिसे, न अन्नहा, परिन्ने सन्ने, उवमा न विज्जए अरूवी सत्ता अपयस्स पयं नत्थि। से न सद्दे, न रूवे, न गन्धे, न रसे, न फासे इच्चेव त्ति बेमि ॥सू २१०।

અર્થ –(શુદ્ધ આત્મસ્વરૂપનુ અર્થાત્ સિદ્ધ પરમાત્માનું સ્વરૂપ વર્ણવે છે) ત્યાંથી બધા સ્વરો પાછા પડે છે, તર્કો ત્યા હોતા જ નથી, બુદ્ધિ એ સ્વરૂપનુ અવગાહન કરી શકતી નથી, તે પ્રકાશ સ્વરૂપ હોય છે અને એ શરીરપણાનું ક્ષેત્ર અનુભવે છે. તે ન તો દીર્ઘ છે, ન તો હ્રસ્વ છે, ન તો ગોળ છે, ન તો ત્રિકોણ છે, ન તો ચોરસ છે કે ન તો મંડલાકાર છે, ન તો એ સ્વરૂપ કૃષ્ણ એટલે કાળું છે, ન તો નીલ છે, ન તો રાતું છે, ન તો પીળું છે અથવા ન તો ધોળુ છે, ન તો સુવાસવાળું છે, ન તો દુર્ગન્ધવાળું છે, ન તો તીખું છે, ન તો કડવુ છે, ન તો તૂરૂં છે, ન તો ખાટું છે, ન તો કર્કશ છે, ન તો મૃદુ છે, ન તો ભારે છે, ન તો હલકું છે, ન તો ઠંડું છે, ન તો ગરમ છે, ન તો ચીકણું છે. ન તો કોરૂં

છે, ન તો કાયાવાળું છે, ન તો પુનરુત્પત્તિવાળું છે. ન તો આસક્તિવાળું છે, ન તો સ્ત્રીરૂપ છે ન તો અન્યથારૂપ છે. તે સંપૂર્ણ જ્ઞાતા છે સંપૂર્ણ જાગ્રત છે. તે બાબતમા ઉપમા છે નહિ તે સત્તા અરૂપી છે, અજોડ અવસ્થાને માટે કોઇ શબ્દ (યોજી શકાતો) નથી. તે ન તો શબ્દરૂપ છે, ન તો રૂપાત્મક છે, ન તો ગંધસ્વરૂપ છે, ન તો રસસ્વરૂપ છે કે સ્પર્શસ્વરૂપ છે. આ પ્રમાણે તેનું સ્વરૂપ છે. એમ હું કહું છુ.

ઈતિ છઠ્ઠો ઉદ્દેશક પૂરો

## ધૂત નામના છઠ્ઠા અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક

આગળના અધ્યયનમા લોકના સારભૂત સંયમની આરાધના માટે પરિષહ ઉપસર્ગોનું સહન કરવું, શાસ્ત્રોના બોધની ભાવના રાખવી, ગુરૂભગવંતનો વિનય કરવો અને વિચાર જાગૃતિ તીવ્ર રાખવી, એવો ઉપદેશ કર્યો છે.

આ ઉપદેશ બરાબર પરિણમે તે માટે ચિત્તની વિશુદ્ધિ બહુ જ આવશ્યક છે. આગળના અધ્યયનમાં પણ સંપૂર્ણ વિચાર કરીને ચિત્તને પાપકર્મમાંથી નિવૃત કરી લેવું એમ જણાવ્યું હતું. 'आणाषए ऊलेवणाए'' પાપકર્મ ન સેવવા માટે ચિત્તને આજ્ઞા આપવી જોઈએ. આ રીતે જ્ઞાનનુ ફળ વિરતિ કયે પ્રકારે થઈ શકે તે સારી રીતે સમજાવ્યું હતું.

આ અધ્યયનમાં ધૂત અર્થાત્ ધોઈ નાખવું કે ખંખેરી નાખવું, એ વિષય છે. પૂર્વકર્મોની રજને ધોયા કે ખંખેર્યા વિના મનુષ્યનો સમાધિ માટેનો પુરુષાર્થ બરાબર સફળ થતો નથી. એટલા માટે આ અધ્યયનમાં ભગવાન સુધર્મ સ્વામી ચિત્તવિશુધ્ધિ માટેના વિચારો અને સાધનો દર્શાવે છે. મુખ્યત્વે તેમાં વૈરાગ્ય અને સદ્ધ્યાનનો અભ્યાસ જણાવવામાં આવ્યો છે.

મૂલમ્-ओबुज्झमाणे इह माणवेसु आघाइ से नरे, जस्स इमाओ जाइओ सव्वओ सुपडिलेहियाओ भवंति आघाइ से नाणमणेलिसं। से किट्टइ तेसिं समुट्ठियाणं निक्खित्तदंडाणं समाहियाणं पन्नाणमंताणं इह मुत्तिमग्गं। एवं एगे महावीरा विप्परिक्कमंति, पासह एगे विसीयमाणे अणत्तपन्ने । सू २११ ॥

અર્થ:-કેવલ જ્ઞાન વડે સંસારના સ્વરૂપનો સંપૂર્ણ બોધ પામનાર તે પરમ પુરુષ અહીં માનવ પ્રજાને ધર્મ સમજાવે છે. જે પુરુષને એકેંદ્રિયાદી જાતિઓ સંપૂર્ણ રીતે સુપરિજ્ઞાત હોય છે, તેવા તે શ્રુત કેવલી ભગવંત અપૂર્વ જ્ઞાન દર્શાવે છે. આ વિશ્વમા તેઓ તે ઉદ્યમવંત પુરુષોને હિંસા ત્યાગી પુરુષોને, સમાધિવંત પુરુષોને અને પ્રજ્ઞાવત પુરુષોને મોક્ષમાર્ગ સમજાવે છે. આ પ્રમાણે કેટલાક મોટા વીરો સંયમમા પરાક્રમ કરીને મરી જાય છે, અને જુઓ કે કેટલાક આત્મપ્રજ્ઞા પામ્યા વિના દુ:ખનો અનુભવ કરતા સંયમ પાલનમાં શિથિલ રહે છે

मूलम्-से वेमि, से जहावि कुम्मे हरए विणिविट्ठचित्ते पच्छन्नपलासे उम्मग्गं से नो लहइ। भंजगा इव संनिवेसं नो चयंति, एवं पगे अणेगरूवेहि कुलेहिं जाया, रूवेहिं सत्ता कलुणं थणंति, नियाणओ ते न लभंति मुक्खं ॥ सू. २२२ ॥

અર્થ-હું એમ કહું છું, જે પ્રમાણે કાચબો જળાશયમાં આસક્ત ચિત્તવાળો થઈને ખાખરાના વૃક્ષોથી ઢંકાયેલા તે સરોવરમાંથી ઊંચે જવાનો માર્ગ પામી શકતો નથી, અને તેથી જેમ વૃક્ષો પોતાનું સ્થાન છોડતા નથી (તેમ એ કાચબો જળાશયમા જ મગ્ન રહે છે), તેવી જ રીતે કેટલાક પુરુષો અનેક પ્રકારના કુળોમાં જન્મેલા છે અને રૂપી પદાર્થોમાં મોહ પામીને તેઓ કરૂણ વિલાપ કરે છે અને નિદાન અથવા તો તૃષ્ણારૂપ કર્મનું બીજ હોવાથી તેઓ મોક્ષને પ્રાપ્ત કરતા નથી.

मूलम्-अह पास तेहिं कुलेहिं आयत्ताए जाया-गंडी अहवा कोढी रायंसी अवमारियं। काणियं झिमियं चेव कुणियं खुज्जियं तहा। उदरिं च पास मूयं च सूणियं च गिलासणि। वेवइं पीढसप्पिं च सिलिवयं महुमेहणिं सोलस एए रोगा अक्खाया अणुपुव्वसो। अह णं फुसंति आयंका फासा य असमंजसा। मरणं तेसिं संपेहाए उववायं चवणं च नच्चा परियागं च संपेहाए तं सुणेह जहा तहा। संति पाणा अंधा तमंसि वियाहिया तमेव सइं असइं अतिअच्च उच्चावए फासे पडिसंवेएइ, बुद्धेहिं एयं पवेइयं ॥ सू. २२३ ॥

અર્થ :-હવે શિષ્ય, તું જો કે તે પ્રકારના કુળોમાં આત્મકર્મોથી જન્મેલા ( કેટલાક પુરુષો ) ગંડમાળ વાળા હોય છે અથવા, કોઢિયા, રાજ્યક્ષ્મા અથવા ક્ષયરોગી, અપસ્મારિક અથવા વાઈના રોગવાળા, કાણા, જડ, ઠૂંઠા, કુબડા, તેમજ જલોદરવાળા અને મૂંગાઓને હે શિષ્ય, તું જો. સોજાના રોગવાળા અને આશક યા તો ભષ્મક રોગવાળા, કંપ રોગવાળા, પીઠપર ચાલવાના રોગવાળા, શ્લીપદ–હાથીપગાવાળા, મધુપ્રમેહવાળા, એમ સોળ રોગો અનુક્રમે અહીં બતાવ્યા તે ખરેખર તેમને લાગુ પડે છે, અને બીજા ઉપદ્રવરૂપ વ્યવસ્થા વગરના ઉપદ્રવો આવી પડે છે. તેમના દ્વારા મરણનો વિચાર કરીને જન્મ અને ચવી જવાનું વિચારીને તેનો પરિપાક સમજીને તે મારી પાસેથી યોગ્ય સ્વરૂપે તમે સાભળો જે પ્રાણીઓ અંધ એટલે ઈંદ્રિયો રહિત કે સંજ્ઞારહિત છે અથવા તો અંધ એટલે સમકિતરહિત છે તેને ( તીર્થંકરોએ ) અંધકારમા છે, એમ દર્શાવ્યા છે તે લોકો તેજ જન્મને એકવાર કે અનેકવાર પામીને તીવ્ર કે મંદ દુખોનું સેવન કરે છે. સર્વજ્ઞોએ આ જણાવ્યું છે.

मूलम्-संति पाणा वासगा, रसगा, उदए, उदएचरा, आगासगामिणो पाणा पाणे किलेसंति, पास लोए महब्भयं बहुदुक्खा हु जन्तवो, सत्ता कामेसु माणवा, अबलेण वहं गच्छंति सरीरेणं पभंगुरेण, अट्टे से बहुदुक्खे इइ बाले पकुव्वइ, एए रोगा बहू नच्चा आउरा परियावए नालं पास, अलं तवेएहिं, एयं पास मुणी! महब्भयं नाइवाइज्ज कंचणं ॥ सू. २२४ ॥

અર્થ –શબ્દ કરવાને સમર્થ એવા દ્વિઇંદ્રિયાદિ જીવો છે, રસ જાણવાને સમર્થ એવા અસંજ્ઞી અને સંજ્ઞી જીવો છે. તેવા જીવો પાણીમા છે, વળી જલચર જીવો છે અને આકાશગામી જીવો છે. તે જીવો બીજા જીવોને દુ ખ આપે છે. (એથી) જગતમાં મહાભય છે, તે તુ જો. ખરેખર, પ્રાણીઓને ઘણું દુઃખ છે. (બીજી તરફ) કામભોગોમા લુબ્ધ બનેલા માનવો આ નિર્બલ ભંગુર શરીરથી [ કર્મબંધના ફળરૂપ ] વધબંધનને પામે છે પીડાયેલો તે અજ્ઞાન મનુષ્ય અનેક પ્રકારના દુ ખો ઉત્પન્ન કરે છે. આવા પ્રકારના ઘણા રોગો અનુભવીને પીડિત થઈ ને તેને દૂર કરવા પરિતાપ કરે છે. તે તેમનો પ્રયત્ન સમર્થ નથી, ને તું જો. તારે માટે આવા હિંસક પ્રયત્નો હોય નહિ, હે મુનિ ! તું એ વસ્તુ જો. મહાભય રૂપ એમ જાણીને કોઈ પણ જીવની હિંસા કરવી ન જોઇએ.

मूलम्–आयाण भो सुस्सूस ! भो धूयवायं पवेयइस्सामि इह खलु अत्तताए तेहिं तेहिं कुलेहिं अभिसेएण अभिसंभूया, अभिसंजाया, अभिनिव्वुडा अभिसंवुड्ढा अभिसंबुध्धा अभिनिक्खंता अणुपुव्वेण महामुणी ॥ सू २२५ ॥

અર્થઃ–અહો, ( મે જાણી લ્યો. અરે, તમે એકાગ્રપણે સાંભળો, હું તમને વિશુદ્ધિનો સિદ્ધાંત સમજાવીશ. ખરેખર આ વિશ્વમાં વિધવિધ પ્રકારના કુળોમાં રજોશુક્ર સંયોગથી ગર્ભ ગ્રહણ કરીને, વૃદ્ધિ પામીને, સાગોપાગ પરિપૂર્ણ થયેલા, અને વિકાસ પામેલા, એવા જીવો સમ્યગ્ બોધ પામે છે, સંયમ ગ્રહણ કરે છે, અને અનુક્રમે મહામુનિઓ બને છે.

मूलम्–तं परिक्कमंतं परिदेवमाणा मा चयाहि इय ते वयंति छंदोवणीयाँ, अज्झोववन्ना अक्कंदकारी जणगा रुयंति; अतारिसे मुणी (ण य) ओहं तरए जणगा जेण विप्पजढा सरणं तत्थ नो समेइ कहं नु नाम से तत्थ रमइ ! एयं णाणं सया समणुवासिज्जासि त्ति बेमि ॥ सू. २२६ ॥

અર્થ ઃ–તે ગૃહવાસમાંથી નિકળી જનાર મુનિને વિલાપ કરતાં માતપિતા વગેરે સગા, તું અમને તજી જા નહિ, એમ કહે છે તેના છંદ પ્રમાણે વર્તનારા, તેના પર પ્રીતિયુક્ત થયેલા, આક્રંદ કરનારા માતપિતા રડે છે ( અને કહે છે ) કે મુનિ આ પ્રકારના હોય નહિ જેણે માત–પિતાને તજી દીધા છે તે સંસાર તરી જતા નથી. વૈરાગ્યવાન પુરુષ ત્યાં શરણુ લેવાને માટે જતો નથી. અરે ! કેવી રીતે તે વૈરાગ્યવાન ત્યાં આનંદ પામી શકે ? આ જ્ઞાનને સદાએ પ્રબળ બનાવવું જોઇએ, એમ હું કહું છું.

ઇતિ પહેલો ઉદ્દેશક પૂરો

## ધૂત નામના છઠ્ઠા અધ્યયનનો બીજો ઉદ્દેશક

આગળના ઉદ્દેશકમાં વિશુદ્ધિનો સિદ્ધાંત સમજાવવાનુ સુધર્મ સ્વામીએ વચન આપ્યું છે. તેમાં સ્વજનોના ત્યાગની વાત હમેશા સ્મરણ રાખીને નિર્મમત્વભાવ પોસવાનુ સમજાવ્યું છે. એ વિશુદ્ધિનો સિદ્ધાંત આ આખાએ અધ્યયનમાં વિશેષપણે સમજાવવામાં આવશે.

मूलम्–आउरं लोगमायाए चइत्ता पुव्वसंजोगं हिच्चा उवसमं वसित्ता बम्भचेरंसि वसु वा अणुवसु वा जाणित्तु धम्मं अहातहा अहेगे तमचाइ कुसीला वत्थं पडिग्गहं कंबलं पायपुंछणं विउसिज्जा, अणुपुव्वेण अणहियासेमाणा परीसहे दुरहियासए, कामे ममायमाणस्स इयाणिं मुहुत्तेण वा अपरिमाणाए भेए, एवं से अंतराएहिं कामेहिं आकेवलिएहिं अवइन्ना चेए ॥ सू. २१७ ॥

અર્થ :–જગતને પીડા ભરેલું જાણીને, પૂર્વે મળેલ સંયોગને તજીને ઉપશમભાવ ધારણ કરીને, (ગુરુની નિશ્રાએ) બ્રહ્મચર્યવાસમા વસીને, મહાવ્રતધારી કે ગ્રહસ્થઅણુવ્રતધારી, ધર્મને યોગ્ય સ્વરૂપે જાણીને, હવે કેટલાક તેને પાળવાને અસમર્થ બને છે. આવા કુશીલ પુરુષો વસ્ત્ર, પાત્ર, કંબલ, પાયપુછણ વગેરે સાધનો તજી દે છે, તે લોકો મુશ્કેલીથી સહન કરી શકાય એવા પરિષહોને અનુક્રમે સહન કરતા નથી. કામભોગો પ્રત્યે મમતા ધારણ કરનારને તત્કાલ અથવા થોડા કાળ પછી અપરિમિત સંસારને માટે શરીરનો ભેદ થાય છે. આ પ્રમાણે તેઓ વિઘ્નભર્યાં અને જેમાં કદીએ પૂર્ણતા નથી એવા કામભોગો દ્વારા સંસારમાં જ પરિભ્રમણ કરતા રહે છે.

मूलम्–अहेगे धम्ममादाय आयाणपभिइ सुपणिहिए चरे, अप्पलीयमाणे दढे सव्वं गिद्धिं परिन्नाय एस पणए महामुणी, अइअच्च सव्वओ संगं न महं अत्थि त्ति इय एगो अहं, अस्सिं जयमाणे इत्थ विरए अणगारे सव्वओ मुण्डे रीयंते, जे अचेले परिवुसिए संचिक्खइ ओमोयरियाए ॥ सू. २१८ ॥

અર્થ :–કેટલાક પુરુષ ધર્મ ગ્રહણ કરીને દીક્ષાકાળથી માંડીને સારી રીતે સાવધાન થઈને વિચરે છે, તે અમૂર્ચ્છાભાવે, દૃઢ થઈને, સર્વ તૃષ્ણાને ઓળખીને (વર્તે છે), તે વિશુદ્ધિમાર્ગમા વળેલા મહામુનિ છે તેઓ બધા પ્રકારે આસક્તિને તજીને વિચારે છે કે આ મારુ નથી, હું આ પ્રમાણે એકલો છું. આ બાબતમા યત્નાવંત અને આતૃષ્ણાથી વિરામ પામેલો, દ્રવ્યથી ને ભાવથી બધા પ્રકારે મુણ્ડ થયેલો છે. તે અલ્પ વસ્ત્રોને ધારણ કરનારો, ગુરુકુળવાસમા વસનારો મિતાહાર દ્વારા સંયમ પાલન કરે છે.

मूलम्–से आकुट्ठे वा हए वा लुंचिए वा पलियं पकत्थ अदुवा पकत्थ अतहेहिं सद्दफासेहिं इय संखाए एगयरे अन्नयरे अभिन्नाय तितिक्खमाणे परिव्वए जे य हिरी जे य अहिरिमाणा। चिच्चा सव्वं विसुत्तियं फासे समियदंसणे एए भो णगिणा वुत्ता जे लोगंसि अणागमण-धम्मिणो ॥सू. २१९॥

અર્થ:-કોઈ મનુષ્ય (મુનિને) નિંદે, માર મારે, કેશ ખેંચે, જૂના નિંદિત કાર્યો સંભળાવીને અથવા તો જૂદા પ્રકારના આક્ષેપો ઉચ્ચારીને મુનિને અયોગ્ય એવા શબ્દો સંભળાવે કે દુઃખાનુભવ કરાવે, એવા કેટલાક અનુકૂળ અને કેટલાક પ્રતિકૂળ તે પરિષહોને સમજીને સહન કરતો થકો મુનિ સંયમમાં સ્થિર રહે. કેટલાક પરિષહો લજ્જા ઉપજાવે એવા હોય છે, જ્યારે કેટલાક લજ્જા ઉપજાવતા નથી (તે બધાને તે સહન કરે). સર્વ ઉન્માર્ગને તજીને મ્યગ્ દર્શનવંત મુનિ પરિષહોને સહન કરે. અહો, એમને ખરેખર નગ્ન નિર્ગંથો કહ્યા છે, જે વિશ્વમાં ફરીથી ન જન્મવાનો સ્વભાવ ઉત્પન્ન કરે છે.

मूलम्-आणाए मामगं धम्मं एस उत्तरवाए इह माणवाणं वियाहिए, इत्थोवरए तं झोसमाणे आयाणिज्जं परिन्नाय परियाएण विगिंचइ, इह मेगेसिं एगचरिया होइ तत्थियरा इयरेहिं कुलेहिं सुध्धेसणाए सव्वेसणाए से मेहावी परिव्वए सुब्भिं अदुवा दुब्भिं अदुवा तत्थ भेरवा पाणा पाणे किलेसंति ते फासे पुट्ठो धीरे अहियासिज्जासि त्ति वेमि ॥सू. २१०॥

અર્થ:-આજ્ઞાપાલનમાં મારો ધર્મ સમાયેલો છે, એમ ઉત્તરવાદ અથવા તો ઉપદેશ-વારસો અહીં મનુષ્યોને ભગવંતે સમજાવ્યો છે. આ સંયમમાર્ગમા તલ્લીન થયેલો તે કર્મોને ક્ષીણ કરતો તે આશ્રવોનુ સ્વરૂપ જાણીને સંન્યાસધર્મ દ્વારા તે કર્મોને ખપાવે છે. આ બાબતમાં કેટલાક મુનિઓને એકલવિહારીપણુ વિહિત હોય છે. અને ત્યાં બીજાઓ ભિન્ન ભિન્ન કુળોમાંથી શુધ્ધ એષણાના નિયમોથી, સર્વ એષણાના નિયમોથી બુદ્ધિમાન પુરુષો આહાર લઈને સંયમ પાળે છે. તે આહાર મનોજ્ઞ ગંધવાળો હોય, કે અણગમની ગંધવાળો હોય (તેને તે સહન કરે.) અથવા તો (એકાંત અરણ્યવાસમાં) ભયંકર પ્રાણીઓ પ્રાણને ક્લેશ આપે તેવા અનુભવોથી સ્પર્શાય ત્યારે ધીર પુરુષ તેને સમભાવે સહન કરે, એમ હું કહું છું.

ઈતિ બીજો ઉદ્દેશક પૂરો

ધૂત નામના છઠ્ઠા અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક

આગળના ઉદ્દેશકના ઉપદેશમાં જે વિશુદ્ધિનો માર્ગ બતાવ્યો તેનું જે સાધન જે બાહ્ય પરિગ્રહ ત્યાગ, તેની મહત્તા આ ઉદ્દેશકમા વર્ણવી છે. ઉપકરણની અલ્પતા અને તપ વિષે પ્રીતિ, એ બે વાતો પંડિતપણાનો સાર છે, એવુ પ્રતિપાદન આ ઉદ્દેશક કરે છે. જેમ જેમ જંજાળ ઘટે, તેમ તેમ પરિગ્રહને અલ્પ કરવામા ધર્મોપકરણોને ઓછા કરવામાં મુનિએ લાઘવનો વિચાર કરીને યથાયોગ્ય કરવું, એમાં ભગવંતની આજ્ઞા છે, એવું અહીં જણાવ્યું છે.

मूलम्-एयं खु मुणी आयाणं सया सुयक्खायधम्मे विहूयकप्पे निज्झोसइत्ता, जे अचेले परिवुसिए तस्स णं भिक्खुस्स नो एवं भवइ-परिजुण्णे मे, वत्थे, वत्थं जाइस्सामि, सुत्तं जाइस्सामि, सूई जाइस्सामि, संधिस्सामि सीविस्सामि उक्कसिस्सामि वुक्कसिस्सामि

परिछिस्सामि पडणिस्सामि। अदुवा तत्थ परिक्कमंतं भुज्जो अचेलं तणफासो फुसंति, सीयफासा फुसंति, तेउफासा फुसंति दंसमसगफासा फुसंति, एगयरे अन्नयरे विरूवरूवे फासे अहियासेइ, अचेले लाघवं आगममाणे, तवे से अभिसमन्नागए भवइ ॥ सू. २३१ ॥

અર્થ:-ખરેખર, મુનિ સારી રીતે ધર્મનું આખ્યાન કરનારો, નિર્મળ સંયમનો વિધિ પાળનારો, આ પૂર્વ કર્મના દળને ક્ષીણ કરીને જે અચેલપણુ સ્વીકારીને વસે છે, તે મુનિને ખરેખર આ પ્રકારે (સંકલ્પ-વિકલ્પ) થતાં નથી. "મારૂં વસ્ત્ર ખૂબ જૂનુ થઇ ગયું છે, હું વસ્ત્રની યાચના કરીશ, દોરાની યાચના કરીશ, સોઈની યાચના કરીશ, વસ્ત્રને સાંધી લઈશ, સીવી લઇશ, મોટું કરીશ, ટૂંકું કરીશ, વસ્ત્રને પહેરી લઇશ, કે વસ્ત્ર દ્વારા શરીરને ઢાંકીશ." અથવા તો તે કલ્પમા પરાક્રમ કરતા અચેલ પુરુષને વારંવાર તૃણના સ્પર્શો થાય છે, ઠંડીના સ્પર્શો થાય છે. અગ્નિથી ઉત્પન્ન ગરમીના સ્પર્શો થાય છે, ડાસના સ્પર્શો અને મચ્છરના સ્પર્શો થાય છે, એક પ્રકારના, અન્ય પ્રકારના અને વિવિધ પ્રકારના સ્પર્શો તે સહન કરે છે. તે અચેલ પુરુષ લાઘવને (હળવાપણાને) પ્રાપ્ત થાય છે તો તેને તપશ્ચર્યાનો લાભ થાય છે.

मूलम्-जहेयं भगवया पवेइयं तमेव अभिसमिच्चा सव्वओ सव्वत्ताए सम्मत्तमेव समभिजाणिज्जा, एवं तेसिं महावीराणं चिरराय पुव्वाइं वासाणि रीयमाणाणं दवियाणं पास अहियासिय ॥ सू. २३२ ॥

અર્થ:-જે પ્રકારે આ (અલ્પ પરિગ્રહીપણું) ભગવંતે દર્શાવ્યું છે, તેને જ સંપૂર્ણપણે સર્વભાવે સ્વીકારીને સમ્યગ ભાવથી તેને જાણીને સંયમમા વિચરવું ઘટે હે શિષ્ય તું તે મહાવીર પુરુષો, સુયોગ્ય પુરુષો લાંબા વખત સુધી, અનેક પૂર્વ વર્ષો સુધી વિચર્યા, તેમનુ સંયમનું સહન કરવાપણું જો (અને સંયમમાર્ગમાં તું ઉદ્યમવંત થા.)

मूलम्-आगयपन्नाणाणं किसा बाहवो भवंति पयणुए य मंससोणिए विस्सेणिं कट्टु परिन्नाय एस तिण्णे मुत्ते विरए वियाहिए त्ति बेमि ॥ सू. २३३ ॥

અર્થ:-જ્ઞાનસંપન્ન મુનિઓની ભુજાઓ પાતળી હોય છે, અને તેમના માંસ અને લોહી અલ્પ હોય છે. સામાન્ય લૌકિક પ્રવાહથી ઉલ્ટા એવા સયમના પ્રવાહમાં વર્તીને જગતનું સ્વરૂપ જાણીને તે મુનિ તરી ગયો છે, મુક્ત થયો છે, કર્મથી અટકી ગયો છે, એમ ભગવતે દર્શાવ્યું છે, એમ હું કહું છું.

मूलम्-विरयं भिक्खुं रीयन्तं चिरराओसियं अरई तत्थ किं विधारए? संधेमाणे समुट्ठिए, जहा से दीवे असंदीणे। एवं से धम्मे आरियपदेसिए, ते अणवकंखमाणा पाणे अणइवाएमाणा दइया मेहाविणो पंडिया, एवं तेसिं भगवओ अणुट्ठाणे जहा से दियापोए एवं ते सिस्सा दिआ य राओ य अणुपुव्वेण वाइय त्ति बेमि ॥ सू. २३४ ॥

અર્થ-કર્મથી વિરત થયેલ અને જીવન પર્યંત બ્રહ્મચર્યવાસ સ્વીકારનાર મુનિને તે સંયમ-વાસમાં અરતિ શું કરી શકે છે? ઉત્કૃષ્ટ પરિણામની ધારાનું અનુસંધાન કરતો ઉદ્યનવંત તે મુનિ જે પ્રકારે ઉપદ્રવ રહિત ટાપુના જેવો (યાત્રાળુઓને વિસામો આપનાર) બને બને છે. આ એ પ્રમાણે તે ભગવંતનો દર્શાવેલો (વિશુદ્ધિનો) ધર્મ છે. તે મુનિઓ પ્રાણોની લાલચ રાખ્યા વિના બીજા જીવોને બચાવતાં દયાયુકત અને બુદ્ધિમાન પંડિતો હોય છે. તેમને ભગવંતના અનુષ્ઠાનો (એ પ્રકારે શીખવવામાં આવ્યા હોય છે) જે પ્રકારે તે પક્ષીનાં બચ્ચાંને રક્ષણપૂર્વક પોષવામાં આવે છે, એ જ પ્રકારે આચાર્ય તે શિષ્યોને દિવસે ને રાત્રે અનુક્રમે શિક્ષિત બનાવે છે (અને ધર્મમાં સ્થિર કરે છે), એમ હું કહું છું

ઇતિ બીજો ઉદ્દેશક પૂરો

ધૂત નામના છઠ્ઠા અધ્યયનનો ચોથો ઉદ્દેશક

વિશુદ્ધિનો માર્ગ દર્શાવતાં આ અધ્યયનમા ગુરુની આજ્ઞામા વર્તવું, પરિષહ ઉપસર્ગો સહન કરવા, ગ્રહસ્થાશ્રમનો પરાક્રમપૂર્વક ત્યાગ કરવો અને નિર્ગ્રંથ માર્ગના મહા શૂરવીર પુરુષો સ્મરણમા રાખીને સંયમનું ઉત્સાહપૂર્વક રૂડીરીતે પાલન કરવું અને ખાસ કરીને તો પંખીનાં બચ્ચાંની જેમ સંભાળ રાખનાર ગુરુ મહારાજનો ઉપકાર કદીએ વિસરવો નહિ, એ બાબતો જણાવી. આ ચોથા ઉદ્દેશકમાં મિથ્યાભિમાનનો ત્યાગ કરવો એ બાબત ખાસ મહત્ત્વની છે, એમ જણાવ્યું છે. ખોટા અભિમાનનો ત્યાગ ન કરે તે ગુરુની કે ભગવંતની આજ્ઞા શી રીતે આરાધી શકે ?

સામાન્ય સાધકને પણ અધ્યાત્મ માર્ગમાં ત્રણ વિઘ્નો મુખ્ય હોય છેઃ ૧. દુનિયાના પદાર્થો વિષે રુચિ ૨ તત્ત્વજ્ઞાનમાં બુદ્ધિતેજ ન રહેવાથી સમ્યગ્ નિર્ણયનો અભાવ, અને ૩ પોતે બહુ ચતુર છે, એવું ભ્રાંતિવાળું અભિમાન. આ ત્રીજુ વિઘ્ન એ બંને વિઘ્નોને નોતરનારૂ છે.

**મૂલમ્-एवं ते सिस्सा दिया य राओ य अणुपुव्वेण वाइया तेहिं महावीरेहिं पन्नाणमन्तेहिं तेसिमन्तिए पन्नाणमुवलब्भ हिच्चा उवसमं फारुसियं समाइयंति, वसित्ता वंभचेरंसि आणं तं नो त्ति मन्नमाणा ॥ सू. २३५ ॥**

અર્થઃ-(અભિમાની શિષ્યો ગુરુના વિરોધી કઈ રીતે થાય છે તે દર્શાવે છે) આ પ્રમાણે દિવસે અને રાત્રે અનુક્રમે તે પ્રજ્ઞાવંત મહાવીર પુરુષો એ અનુક્રમે ભણાવેલા એવા તે શિષ્યો તેમની પાસેથી પરમ શ્રુત પામીને, ઉપશમને તજીને (ગુરુપ્રત્યે) કઠોરતા ધારણ કરે છે. બ્રહ્મચર્યવાસમાં વસી તેઓ તે [ગુરુવચન] આજ્ઞા નથી એમ માનતા (ઉન્માર્ગે જાય છે)

मूलम्-आघायं तु सुच्चा निसम्म, समणुन्ना जीविस्सामो एगे निक्खमते असंभवंता विडज्झमाणा कामेहिं गिद्धा अज्झोववन्ना। समाहिमाघायमजोसयंता सत्थारमेव फरुसं वयंति । सीलवंता उवसंता संखाए रीयमाणा असीला अणुवयमाणस्स बिइया मंदस्स बालया ॥ सू १३६ ॥

અર્થ:-હવે સમજાયેલા જિનવચનને સાંભળીને [તેઓ વિચારે છે કે] અમે લોકપ્રિય થઇને જીવીશું. કેટલક સંયમ ગ્રહણ કરીને તેની અંદર સારી રીતે વર્તતા નથી, કામના વિષયોથી દાઝતા અશુદ્ધિ પામેલા મોહમાં મૂર્છિત થયેલા તેઓ જિનભાષિત સમાધિને પામતા નથી અને ઉપદેશકને જ કઠોર વચનો કહે છે. જેઓ શીલવાન, ઉપશાંત, અને પ્રજ્ઞાથી સંયમ પાલન કરનારને કુશીલ છે એમ કહે છે, તે મંદ પુરુષની બીજી અજ્ઞાનતા છે.

मूलम्-नियट्टमाणा वेगे आयारगोयरमाइक्खंति नाणब्भट्ठा दंसणलूसिणो, नममाणा वेगे जीवियं विप्परिणामंति, पुट्ठा वेगे नियट्टंति जीवियस्सेव कारणा, निक्खंतंपि तेसिं दुन्निक्खंतं भवइ, बालवयणिज्जा हु ते नरा, पुणो पुणो जाइं पकप्पिंति अहे संभवंता विद्दायमाणा अहमंसीति विउक्कसे उदासीणे फरुसं वयंति, पलियं पकथे अदुवा पकथे अतहेहिं, तं वा मेहावी जाणिज्जा धम्मं ॥ सू १३७ ॥

અર્થ-અથવા તો કેટલાક સંયમનો માર્ગ મૂકી દઈને સાધુના આચાર અને ગોચરનો ઉપદેશ આપે છે, તેઓ જ્ઞાનભ્રષ્ટ છે, શ્રદ્ધાને નષ્ટ કરનારા છે અથવા કેટલાક ગુરુને નમસ્કાર કરતા હોય છતાં, સંયમી જીવનને દૂષિત કરે છે અથવા તો કેટલાક પરિષહોનો સ્પર્શ થાય ત્યારે પાછા ફરી જાય છે, તે માત્ર અસંયમી જીવનને પોષવા માટે હોય છે. આવા પુરુષોનો સંયમપર્યાય પણ દુષ્ટ સંયમપર્યાય બને છે તે પુરુષો ખરેખર સાધારણ માણસો દ્વારા પણ નિંદવા યોગ્ય બને છે, અને વારંવાર નવો જન્મ ધારણ કરે છે, નીચી યોનિમા જન્મે છે. અભિમાન કરતા, હું છું, એમ પોતાની પ્રશંસા કરે છે, અને ભોગોથી ઉદાસીન પુરુષોને કઠોર વચનો કહે છે, અથવા તેમનું પૂર્વચરિત કહીને નિંદે છે, અથવા તો અસત્ય આક્ષેપો મૂકીને તેમને નિંદે છે. તેથી કરીને બુદ્ધિમાન પુરુષે ધર્મને સારી રીતે જાણી લેવો જોઈએ.

मूलम्-अहम्मट्ठी तुमंसि नाम बाले आरंभट्ठी अणुवयमाणे हण पाणे, घायमाणे हणओ यावि समणुजाणमाणे घोरे धम्मे, उदीरिए उवेहइ णं अणाणाए एस विसन्ने वियद्दे वियाहिए त्ति वेमि ॥ सू २१८ ॥

અર્થ:-(હે અવિનયી અસંયમી) અધર્મને ઈચ્છનાર એવો તું ખરેખર અપરિપકવ છે તું આરંભને ઇચ્છે છે, અથવા તો પ્રાણોને હણો, પ્રાણઘાત કરો, એવો ઉપદેશ આપે છે અથવા તો હણનારને તું અનુમતિ આપે છે, અને ભગવાને સમજાવેલો ઉત્કૃષ્ટ ધર્મ તેને જાણવા છતાં તું બેદરકારી સેવે છે. ખરેખર, આ સંયમપતિત અને જીવોનો હિંસક આજ્ઞાથી બહાર ગણાવેલો છે, એમ હું કહુ છું.

मूलम्–किमणेण भो ! जणेण करिस्सामित्ति मन्नमाणे एवं एगे वइत्ता मायरं पियरं हिच्चा नायओ य परिग्गहं वीरायमाणा समुट्ठाए अविहिंसा सुव्वया दंता पस्स दीणे उप्पइए पडिवयमाणे वसट्टा कायरा जणा लूसगा भवंति, अहमेगेसिं सिलोए पावए भवइ से समणो भवित्ता विब्भंते पासहेगे समन्नागएहिं सह असमन्नागए नममाणेहिं अनममाणे विरएहिं अविरए दविएहिं अदविए अभिसमिच्चा पंडिए मेहावी निट्ठियट्ठे वीरे आगमेणं सया पडिक्कमिज्जासि त्ति वेमि ॥ सू. २३९ ॥

અર્થ :–હે શિષ્યો, "આ માણસો (સ્વજન) દ્વારા મને શું કલ્યાણ પ્રાપ્તિ થઈ શકે ?" એમ વિચારીને એવી માન્યતા વડે એ પ્રમાણે જાણીને કેટલાક પુરુષો માતાપિતાને, જ્ઞાતિજનોને અને મિલકતને તજીને વીર પુરુષોનુ આચરણ સ્વીકારતા, તત્પર થઈને, હિંસારહિત સારી રીતે વ્રતશીલ અને ઇંદ્રિયોને દમનારા થાય છે. પછીથી હે શિષ્ય, તું જો કે તે જ પુરુષ (દુષ્ટના સહવાસથી અથવા કર્મોદયથી) દીન બની જાય છે, માર્ગભ્રષ્ટ થાય છે અને પતિત થાય છે. આવા કામવશ બનીને પીડા પામેલા. કાયર પુરુષો વ્રતોને ભુંસી નાખનારા બને છે. હવે કેટલાક વ્રત ભાંગનારની કીર્તિ અપકીર્તિ રૂપ હોય છે. તે શ્રમણ થઈને પછી ભ્રાંતિમાં રહેલો છે, ભ્રાંતિમા પડેલો છે. (આ પ્રમાણે) હે શિષ્યો, તમે જુઓ કે કેટલાક પુરુષો સંયમ આરાધકોની સાથે વિરોધક થઈને રહે છે, આચાર્યોને નમનારાઓની સાથે નમ્યા વગરના થઈને રહે છે, દોષોથી વિરમેલાઓની સાથે અવિરત થઈને રહે છે અને યોગ્ય પુરુષોની સાથે તે અયોગ્ય બનીને રહે છે. માટે હે શિષ્ય, તમારે પંડિત, બુદ્ધિમાન અને મોક્ષાર્થી વીર પુરુષોનો સમાગમ પામીને હમેશાં શાસ્ત્ર પ્રમાણે પરાક્રમ કરવું જોઈએ, એમ હું કહું છું.

ઇતિ ચોથો ઉદ્દેશક પૂરો

ધૂત નામના છઠ્ઠા અધ્યયનનો પાંચમો ઉદ્દેશક

આગળના ઉદ્દેશકમાં વિશુદ્ધિ માટે સંતોની સેવના અને અહંકારનો ત્યાગ બતાવ્યો છે. આ ઉદ્દેશકમાં નિર્વાણના સ્વરૂપને કેવી રીતે ચિત્તમાં ધારવું એ બતાવવા માટે મૃદુપણું, લઘુપણું અર્થાત્ નિષ્પરિગ્રહીપણું તેમજ આગમ મર્યાદા પર દૃઢ રહેવાથી મોક્ષ થાય, એમ જણાવ્યું છે. પ્રસિદ્ધ એવા કંચન ને કામિનીને ત્યાગીને સંયમરત અને આત્મરત બનવા માટે પૂર્વકાળમા લુખા દેખાતા સંયમથી ગભરાઈ ન જવું, એવો ઉપદેશ કરીને સામો કાંઠો હવે દૂર નથી એવો સાધકને અહિં ભગવંત ભરોસો આપે છે.

मूलम्–से गिहेसु वा गिहंतरेसु वा, गामेसु वा गामंतरेसु वा नगरेसु वा नगरंतरेसु वा, जणवएसु वा जणवयंतरेसु वा, गामनयरंतरे वा गामजणवयंतरे वा नगरजणवयंतरे वा संतेगइया जणा लूसगा भवंति अदुवा फासा फुसंति ते फासे पुट्ठे वीरो अहियासए ॥ सू. २४० ॥

અર્થ–તે મુનિ, ઘરોની પાસે હોય કે ઘરોની અંદર હોય, ગામોની અંદર હોય કે ગામોની પાસે હોય, નગરોની અંદર હોય કે નગરોની પાસે હોય, જનપદોમા હોય કે જનપદની પાસે હોય, ગામ કે નગરની પાસે હોય કે ગામ અને જનપદની વચ્ચે હોય, અથવા નગર અને

જનપદની વચ્ચે હોય, ત્યારે કેટલાક માણસો સંયમનો ઘાત કરાવે તેવા ઉપસર્ગ કરનારા હોય છે, અથવા તો તેને પરિષહોનો અનુભવ થાય છે, તે અનુભવોથી સ્પર્શાઈને વીર પુરુષે તેને સહન કરી લેવા જોઈએ.

મૂલમ્-ओए समियदंसणे, दय लोगस्स जाणित्ता पाईणं, पडीणं, दाहिणं, उदीणं आइक्खे, विभए किट्टे वेयवी। से उट्ठिएसु वा, अणुट्ठिएसु वा, सुस्सूसमाणेसु पवेयए संतिं विरइं उवसमं, निव्वाणं सोयं अज्जवियं मद्दवियं लाघवियं अणइवत्तिय। सव्वेसिं पाणाणं, सव्वेसिं भूयाणं, सव्वेसिं सत्ताणं, सव्वेसिं जीवाणं अणुवीइ भिक्खू धम्ममाइक्खिज्जा । सू. २४ ॥

અર્થ.-તે સમ્યગ્ દૃષ્ટિ તેજસ્વી મુનિએ વિશ્વ પ્રત્યે દયા અનુભવીને પૂર્વ દિશામાં, પશ્ચિમ દિશામાં, દક્ષિણ દિશામાં કે ઉત્તર દિશામા દૃષ્ટિઓનો વિભાગ પાડીને ધર્મ કહે અને પ્રાચીન સિદ્ધાંત જાણનાર મુનિ ધર્મને સમજાવે, તે સંયમ લેવો. તત્પર માણસોને, કે તત્પર ન થયેલાઓને કે માત્ર સેવા કરનારાઓને શાતા, વિરતિ ઉપશમ, નિર્વાણ, મનશુદ્ધિ, સરલત,। મૃદુતા, અને અપરિગ્રહપણાને દુભવ્યા વિના ધર્મનો ઉપદેશ કરે. સર્વ પ્રાણીઓનો સર્વ ભૂતોનો, સર્વ જીવોનો, અને સર્વ સત્વોનો વિચાર કરીને મુનિ ધર્મનું વિવેચન કરે.

મૂલમ્-अणुवीइ भिक्खू धम्ममाइक्खमाणे नो अत्ताणं आसाइज्जा, नो परं आसाइज्जा नो अन्नाइं पाणाइं भूयाइं जीवाइं सत्ताइं आसाइज्जा से आणासायए अणासायमाणे वज्झमाणाणं पाणाणं भूयाणं जीवाणं सत्ताणं जहा से दीवे असंदीणे एवं से भवइ सरणं महामुणी ॥ सू. २४२ ॥

અર્થ:-સર્વ બાબતોનો વિચાર કરીને, ધર્મોપદેશ કરનારો તે મુનિ ન તો પોતાના આત્માની આશાતના કરે, ન તો અન્યની આશાતના કરે, ન તો અન્ય જીવો, પ્રાણો, ભૂતો, અને સત્ત્વોની આશાતના, કરે. તે આશાતના ન કરનાર, આશાતનાની પ્રવૃતિમાં ન પડનારા, વધ પામનારા પ્રાણીઓ એકેન્દ્રિયાદિ, ત્રશકાય, સંજ્ઞીજીવો, અને પંચેંદ્રિયજીવોને માટે જે પ્રમાણે તે જલના ઉપદ્રવ રહિત બેટ શરણ રૂપ હોય છે, તેમ શરણ રૂપ થાય છે, તેને મહામુનિ કહેવાય છે.

મૂલમ્-एवं से उट्ठिए ठियप्पा अणिहे अचले चले अबहिल्लेसे परिव्वए। संखाय पेसलं धम्मं दिट्ठिमं परिनिव्वुडे। तम्हा संगं ति पासह गंथेहिं गढिआ नरा विसन्ना कामक्कंता तम्हा लुहाओ नो परिवित्तसिज्जा, जस्सिमे आरंभा सव्वओ सव्वप्पयाए सुपरिन्नाया भवंति जेसिमे लूसिणो नो परिवित्तसंति, से वंता कोहं च माणं च मायं च लोभं च एस तुट्टे वियाहिए त्ति बेमि ।। सू. २४३ ॥

અર્થ:-આ પ્રકારે તે ઉદ્યમવંત મુનિ સ્થિર સ્વભાવનો, રાગદ્વેષ રહિત, વ્રતોમાં દૃઢ, ગામેગામ ફરનારો, બહિરભાવ તજીને સંયમમા મગ્ન રહે છે, દૃષ્ટિવાળો મુનિ ધર્મને સુંદર જાણીને પાપોથી નિવૃત થાય છે. તેથી તમે આસકિતનું સ્વરૂપ જુઓ પરિગ્રહોમા ગુંથાયેલા પુરુષો કામોથી ઘેરાઇને દુઃખ પામે છે. તેથી સંયમમાર્ગમાં ગભરાવું ન જોઇએ: જે મુનિને આ આરંભો સંપૂર્ણ

રીતે સર્વ વિગતથી સમજાયેલા હોય છે, જેને આ ધર્મભ્રંશ કરનારા પુરુષો ડરાવી શકતા નથી. તે ક્રોધને, માનને, માયાને અને લોભને વમનાર હોય છે. તેને કર્મબંધથી મુક્ત તરીકે શાસ્ત્રોમાં દર્શાવેલો છે, એમ હું કહું છું.

**મૂલમ્-कायस्स वियाघाए एस संगामसीसे, से हु पारंगमे मुणी, अविहम्ममाणे फलगावयट्ठी कालोवणीए कंखिज्ज कालं जाव सरीरभेउ त्ति वेमि ॥ सू. २२४ ॥**

અર્થઃ-કાયાના વિનાશનો ભય જીતવો એને ખરેખર સંગ્રામનો અગ્રભાગ કહે છે. તે પરગામી મુનિ છે, કે જ્યા સુધી શરીર પડે નહિ ત્યાં સુધી કષ્ટોથી ન ડરીને પાટિયાની જેમ ક્ષીણ થતાં પણ કાલ આવે ત્યારે કાલનું સ્વાગત કરે છે, એમ હું કહું છું.

ઇતિ છઠ્ઠો ઉદ્દેશક પૂરો

મહાપરિજ્ઞા નામનુ સાતમું અધ્યયન વિચ્છિન્ન છે. એમ કહેવાય છે કે શ્રીમદ્ દેવર્દ્ધિગણીએ અનેક ચમત્કારિક વિદ્યાઓ સામાન્ય હાથમાં જશે તો હાનિ થશે એમ વિચારીને આ અધ્યયન દૈ ડી દીધેલું છે.

તે ગમેતેમ હો, આપણને આખુંય અધ્યયન મળ્યું નથી એ ત્રુટી ચલાવીને શાસ્ત્રનો અભ્યાસ શ્રદ્ધા અને એકાગ્રતાપૂર્વક કરીને આપણે એ ખામીનો ગેરલાભ બને તેટલો ઓછો થાય એ રીતે વર્તવું જોઈએ.

વિમોક્ષ નામના આઠમાં અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક

વિમોક્ષ એટલે કર્મબંધોથી છૂટવું. મુખ્યત્વે લોભના ત્યાગને પણ મુકિત તરીકે ઓળખાય છે. કર્મના દલિકો જીવની સાથે આશ્રવ પામીને બંધાઈ જાય તેને બંધ કહે છે, અને પ્રવૃત્તિઓનો સંવર થતાં તપશ્ચર્યાના કારણે કર્મો જીવથી છુટા પડી જાય છે તેને નિર્જરા કહે છે. એ નિર્જરા જ્યારે સંપૂર્ણ થાય છે, ત્યારે મોક્ષરૂપી ફળ જીવને પ્રાપ્ત થાય છે, આથી સ્વાભાવિક રીતે લોભનો ત્યાગ, કુસંગનો ત્યાગ, ખોટા વિવાદોનો ત્યાગ, ઉંધી પ્રજ્ઞામાં મૂઢ બુદ્ધિનો ત્યાગ, તેમજ મતિમાન બ્રાહ્મણ મહાવીરે કહેલ ધર્મ પરની નિષ્ઠા દૃઢ કરવાનો ઉપદેશ, આ પહેલા ઉદ્દેશકમા મોક્ષના અંગ તરીકે આપે છે.

**મૂલમ્-से वेमि समणुन्नस्स वा असमणुन्नस्स वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा वत्थं वा पडिग्गहं वा कम्बलं वा पायपुंछणं वा नो पादिज्जा नो निमंतिज्जा नो कुज्जा वेयावडियं परं आढायमाणे त्ति वेमि ॥ सू. २२५ ॥**

અર્થઃ-હું તે કહું છું, કે ભગવંત નામતથી વિપરીત એવા સુંદર વેશવાળા કે અસુંદર વેશવાળા સંન્યાસીને મુનિએ ભોજન કે પાણી, મુખવાસ કે સુખડી, વસ્ત્ર કે પાત્ર, કંબલ કે પુંજણી, (અથવા બીજી સામગ્રી, આપવી નહિ, લેવાને આમંત્રણ આપવુ નહિ, તેમજ આદર કરીને તેની સેવા વગેરે કરવી નહિ, એમ હું કહું છું.

मूलम्-धुवं चेयं जाणिज्जा असणं वा जाव पायपुंछणं वा लभिया नो लभिया, भुञ्जिया नो भुञ्जिया, पंथं विउत्ता, विउक्कम्म विभत्तं धम्मं जोसेमाणे समेमाणे चलेमाणे पइज्जा वा निमंतिज्जा वा कुज्जा वेयावडियं परं अणाढायमाणे त्ति बेमि ॥ सू. २४६ ॥

અર્થ.-આ વસ્તુ નક્કી જાણી લેવી જોઇએ ભોજનથી માંડીને પાયપૂંજણી સુધીના પદાર્થો મેળવ્યા હોય ત્યારે, કે ન મેળવ્યા હોય ત્યારે, ઉપયોગમાં લીધા હોય ત્યારે, કે ઉપયોગમાં ન લીધા હોય ત્યારે, જો અન્ય ધર્મને સેવનાર મનુષ્ય, માર્ગ બદલાવીને આવે કે સાથે ચાલતો હોય, કે સામે આવતો હોય અને આ વસ્તુઓ આપે, એને માટે આમંત્રણ આપે અથવા સેવા વગેરે કરે તો મુનિ તેને આદર આપે નહિ, એમ હું કહું છું

मूलम्-इहमेगेसिं आयारगोयरे नो सुनिसंते भवति ते इह आरंभट्ठी अणुवयमाणा "हण पाणे", घायमाणा, हणओ यावि समणुजाणमाणा अदुवा अदिन्नमाययंति अदुवा वायाउ विउज्जंति तं जहा-अत्थि लोए नत्थि लोए, धुवे लोए, अधुवे लोए, साइए लोए, अणाइए लोए, सपज्जवसिए लोए, अपज्जवसिए लोए, सुकडेत्ति वा दुकडेत्ति वा कल्लाणेत्ति वा पावेत्ति वा साहुत्ति वा असाहुत्ति वा, सिद्धित्ति वा असिद्धित्ति वा, निरएत्ति वा अनिरएत्ति वा ॥ सू. २४७ ॥

અર્થ:-આ મનુષ્યલોકમાં કેટલાક પુરુષોને આચાર ને ગોચરનુ સારી રીતે જાણપણું હોતું નથી. તેઓ અહિ એટલે સંયમમાં પણ આરંભને ઇચ્છનારા, પ્રાણને હણો એમ કહેનારા, પોતે પ્રાણઘાત કરનારા, અથવા તો ઘાતકને અનુમતિ આપનારા હોય છે. કાં તો તેઓ ન દીધેલી વસ્તુઓ ગ્રહણ કરે છે, અથવા તો ભિન્ન ભિન્ન પ્રકારની વાણી પ્રયોજે છે, આ લોક છે આ લોક નથી, લોક નિત્ય છે, લોક અનિત્ય છે, લોકને આદિ છે, લોક અનાદિનો છે, લોકને અંત છે, લોકને અંત નથી, આ સારુ કામ છે, આ બુરું કામ છે, આ કલ્યાણમય છે, આ પાપમય છે, આ ભલું છે અને આ બુરું છે જીવને સિદ્ધિ થાય છે, જીવને સિદ્ધિ હોતી નથી, અથવા તો નર્ક છે, અને નર્ક છે નહિ (આવા વિવિધ અભિપ્રાયો અજાણ મનુષ્યો એકાંત સિદ્ધાંતના નિરૂપણ વખતે આપે છે).

मूलम्-जमिणं विप्पडिवन्ना मामगं धम्मं पन्नवेमाणा इत्थवि जाणह अकस्मात् एवं तेसिं नो सुयक्खाए धम्मे नो सुपन्नते धम्मे भवइ। से जहेयं भगवया पवेइयं आसुपन्नेण जाणया पासया अदुवा गुत्ती वओगोयरस्स त्ति बेमि ॥ सू. २४८ ॥

અર્થ:-વિધવિધ મતભેદવાળા જે આ મારા ધર્મને (ભૂલેચુકે) પણ નિરૂપે છે ત્યાં પણ તમારે સમજવું કે એ અકસ્માત છે (વિચારશૂન્ય રીતે છે) એ પ્રમાણે તેમનો ધર્મ સારી રીતે જણાવેલો નથી કે સારી રીતે સમજાવેલો પણ નથી. તે જ પ્રમાણે આ તીક્ષ્ણ પ્રજ્ઞાવાળા અને દર્શન-જ્ઞાનને ધારણ કરનારા ભગવંતે જણાવ્યું છે, તે પ્રમાણે હું કહું છું અથવા તો વાણીના વિષયની આ ગુપ્તિ નિરૂપી છે, એમ હું કહું છું.

મૂલમ્-સવ્વત્થ સમ્મયં પાવં, તમેવ ઉવાઇક્કમ્મ એસ મહં વિવેગે વિયાહિએ, ગામે વા અદુવા રણ્ણે, નેવ ગામે, નેવ રણ્ણે ધમ્મમાયાણહ પવેઇયં માહાણેણ મઇમયા, જામા તિન્નિ ઉદાહિયા જેસુ ઇમે આયરિયા સંબુજ્ઝમાણા સમુટ્ઠિયા, જે ણિવ્વુયા પાવેહિં કમ્મેહિં અણિયાણા તે વિયાહિયા ॥ સૂ. ૨૪૯ ॥

અર્થઃ-સર્વત્ર પરવાદીઓએ પાપકર્મ સ્વીકાર્યું છે. તેને ઓળંગી જઈને આ મારો વિવેક સમજાવવામાં આવ્યો છે. ગામમાં હો અથવા અરણ્યમા હો અથવા ગામમાં પણ ન હો, અને અરણ્યમાં પણ ન હો આમ મતિમાન બ્રાહ્મણ મહાવીરે જે જણાવ્યું છે તેને ધર્મ સમજો. ત્રણ યામો અથવા મહાવ્રતો ભગવતે કહ્યા છે, જેમાં મગ્ન રહી આ આચાર્યો બોધ પામીને ઉદ્યમવંત થયેલા છે, તેઓને નિદાન રહિત પુરુષો તરીકે સમજાવ્યા છે.

ટિપ્પણીઃ-અહીં ત્રણ યામ જણાવ્યા તેનુ કારણ પ્રાચીન કાળમાં અપરિગ્રહ મહાવ્રતમા અસ્તેય અને બ્રહ્મચર્ય સમાઇ જતાં હતાં. આમ અહિંસા, સત્ય અને અપરિગ્રહ એ રીતે ત્રણ મહાવ્રતો ગણવાનો અત્યંત પ્રાચીન રિવાજ અહીં આ સૂત્રમા દેખાય છે

મૂલમ્-ઉડ્ઢં અહં તિરિયં દિસાસુ સવ્વઓ સવ્વાવંતિ ચ ણં પાડિયક્કં જીવેહિ કમ્મસમારંભે ણં તં પરિન્નાય મેહાવી નેવ સયં એએહિં કાએહિં દંડં સમારંભિજ્જા નેવન્ને એએહિં દંડં સમારંભાવિજ્જા, નેવન્ને એએહિં કાએહિં દંડં સમારંભંતે વિ સમણુજાણેજ્જા, જેવઽન્ને એએહિં કાએહિં દંડં સમારંભંતિ તેસિં પિ વયં લજ્જામો, તં પરિન્નાય મહાવી તં વા દંડં અન્નં વા દંડં નો દંડભી દંડં સમારંભિજ્જાસિ ત્તિ બેમિ । સૂ ૨૫૦ ॥

અર્થ -ઉર્ધ્વ દિશામાં, અધો દિશામાં તિરછી દિશામાં, એમ બધી બાજુએ, બધી દિશામાં, પ્રત્યેક સ્થાને જીવો સંબંધે કર્મ બંધક સમારંભ ખરેખર છે, તે જાણીને પ્રાજ્ઞપુરુષે ન તો આ છ કાય સંબંધે દંડનો પ્રયોગ કરવો, ન તો આ છ કાય સંબંધે દંડનો પ્રયોગ અન્ય પાસે કરાવવો, ન તો અન્ય કોઇ દંડનો સમારંભ કરે તેને અનુમતિ આપવી જે ખરેખર દંડનો પ્રયોગ કરે છે તેવા ભિક્ષુઓથી પણ અમે લજ્જા પામીએ છીએ, તે જાણીને દંડથી ડરનાર બુદ્ધિમાન તે દંડને કે અન્ય દંડને પ્રયોજે નહિ, એમ હું કહું છું.

ઇતિ પ્રથમ ઉદ્દેશક પૂરો

## વિમોક્ષ નામના આઠમાં અધ્યયનનો બીજો ઉદ્દેશક

વિમોક્ષ અર્થાત્ ફંદમાંથી છૂટવું. તેના સાધનો આ ઉદ્દેશકમાં વર્ણવાય છે, ગૃહસ્થ મુનિને ઉદ્દેશીને આરંભ કરીને સામગ્રી મુનિને આપે તો મુનિએ લેવી નહિ. અથવા મુનિ પર આક્રમણ કરે તો પણ અરક્ષા ભયથી ધર્મમાથી ચલિત થવુ નહિ, તેમજ ગૃહસ્થની કે મિથ્યાત્વી શ્રમણની સેવાસુશ્રુષા તેણે કરવી નહિ, અને ધર્મમા અવિચળ રહેવું. એવો ઉપદેશ આ બીજા ઉદ્દેશકમાં આપવામા આવ્યો છે.

मूलम्-से भिक्खू परिक्कमिज्ज वा चिट्ठिज्ज वा, निसीइज्ज वा तुयट्टिज्ज वा सुसाणंसि वा सुन्नागारंसि वा गिरिगुहंसि वा रुक्खमूलंसि वा हुरत्था वा कहिंचि विहरमाणं तं भिक्खुं उवसंकमित्तु गाहावई बूया-आउसंतो समणा ! अहं खलु तव अट्ठाए असणं वा पाणं वा खाइमं वा साइमं वा वत्थं वा पडिग्गहं वा कंबलं वा पायपुञ्छणं वा पाणाइं भूयाइं जीवाइं सत्ताइं समारब्भ समुद्दिस्स कीयं पामिच्चं अच्छिज्जं अणिसट्ठं अभिहडं आहट्टु चेएमि आवसहं वा समुस्सिणोमि से भुंजह वसह, आउसंतो समणा ? भिक्खू तं गाहावइं समणसं सवयसं पडियाइक्खे आउसंतो ! गाहावई नो खलु ते वयणं आढामि नो खलु ते वयणं पडिजाणामि, जो तुमं मम अट्ठाए असणं वा ४ वत्थं वा ४ पाणाइं वा ४ समारब्भ समुद्दिस्स कीयं पामिच्चं अच्छिज्जं अणिसट्ठं अभिहडं आहट्टु चेएसि आवसहं वा समुस्सिणासि, से विरओ आउसो गाहावई ! एयस्स अकरणयाए ॥ सू. २५१ ॥

અર્થઃ- તે ભિક્ષુ ફરતાં હોય, અથવા ઊભા હોય અથવા બેઠા હોય, કે સૂતા હોય, સ્મશાનમાં, શૂન્ય મકાનમાં, પર્વતની ગુફામાં વૃક્ષના મૂળમાં, કે બીજે કોઈ સ્થાને વિચરતાં હોય ત્યારે તેમની પાસે આવીને કોઈ ગૃહસ્થ કહે, "હે આયુષ્યમાન શ્રમણ, મેં ખરેખર તમારે માટે અન્ન કે પાણી, સુખડી કે મુખવાસ, વસ્ત્ર કે પાત્ર, કંબલ કે પાયપુંછણ પ્રાણીઓ, ભૂતો સત્વો કે જીવોને હણીને તમને ઉદ્દેશીને ખરીદીને, ઉધાર લઈને, નબળા પાસેથી આંચકી લઈને અથવા સહિયારી માલિકીની વસ્તુઓ લાવીને, આપણી સામે લાવીને આપને આપું છું, અથવા તો મકાન ચણાવું છું, તેને આપ ભોગવો હે આયુષ્યમાન શ્રમણ, એમા તમે વસો ત્યારે ભિક્ષુ તે પરિપકવ અને ભકિતવાળા ગૃહસ્થને જવાબ આપે કે [અથવા તો મનભંગ થયા વિના સુંદર વચનોથી ભિક્ષુ તેને જવાબ આપે કે] હે આયુષ્યમાન ગૃહસ્થ, હું તમારા વચનને ખરેખર આદર આપી શકતો નથી. ખરેખર હું તમારા વચનને પાળી શકતો નથી, કારણ કે તમે મારા માટે ભોજન વગેરે, વસ્ત્ર વગેરે પ્રાણો વગેરેને હણીને, મને ઉદ્દેશીને, ખરીદીને, ઉધાર લઈને, આંચકીને, સહિયારી માલિકી હોય ત્યાં અનુમતિ ન લઇને, મારી સામે લાવીને, તમે આપો છો અથવા તો ઘર બંધાવો છો, તે બાબતમાં હું વિરામ પામ્યો છું હે આયુષ્યમાન ગૃહસ્થ, તે ન કરવા માટે હું સંયમી થયેલો છું.

मूलम्-से भिक्खू परिक्कमिज्ज वा जाव हुरत्था वा कहिंचि विहरमाणं तं भिक्खुं उवसंकमित्तु गाहावई आयगयाए पेहाए असणं वा ४ वत्थं वा ४ जाव आहट्टु चेएइ आवसहं वा समुस्सिणाइ भिक्खू परिघासेउं, तं च भिक्खू जाणिज्जा सहसम्मइयाए परवागरेणं अन्नेसिं वा सुच्चा अयं खलु गाहावई मम अट्ठाए असणं वा ४ वत्थं वा ४ जाव आवसहं वा समुस्सिणाइ तं च भिक्खू पडिलेहाए आगमित्ता आणविज्जा अणासेवणाए त्ति बेमि ॥ सू. २५२ ॥

અર્થ-તે ભિક્ષુ સ્મશાન-રાજમાર્ગાદિમાં ફરતાં હોય, અથવા અન્યત્ર કોઈપણ જગાએ વસતાં હોય, તેમની પાસે આવીને ગૃહસ્થ પોતાની જ મેળે, પોતાની જ વિચારણાથી અન્ન-પાણી વગેરે

અથવા વસ્ત્ર–પાત્ર વગેરે, ત્યાંથી માંડીને એટલે સુધી કે લઈ આવીને સામે આવે, અથવા મકાન બંધાવે, તે ભિક્ષુના ઉપયોગને માટે તે આમ કરે અને જો ભિક્ષુ પોતાની બુદ્ધિથી અથવા બીજાના કહેવાથી, અથવા બીજાની પાસેથી સાંભળીને, જાણી લે કે ખરેખર આ ગૃહસ્થ મારે માટે અન્ન–પાણી વગેરે વસ્ત્ર–પાત્ર વગેરે કે ઘર તૈયાર કરે છે, તો તે ભિક્ષુએ વિચાર કરીને એમ જાણી આ વસ્તુનો ઉપયોગ હું નહિ કરૂં, એમ ગૃહસ્થને જણાવી દેવું, એમ હું કહું છુ

મૂલમ્-भिक्खुं च खलु पुट्ठा वा अपुट्ठा वा जे इमे आहच्च गंथा वा फुसंति से हंता हणह, खणह, छिंदह, दहह, पयह आलुंपह विलुंपह, सहसाकारेह विप्परामुसह ते फासे धीरे पुट्ठो अहियासए, अदुवा आयार गोयर–माइक्खे तक्किया णं अणेलिसं अदुवा वइगुत्तीए गोयरस्स अणुपुव्वेण सम्म पडिलेहए आयत्तगुत्ते बुद्धेर्हि एयं पवेइयं ॥सू. २५३॥

અર્થ:-ભિક્ષુને ખરેખર પૂછીને કે પૂછયા વિના જ, જે આ ગૃહસ્થો ધનનો ખર્ચ કરીને ઉપરોકત પદાર્થોનો પ્રસંગ પાડે છે અને ભિક્ષુ ન સ્વીકારે તો (સાધુના આચારના અજાણ એવા તેઓ) ભિક્ષુને આપણે મારીશું, એને મારો, એને પ્રહાર કરો, એને ઈજા કરો, એને છેદો, બાળો, સંતાપ આપો, (પચાવો) એની પાસેથી આંચકી લ્યો, એનું સર્વસ્વ હરી લ્યો, એના પર એકાએક આક્રમણ કરો, તેને વિધવિધ પ્રકારે પીડા આપો, તેવા ઉપસર્ગો ધીર અથવા સમર્થ મુનિ આવી પડે ત્યારે સહન કરી લે અથવા (સામી વ્યક્તિ સમજી શકશે એમ લાગે તો) ચિંતન કરીને સાધુના અજોડ આચાર અને તેની વ્યવસ્થા તેને સમજાવે. અથવા તો અનુક્રમે વચન ગુપ્તિથી નિયમોની વિગત તેને સમજાવે. (અથવા તો) યોગ્ય રીતે વિચાર કરીને આત્મગુપ્ત અથવા મૌન રહે જાગૃત પુરુષોએ આ જણાવ્યું છે.

મૂલમ્- से समणुन्ने असमणुन्नस्स असणं वा जाव नो पाइज्जा नो निमंतिज्जा, नो कुज्जा वेयावडियं परं आढायमाणे त्ति बेमि। धम्ममायाणह पवेइयं माहणेणं मइमया समणुन्ने समणुन्नस्स असणं वा जाव कुज्जा वेयावडियं परं आढायमाणे त्ति बेमि ॥ सू. २५४ ॥

અર્થ:-તે આચારવંત ભિક્ષુ, શિથિલાચારી અથવા પરદર્શનીને અન્ન, પાણી વગેરે આપે નહિ, આપવાને નિમંત્રે નહિ, અથવા તેમનો આદર કરીને સેવા ચાકરી કરે નહિ, એમ હું કહું છું.

મતિમાન બ્રાહ્મણ મહાવીરે સમજાવેલો ધર્મ તમે જાણી લ્યો, કે આચારવંત મુનિએ બીજા આચારવંત મુનિને આહાર–પાણી આપવા જોઈએ અને આદર કરીને તેમની સેવા ચાકરી કરવી જોઈએ, એમ હું કહું છું.

ઇતિ બીજો ઉદ્દેશક પૂરો

## વિમોક્ષ નામના આઠમાં અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક

આ ઉદ્દેશકમા વિવેકયુકત સમદષ્ટિનો ભાવ સમજાવવા સૂત્રકાર જુદા જુદા સાધનો દર્શાવે છે. આ પરિષહ સહન કર્યા પછી જાગૃત પુરુષોનો સમાગમ, અથવા જાતિ સ્મરણાદિ

પોતાનું જ્ઞાન, અથવા કોઈ નિમિત્તને કારણે થતા તીવ્રબોધ ભિક્ષુને જાગૃતિને માટે અત્યંત ઉપયોગી છે, તેમ જણાવે છે. ઉપસર્ગની બાબતમાં કોઈ કઠોર વચનો કહે, તો પણ તેને મધુર વચનોથી સમજાવવું, અને ધર્મબોધ કરવો એવો મુનિનો વહેવાર અહીં દર્શાવ્યો છે.

मूलम्–मज्झिमेणं वयसा वि एगे संबुज्झमाणा समुट्ठिया सुच्चा मेहावी वयणं पंडियाणं निसामिया, समियाए धम्मे आरिएहिं पवेइए ते अणवकंखमाणा अणइवाएमाणा अपरिग्गहेमाणा नो परिग्गहावंती सव्वावंति च णं लोगंसि निहाय दंडं पाणेहिं पावं कम्मं अकुव्वमाणे एस महं अगंथे वियाहिए, ओए जुइमस्स खेयन्ने उववायं चवणं च नच्चा ॥ सू. १९५ ॥

અર્થ.–કેટલાક બુદ્ધિમાન પુરુષો મધ્યમ વયમાં પણ ધર્મ સાંભળીને કે પંડિતોની પાસેથી અવધારીને સમ્યગ્ પ્રજ્ઞા વડે ઉદ્યમવંત થઈને આર્ય અર્થાત્ પૂજ્ય પુરુષોએ જણાવેલો ધર્મ બરાબર સમજનારા થાય છે. તેઓ અસંયમી જીવનની ઈચ્છા કરતા નથી, પ્રાણીહિંસા કરતા નથી, પરિગ્રહ ધારણ કરતા નથી, અને અપરિગ્રહી રહે છે, તે સર્વ લોકમાં પ્રાણીઓ પ્રત્યે દંડ તજી દઈને, પાપ કર્મ કરતા નથી, (આવા પુરુષો) રાગદ્વેષ રહિત મોક્ષના સ્વરૂપને જાણનાર તેમજ જન્મ–મરણની વિપત્તિ જાણીને, (પાપકર્મ કરતા નથી) તે મહાન નિર્ગ્રંથ છે એમ સમજાવેલું છે.

मूलम्–आहारोवचया देहा परीसह पभंगुरा, पासह एगे सव्विंदिएहिं परिगिलायमाणेहिं, ओए दयं दयइ, जे संनिहाण सत्थस्स खेयन्ने से भिक्खु कालन्ने, बालन्ने, मायन्ने, खणन्ने, विणयन्ने, समयन्ने परिग्गहं अममायमाणे कालेणुट्ठाइ अपडिन्ने दुहओ छित्ता नियाइ ॥ सू. १९६ ॥

અર્થ:–આ શરીરો આહારથી વૃદ્ધિ પામનારાં છે, અને પરિષહોથી ક્ષીણ થનારાં છે. કેટલાક લોકોને તમે બધી ઇંદ્રિયોના વિષયોમાં કાયર બનીને (સંયમમાંથી કરમાઈ જતા જુઓ) તેનાથી વિપરીત રાગદ્વેષ રહિત પુરુષ દયારૂપ સંયમનું પાલન કરે છે. જે સન્નિધાન કહેતા આવરણના શાસ્ત્રનો જાણકાર છે, તે ભિક્ષુ કાલનો જાણનાર છે, બલનો જાણનાર છે, માત્રાનો જાણનાર છે, યોગ્ય ક્ષણનો જાણનાર છે, વિનયનો જાણનાર છે, અને સિદ્ધાંતનો જાણનાર છે. પરિગ્રહ પર મમતા દૂર કરીને યોગ્ય સમયે અનુષ્ઠાનો કરીને નિદાનરહિત રાગ અને દ્વેષ બન્નેને છેદીને તે મોક્ષ પામે છે.

मूलम्–तं भिक्खुं सीयफास–परिवेवमाणगायं उवसंकमित्ता गाहावई बूया–आउसंतो! समणा! नो खलु ते गामधम्मा उव्वहंति? आउसंतो गाहावई! नो खलु मम गामधम्मा उव्वाहंति सीयफासं च नो खलु अहं संचाएमि अहियासित्तए, नो खलु मे कप्पइ अगणिकायं उज्जालित्तए वा, पज्जालित्तए वा, कायं आयवित्तए वा पयावित्तए वा अन्नेसिं वा वयणाओ, सिया स एवं वयंतस्स परो अगणिकायं उज्जालित्ता पज्जालित्ता, कायं आयाविज्ज पयाविज्ज वा तं च भिक्खू पडिलेहाए आगमित्ता आणविज्जा अणासेवणाए त्ति बेमि ॥ सू. १९७ ॥

અર્થ -તે મુનિ જ્યારે શરીરમાં ઠંડીનો અનુભવ કરતા હોય ત્યારે, તેની પાસે આવીને કોઈ ગૃહસ્થ કહે કે હે આયુષ્યમાન શ્રમણ! શું તમને ઇંદ્રિયસમૂહના ધર્મો (વિષયના વિકારો) તો સંતાપતા નથીને? (ત્યારે ભિક્ષુ જવાબ આપે) કે આયુષ્યમાન ગૃહસ્થ, મને ખરેખર વિષયના વિકારો સંતાપતા નથી. ખરેખર હું ઠંડીની વેદના સહન કરવાને માટે સમર્થ નથી. તેથી મારૂ શરીર કંપે છે) ખરેખર મને અગ્નિકાય પેટાવીને કે સળગતો રાખીને કાયાની આ તાપના-પ્રતાપના કરવી કલ્પતી નથી. બીજાના વચનથી પણ એમને કલ્પતું નથી કદાચને આમ બોલનાર ભિક્ષુની કાયાને તે બીજો ગૃહસ્થ અગ્નિકાયને પેટાવીને, સળગતો રાખીને આતાપના યુક્ત કરે કે પ્રતાપના યુક્ત કરે તેનો વિચાર કરીને, તેનો ભાવ જાણીને આનુ સેવન હુ નહિ કરૂ, એમ ભિક્ષુ જણાવી દે, એમ હુ કહું છું.

ઇતિ ત્રીજો ઉદ્દેશક પૂરો

## વિમોક્ષ નામના આઠમાં અધ્યયનનો ચોથો ઉદ્દેશક

આગળના ત્રીજા ઉદ્દેશકમાં મુનિએ મનની સમતા રાખવી અને કુદરતના શીત-ઉષ્ણ વગેરે અનુભવોને સહન કરવા એવી તિતીક્ષા બતાવી. ઉપરાંત એક મોટી વાત કરી કે આ દેહ આહારથી વૃદ્ધિ પામનાર છે, અને પરિષહથી ક્ષીણ થનાર છે, તે જોઇને તેના પર મૂર્ચ્છા પામ્યા વિના તેને સમભાવનુ સાધન બનાવી દેવું આમ સંયમ અને દ્દઢ સંકલ્પ દર્શાવ્યા પછી હવે એ જ દ્દઢ સંકલ્પની વાત આગળ વધારીને ભિક્ષુ પોતાના ધર્મ કરતાં પણ વધારે મર્યાદા પાળવા માગતો હોય તો તેમાં વિવકપૂર્વક હળવાપણું કરે ત્યાં ભગવંતની અનુમતિ છે, એવું પ્રતિપાદન આ ઉદ્દેશકમાં છે.

मूलम् जे भिक्खु तिहिं वत्थेहिं परिवुसिए पायचउत्थेहिं, तस्स णं णो एवं भवइ-चउत्थं वत्थं जाइस्सामि, से अहेसणिज्जाइं वत्थाइं जाइज्जा, अहापरिग्गहियाइं वत्थाइं धारिज्जा, नो धोइज्जा नो धोयरत्ताइं वत्थाइं धारिज्जा अपलिओवमाणे गामंतरेसु ओमचेलिए, एयं खु वत्थधारिस्स सामग्गियं ॥ सू. २५८ ॥

અર્થ જે ભિક્ષુ ત્રણ વસ્ત્રોથી અને ચોથા પાત્રવડે સયમનું પાલન કરે છે, તેને આવો સંકલ્પ થતો નથી "હું ચોથા વસ્ત્રની યાચના કરીશ." તે ભિક્ષુ હવે એષણીય વસ્ત્રોની યાચના કરે, અને યોગ્ય રીતે લીધેલા વસ્ત્રોને ધારણ કરે તે વસ્ત્રોને (રગવા નિમિત્તે) ધૂએ નહિ, ધોઇને રંગેલા વસ્ત્રો ધારણ કરે નહિ, વળી વસ્ત્રોને [મોહપૂર્વક] સંતાડી રાખે નહિ. એક ગામથી બીજે ગામ જનારો તે મુનિ ઓછી કિંમતવાળા જીર્ણ મલિન વસ્ત્રો ધારણ કરીને રહે. આ ખરેખર વસ્ત્રધારીની સામગ્રી દર્શાવી છે.

मूलम्-अह पुण एवं जाणिज्जा-उवाइक्कंते खलु हेमंते गिम्हे पडिवन्ने अहापरिजुन्नाइं वत्थाइं परिट्ठविज्जा, अदुवा संतरुत्तरे अदुवा ओमचेले अदुवा एगसाडे अदुवा अचेले लाघवीय आगममाणे तवे से अभिसमन्नागए भवइ, जमेयं भगवया पवेइयं तमेव अभिसमिच्चा सव्वओ सव्वत्ताए सम्मत्तमेव समभि जाणिज्जा ॥ सू. २५९ ॥

અર્થ :–હવે જ્યારે એ ભિક્ષુ એમ જાણે કે ખરેખર હેમંત ઋતુ પસાર થઈ ગઇ છે અને ગ્રીષ્મ ઋતુ શરૂ થઈ ગઈ છે, ત્યારે પૂર્વે જૂનાં થયેલાં વસ્ત્રોને એ પરઠી દે, અથવા તો અંતર વસ્ત્ર અને ઉત્તર વસ્ત્ર એમ બે વસ્ત્ર ધારણ કરે, અથવા તો મૂલ્યમા કે માપમા નાનું એવું વસ્ત્ર ધારણ કરે, અથવા એક વસ્ત્ર ધારણ કરે, અથવા અચેલ બને. (માત્ર લજ્જા વસ્ત્ર ધારણ કરે જેમ હળવાપણાની પ્રાપ્તિ થાય તેમ વરતે તો તેને તપની પ્રાપ્તિ થાય છે જે પ્રમાણે આ ભગવંતે કહેલું છે તેને જ બરાબર સમજીને સર્વ પ્રકારથી સંપૂર્ણ રીતે સમભાવને ઓળખી લેવો ઘટે.

मूलम्–जस्स णं भिक्खुस्स एवं भवइ–पुट्ठो खलु अहमंसि नालमहमंसि सीयफासं अहियासित्तए से वसुमं सव्वसमन्नागयपन्नाणेणं अप्पाणेणं केइ अकरणयाए आउट्टे तवस्सिणो हु तं सेयं जमेगे विहमाइए तत्थावि तस्स कालपरियाए सेऽवी तत्थ वि अंतिकारए, इच्चेयं विमोहायतणं हियं सुहं खमं निस्सेसं आणुगामियं त्ति बेमि ॥ सू. २६० ॥

અર્થ:-જે ભિક્ષુને ખરેખર એમ વિચાર થાય કે હું ખરેખર શીતના સ્પર્શથી કષ્ટ પામુ છું, અને ઠંડીનું દુખ સહન કરવા હું સમર્થ નથી, ત્યારે તે સંયમધન પુરુષ સમસ્ત જ્ઞાનબુદ્ધિથી વિચારીને અકાર્ય ન કરતા વ્યવસ્થિત રહે, અને કદાચિત દેહ પડી જાય તો ખરેખર તેઓ તપસ્વી છે, અને એ દેહનું પડવું શ્રેયસ્કર છે. જે કેટલાક ભિક્ષુઓ (મહાપાપમાં પડતાં બચવાને માટે) જે કેટલાક તપસ્વીઓ વૈખાનશ મરણનો (પડીને મરવું. ફાસી ખાવી, જલ સમાધ લેવી, વિષભક્ષણ કરવું આદિ મિથ્યા દૃષ્ટિના મરણોનો) આશ્રય લે તો ત્યાં પણ તેને યોગ્ય સમયે મરણતુલ્ય સમજવું. તેવા સમયે તો તેમને સંસારનો અંત કરનાર છે, આ પ્રમાણે વિમોહનું એટલે મોહ ક્ષયનું સાધન એ મરણ હિતકારી, સુખકારી, સામર્થ્ય આપનારૂં, કલ્યાણકારી, અને પરલોકહિતકારી છે, એમ હું કહું છું.

ઇતિ ચોથો ઉદ્દેશક પૂરો

## વિમોક્ષ નામના આઠમાં અધ્યયનનો પાંચમો ઉદ્દેશક

ધર્મોપકરણ વસ્ત્ર–પાત્રાદિ તેની પણ વિશેષ મર્યાદાનું કથન આગળના ઉદ્દેશકમાં થયું. કેટલીક પ્રતિજ્ઞાના પાલન માટે બાલમરણ સ્વીકારવું પડે તો તેને પણ નિર્મોહી મુનિને માટે પંડિતમરણ તુલ્ય છે, એમ જણાવ્યું. આ બન્ને વાતોને આ ઉદ્દેશકમા આગળ વધારીને કહેવામાં આવે છે.

मूलम्–जे भिक्खू दोहिं वत्थेहिं परिवुसिए पायतइएहिं तस्स णं नो एवं भवइ तइयं वत्थं जाइस्सामि, से अहेसणिज्जाइं वत्थाइं जाइज्जा जाव एवं खु तस्स भिक्खुस्स सामग्गियं–अह पुण एवं जाणिज्जा–उवाइक्कंते खलु हेमंते, गिम्हे पडिवण्णे, अहापरिजुन्नाइं वत्थाइं परिट्ठविज्जा, अहापरिजुन्नाइं परिट्ठवित्ता अदुव संतरुत्तरे अदुवा ओमचेले अदुवा एगसाडे, अदुवा अचेले लाघवियं आगममाणे तवे से अभिसमन्नागए भवइ, जमेयं भगवया पवेइयं तमेव अभिसमिच्चा सव्वओ सव्वत्ताए सम्मत्तमेव समभिजाणिया ॥ सू. २६१ ॥

અર્થ :-જે ભિક્ષુ બે વસ્ત્રો અને ત્રીજું પાત્ર રાખીને સંયમમાં પ્રવૃત્ત છે તેને આવો વિચાર આવતો નથી: 'હું ત્રીજું વસ્ત્ર યાચીશ." હવે વિધિપૂર્વક લેવા યોગ્ય વસ્ત્રો તેણે યાચવા જોઈએ. ત્યાંથી માંડીને એટલે સુધી કે આ પ્રમાણે ખરેખર તે ભિક્ષુની સામગ્રી છે. હવે જ્યારે તે ભિક્ષુ એમ જાણે કે હેમંત ઋતુ પસાર થઈ ગઈ છે, અને ગ્રીષ્મ ઋતુ શરૂ થઇ ગઇ છે, ત્યારે પૂર્વે જૂના થયેલાં વસ્ત્રોને તે પરઠી દે, જૂનાં વસ્ત્રોને પરઠીને તે અંતર વસ્ત્ર અને ઉસર વસ્ત્રો ધારે અથવા તો ટૂંકા વસ્ત્રો ધારે, અથવા તો એક જ વસ્ત્ર ધારે, અથવા તો વસ્ત્ર રાખે જ નહિ આમ હળવાપણું પામનાર તેને તપની પ્રાપ્તિ થાય છે. જે આ ભગવંતે કહ્યું છે, એને જ બરાબર સમજીને બધી રીતે સંપૂર્ણપણે સમતાનો ભાવ ઓળખીને (તેણે વર્તવુ જોઇએ.)

मूलम्-जस्स णं भिक्खुस्स एव भवइ-पुट्ठो अबलो अहमंसि नालमहमंसि गिहंतर-संकमणं भिक्खायरियं गमणाए, से एवं वयंतस्स परो अभिहडं असणं वा ४ आहट्टु दलइज्जा, से पुव्वामेव आलोइज्जा-आउसंतो ! गाहावइ ! नो खलु मे कप्पइ अभिहडं असणं वा भुत्तए वा पायए वा अन्ने वा एयप्पगारे ॥ सू. २६२ ॥

અર્થ.-જે મુનિને ખરેખર એમ થાય છે કે હું રોગથી સ્પર્શાયેલો નિર્બળ છું, અને એક ઘરમાંથી બીજા ઘરમાં ભિક્ષાચર્યા માટે જવાને હું સમર્થ નથી. તે આ પ્રમાણે બોલતો હોય ત્યારે બીજો કોઈ ગૃહસ્થ સામે લાવેલું અન્ન ને પાણી વગેરે લાવીને તેમ આપે ત્યારપહેલાં જ તેને કહી દે કે હે આયુષ્યમાન ગૃહસ્થ, મને ખરેખર સામે લાવેલું અન્ન-પાણી વગેરે ખાવાનું કે પીવાનું કલ્પતું નથી અથવા આ પ્રકારની અન્ય વસ્તુ મને કલ્પે નહિ.

मूलम्-जस्स णं भिक्खुस्स अयं पगप्पे अहं च खलु पडिन्नत्तो अपडिन्नत्तेहिं गिलाणो अगिलाणेहिं अभिकंख साहम्मिएहिं कीरमाण वेयावडियं साइज्जिस्सामि, अहं वावि खलु अपडिन्नत्तो पडिन्नत्तस्स अगिलाणो गिलाणस्स अभिकंख साहम्मियस्स कुज्जा वेयावडियं करणाए आहट्टु परिन्नं अणुक्खिस्सामि आहडं च साइज्जिस्सामि १ आहट्टु परिन्नं आणक्खिस्सामि आहडं च नो साइज्जिस्सामि, २. आहट्टु परिन्नं नो आणक्खिस्सामि आहडं च साइज्जिस्सामि ३ आहट्टु परिन्नं नो आणक्खिस्सामि आहडं च नो साइज्जिस्सामि ४. एवं से अहाकिट्टियमेव धम्मं समभिजाणमाणे संते विरए, सुसमाहियलेसे तत्थावी तस्स कालपरियाए, से तत्थावि विअन्तिकारए, इच्चेयं विमोहायतणं हियं सुहं खमं निस्सेसं आणुगामियं त्ति बेमि ॥ सू. २६३ ॥

અર્થ -જે સાધુને આવા પ્રકારનો આચાર હોય, કે હું ખરેખર કોઈને કંઇ કહું નહિ ત્યારે તેઓ મને કહે, અને હું જ્યારે રોગી હોઉં ત્યારે મારા નિરોગી સાધર્મિકો (મુનિઓ) જો કર્મ ક્ષય ઈચ્છીને મારી સેવાચાકરી કરે, તો હું એ સ્વીકારીશ, અને હું પણ ખરેખર એઓ મને કહે નહિ ત્યારે કહીને નીરોગી હોઈશ ત્યારે રોગી એવા સાધર્મિકની કર્મ ક્ષયની ઇચ્છાથી હું સેવા ચાકરી કરૂં તો મને એ કલ્પે. પ્રતિજ્ઞા લઇને હું અન્યને માટે આહાર લાવીશ, અને લાવેલો આહાર વાપરીશ. ૧. અથવા પ્રતિજ્ઞા લઇને હું અન્ય માટે આહારની ગવેષણા કરીશ. પરંતુ બીજાનો લાવેલો આહાર વાપરીશ નહિ ૨. અથવા પ્રતિજ્ઞા લઈ ને હું

અન્ય માટે આહાર ગવેષણા કરીશ નહિ પણ તેનું લાવેલું વાપરીશ. ૩. અથવા પ્રતિજ્ઞા લઈને ન તો હું આહાર ગવેષણા કરીશ કે ન તો હું અન્યના લાવેલા આહાર આદિ વાપરીશ. ૪.

આ પ્રમાણે જે પ્રમાણે સ્વીકાર્યો હોય તેવા ધર્મને આરાધતા આરાધતાં તે મુનિ શાંત ભાવે, વૈરાગ્ય ભાવે, સારી રીતે સમાધિયુકત લેશ્યાએ સહિત મરણ પામે તો ત્યાં પણ તેને કાળ પ્રાપ્ત મરણ જેવું સમજવું. તેને ત્યાં પણ તે સંસારનો અંત કરનાર છે, એટલે એ મોહક્ષયનુ સ્થ ન છે, હિતકારી છે, સુખરૂપ છે, સામર્થ્ય વધારનારૂં છે, કલ્યાણ રૂપ છે અને પરલોકમાં સહાયક છે, એમ હું કહું છુ.

ઇતિ પાંચમો ઉદ્દેશક પૂરો

## વિમોક્ષ નામના આઠમાં અધ્યયનનો છઠ્ઠો ઉદ્દેશક

શરીર એ મોક્ષમાર્ગનું સાધન છે, છતાંયે એ શરીરને વહન કરવું પણ અશકય બને અને ધર્મનું પાલન કરવામાં એ સહાયભૂત ન બને ત્યારે એ શરીરનો હર્ષપૂર્વક ત્યાગ કરવા માટે સાધક તૈયાર રહે છે આવી મૃત્યુને જીતવાની ભાવના અહીં અનશન વ્રતમાં દર્શાવવામાં આવી છે.

મૂલમ્-जे भिक्खू एगेण वत्थेण परिवुसिए पायबिइएण, तस्स णं नो एवं भवइ बिइयं वत्थं जाइस्सामि, से अहेसणिज्जं वत्थं जाइज्जा, अहापरिग्गहियं वत्थं धारिज्जा, जाव गिम्हे पडिवन्ने अहापरिजुन्नं वत्थं परिट्ठविज्जा अदुवा एगसाडे, अदुवा अचेले लाघवियं आगममाणे जाव सम्मत्तमेव समभिजाणिया। जस्स णं भिक्खुस्स एवं भवइ-एगे अहमंसि, न मे अत्थि कोइ, न याहमवि कस्स वि, एवं से एगागिणमेव अप्पाणं समभिजाणिज्जा, लाघवियं आगममाणे तवे से अभिसमन्नागए भवइ जाव समभिजाणिया ॥ सू. २६४ ॥

અર્થ:-જે ભિક્ષુએ એક વસ્ત્ર અને બીજું પાત્ર રાખવાની મર્યાદા કરી છે, તેને આવો વિચાર આવતો નથી: "હું બીજા વસ્ત્રની યાચના કરીશ." તે વિધિપૂર્વક લેવા યોગ્ય વસ્ત્રની યાચના કરે, અને યોગ્ય રીતે સ્વીકારેલું વસ્ત્ર ધારણ કરે. ત્યાંથી માંડીને એટલે સુધી કે ગ્રીષ્મ ઋતુ શરૂ થાય ત્યારે, પૂર્વે જૂના થયેલા વસ્ત્રોને પ ડી દે. અથવા તો એક વસ્ત્રવાળો તે રહે, અથવા તો અચેલ બની જાય. આમ હળવાપણું પામતો સમતા ભાવને ઓળખીને ધર્મ આચરે.

હવે જે ભિક્ષુને આવો વિચાર આવે છે કે હું એકલો છું. કોઈ પણ મારૂં નથી, હું પણ કોઈનો નથી. આ પ્રમાણે તેણે પોતાના આત્માને એકલો જ જાણી લેવો જોઈએ (સેવાનો વિનિમય બંધ કરવો જોઈએ). આમ હળવાપણું પામતાં તેને તપશ્ચર્યા પ્રાપ્ત થાય છે. ત્યાંથી માડીને એટલે સુધી કે સમતા ભાવને ઓળખીને ધર્મમાં પ્રવૃતિ કરવી જોઈએ.

ટપ્પણી-"जस्स ण भिक्खूस्स" થી શરૂ થતો પાઠ ઘણી પ્રતોમાં દેખાતો નથી, પરંતુ થોડી પ્રતોમાં જોવામાં આવતો હોવાથી તેનો અર્થ અહીં દર્શાવ્યો છે.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा असणं वा ४ आहारेमाणे नो वामाओ हणुयाओ दाहिणं हणुयं संचारिज्जा आसाएमाणे, दाहिणाओ वामं हणुयं नो संचारिज्जा आसाएमाणे, से अणासायमाणे लाघवियं आगममाणे तवे से अभिसमन्नागए भवइ, जमेयं भगवया पवेइयं तमेव अभिसमिच्चा सव्वओ सव्वत्ताए सम्मत्तमेव समभिजाणिया ॥ सू १६५ ॥

અર્થ :–તે ભિક્ષુ કે ભિક્ષુણીએ આહાર વગેરે ખાતાં ખાતા સ્વાદ લેતાં ડાબા જડબામાંથી જે આહારને જમણા જડબામા ફેરવે નહિ, તેમજ જમણા જડબામાંથી સ્વાદ લેતાં ડાબામાં ફેરવે નહિ, તો આ રીતે સ્વાદનો ત્યાગ કરતાં હળવાપણું પામતા તેને તપની પ્રાપ્તિ થાય છે. જે પ્રમાણે આ ભગવંતે જણાવ્યું છે તેને બરાબર સમજીને સર્વ રીતે સંપૂર્ણપણે સમતા ભાવનુ પાલન કરીને ધર્મ આચરવો જોઈએ.

मूलम्-जस्स णं भिक्खुस्स एवं भवइ-से गिलामि च खलु अहं इमंमि समए, इमं सरीरगं अणुपुव्वेण परिवहित्तए, से अणुपुव्वेणं आहारं संवट्टिज्जा, अणुपुव्वेण आहारं संवट्टित्ता कसाए पयणुए किच्चा समाहियच्चे फलगावयट्ठी उट्ठाय भिक्खू अभिनिव्वुडच्चे अणुपविसित्ता गामं वा नगरं वा खेडं वा कव्वडं वा मडंबं वा, पट्टणं वा दोणमुहं वा, आगरं वा, आसमं वा सन्निवेसं वा नेगमं वा रायहाणिं वा तणाइं जाइज्जा, तणाइं जाइत्ता से तमायाए एगंतमवक्कमिज्जा, एगंतमवक्कमित्ता अप्पंडे, अप्पपाणे, अप्पबीए, अप्पहरिए, अप्पोसे, अप्पोदए, अप्पुत्तिंगपणगदगमट्टियमक्कडासंताणए पडिलेहिय २ पमज्जिय २ तणाइं संथरिज्जा, तणाइं संथरित्ता इत्थवि समए इत्तरियं कुज्जा तं सच्चं सच्चवई ओए तिन्ने छिन्नकहंकहे अईयट्ठे अणाईए, चिच्चाण भेउरं कायं संविहूय विरूवरूवे परीसहोवसग्गे अस्सिं विस्संभणयाए भेरवमणुचिन्ने तत्थावि तस्स कालपरियाए जाव आणुगामियं त्ति बेमि ॥ सू. १६६ ॥

અર્થ:–ખરેખર જે ભિક્ષુને આ પ્રમાણે વિચાર આવે છે, કે ખરેખર હું આ સમયે આ શરીરને તેની યાત્રાના અનુક્રમમા ધારણ કરી શકતો નથી, તો તેણે અનુક્રમે આહાર ઘટાડી નાખવો, અનુક્રમે આહાર ઘટાડી નાખીને, કષાયો દુર્બળ કરીને લેશ્યાઓને સમાધિમાં સ્થિર કરીને, ફલકની માફક રહેવાનો કલ્પ સ્વીકારીને ભિક્ષુ જેને શરીરનો ત્યાગ કરવો હોય, તેણે ગામમાં કે નગરમાં, ગામડામાં કે કસબામા, નાના ગામમા કે નગરમાં, બંદર પાસે કે ખાણ પાસે, આશ્રમના સ્થાનમાં કે યાત્રા સ્થાનમાં, વ્યાપારી સ્થળમાં અથવા રાજધાનીમા, પ્રવેશીને તેણે તરણાની યાચના કરવી તરણાની યાચના કરીને તે ભિક્ષુએ તેને લઈ ને એકાંત સ્થળમા પહોચી જવું, ત્યા પહોચીને ઈંડા રહિત, પ્રાણ રહિત, બીજ રહિત, લીલી હરિયાળી રહિત, જળ રહિત અને ઓસ રહિત, તેમજ કીડી–મકોડી રહિત, ફુગ રહિત, ભીની માટી રહિત, તેમજ કરોળિયાના જાળા રહિત સ્થાનને નિરખી નિરખીને પૂંજી પૂંજીને, તરણાઓ ત્યાં બિછાવે અને તરણાં બિછાવીને ઈંગિત મરણ સ્વીકારે.

તે સત્ય રૂપ મરણ માટે, સત્યવાદી, તેજ સ્વરૂપ, તરી ગયેલો, મનની જાળ છેદનારો, નવા બંધનો આરંભ ન કરનારો, અનેક પ્રકારના પરિષહ ઉપસર્ગને અને દેહને

તજીને કર્મને ખંખેરીને આ સર્વજ્ઞ આગમમાં શ્રદ્ધાયુક્ત મનથી ભયંકર આચરણ કરે છે. તેમાં પણ તેને સ્વાભાવિક મરણ આવ્યું એ પ્રમાણે જ ફળ સમજવું. તે તેને માટે પરલોક હિતકારી છે, એમ હું કહું છું

ઈતિ છઠ્ઠો ઉદ્દેશક પૂરો

વિમોક્ષ નામના આઠમાં અધ્યયનનો સાતમો ઉદ્દેશક

આગળના ઉદ્દેશકમાં ઈંગિત મરણ દર્શાવ્યું. હવે ઉચ્ચ શ્રેણીની ભૂમિકાઓ અથવા પ્રતિમાઓનો ઉલ્લેખ કરીને પાદોપગમન નામનો સંથારક આ અધ્યયનમાં નિરૂપવામા આવશે ઈંગિત મરણ કરતાં પાદોપગમન મરણ વધારે ઊંચો ત્યાગ માગે છે.

મૂલસૂ-जे भिक्खू अचेले परिवुसिए तस्स णं भिक्खुस्स एवं भवइ-चाएमि अहं तणफासं अहियासित्तए, सीयफासं अहियासित्तए, तेउफासं अहियासित्तए, दंसमसगफासं अहियासित्तए, एगयरे अन्नयरे विरूवरूवे फासे अहियासित्तए हिरिपडिच्छादणं चऽहं नो संचाएमि अहियासित्तए, एवं से कप्पइ कडिबंधणं धारित्तए। अदुवा तत्थ परक्कमंतं भुज्जो अचेलं तणफासा फुसन्ति, सीयफासा फुसन्ति, तेउफासा फुसन्ति, दंसमसगफासा फुसंति, एगयरे अन्नेयरे विरूवरूवे फासे अहियासेइ, अचेले लाघवियं आगममाणे जाव समभिजाणिया ॥ सू. २६७ ॥

અર્થઃ-જે ભિક્ષુ અચેલ થઈને સંયમ પ્રવૃતિ કરતો હોય, તે ભિક્ષુને જો હવે આમ વિચાર આવે· હું તરણાંનો સ્પર્શો સહન કરવા માટે સમર્થ છું. ટાઢનો અનુભવ સહન કરવાને માટે સમર્થ છું, ગરમીનો અનુભવ સહન કરવાને માટે સમર્થ છું, ડાંસ અને મચ્છરોનો સ્પર્શ સહન કરવાને હું સમર્થ છું આમાથી એક સ્પર્શ કે અન્ય સ્પર્શ કે વિધવિધ સ્પર્શોનો અનુભવ કરવાને હું સમર્થ છું, પરંતુ હું લજ્જા વસ્ત્રનો ત્યાગ સહન કરવાને સમર્થ નથી. (લજ્જાની વૃત્તિને હું જીતી શકતો નથી.) એ પ્રમાણે થાય તો તેને કટિવસ્ત્ર ધારણ કરવું કલ્પે છે (ચોલપટ્ટો ધારણ કરવો કલ્પે છે) અથવા ત્યાં સંયમમાં પરાક્રમ કરતાં વારંવાર તે અચેલને તૃણના સ્પર્શો સ્પર્શે છે, ટાઢના અનુભવો સ્પર્શે છે, ગરમીના અનુભવો સ્પર્શે છે, ડાસ અને મચ્છરના અનુભવો સ્પર્શે છે, તેમાનો એક અથવા બીજો અથવા વિવિધ અનુભવોને તે સહન કરે છે ત્યા અચેલ પુરુષે હળવાપણાનો વિચાર કરીને ત્યાંથી માંડીને એટલે સુધી કે સમભાવને ઓળખીને પ્રવૃત્તિ કરવી જોઈએ.

मूलम्-जस्स णं भिक्खुस्स एवं भवइ-अहं च खलु अन्नेसिं भिक्खूणं असणं वा ४ आहट्टु दलइस्सामि आहडं च साइज्जिस्सामि १। जस्स णं भिक्खुस्स एवं भवइ-अहं च खलु अन्नेसिं भिक्खूणं असणं वा ४ आहट्टु दलइस्सामि आहडं च नो साइस्सामि २। जस्स णं भिक्खुस्स एवं भवइ-अहं च खलु असणं वा ४ आहट्टु नो दलइस्सामि आहडं च साइज्जिस्सामि ३। जस्स णं भिक्खुस्स एवं भवइ-अहं च खलु अन्नेसिं भिक्खूणं असणं वा ४ आहट्टु नो दलइस्सामि आहडं च नो साइज्जिस्सामि ४। अहं च खलु तेण

आइरित्तेण अहेसणिज्जेण अहापरिग्गहिएण असणेण वा ४ अभिकंख साहम्मियस्स कुज्जा वेयावडियं करणाए, अहं वावि तेण अहाइरित्तेण अहेसणिज्जेण अहापरिग्गहिएण असणेण वा पाणेण वा ४ अभिकंख साहम्मिएहिं कीरमाणं वेयावडियं साइज्जिस्सामि लाघवियं आगममाणे जाव सम्मत्तमेव समभिजाणिया ॥ सू. २६८ ॥

અર્થઃ—જે ભિક્ષુને આ પ્રમાણે કલ્પ હોય છે, જુદો જુદો કલ્પ એટલે મર્યાદા હોય છે કે હું ખરેખર બીજા ભિક્ષુઓને અન્ન–પાણી લાવીને આપીશ અને તેમનું લાવેલું હું ઉપયોગમાં લઈશ. ૧

જે ભિક્ષુને આ પ્રમાણે મર્યાદા હોય છે કે હું ખરેખર બીજા ભિક્ષુઓને અન્ન-પાણી-વસ્ત્રાદિ લાવીને આપીશ; પણ તેમનું લાવેલું ઉપયોગમાં લઈશ નહિ. ૨.

વળી જે ભિક્ષુને એવી મર્યાદા હોય છે કે હું અન્ય ભિક્ષુઓને અન્ન, વસ્ત્રાદિ લાવીને આપીશ નહિ, પણ તેમનુ લાવેલું ઉપયોગમા લઈશ. ૩.

વળી જે ભિક્ષુને એવી મર્યાદા હોય છે કે હું ખરેખર અન્ય ભિક્ષુઓને ન તો અન્ન વસ્ત્રાદિ લાવી આપીશ, ન તો તેમના લાવેલનો હું ઉપયોગ કરીશ ૪.

હું તે યોગ્ય રીતે બચેલા, યોગ્ય વિધિથી ગ્રહણ કરેલા અને યોગ્ય રીતે એષણીય તે આહારાદિથી નિર્જરાના હેતુએ મારા સમાન ધર્મી મુનિઓની સેવાચાકરી કરૂં તો તે મારે કરવી કલ્પે, અથવા તો મારા પ્રત્યે પણ તેઓ બચેલા એષણીય વિધિપૂર્વક સ્વીકારેલા અન્ન–વસ્ત્રાદિથી જો નિર્જરા હેતુએ સેવા કરવાનો ભાવ બતાવે તો હું તેનો ઉપયોગ કરીશ. આ પ્રમાણે હળવાપણું વિચારીને સમતા ભાવને ઓળખીને તેણે સંયમમા પ્રવૃત્તિ કરવી.

मूलम्–जस्स णं भिक्खुस्स एवं भवइ–से गिलामि खलु अहं इमंमि समए, इमं सरीरगं अणुपुव्वेण परिवहित्तए, से अणुपुव्वेणं आहारं संवट्टिज्जा, आहारं संवट्टित्ता कसाए पयणुए किच्चा समाहियच्चे फलगावयट्ठी उट्ठाय भिक्खू अभिनिव्वुडच्चे अणुपविसित्ता गामं वा नगरं वा जाव रायहाणिं वा तणाइं जाइज्जा, जाव संथरिज्जा इत्थवि समए कायं च जोगं च ईरियं च पच्चक्खाइज्जा, तं सच्चं सच्चावाई ओए तिन्ने छिन्नकहंकहे आईयट्ठे अणाईए, चिच्चाणं भेउरं कायं संविहूणिय विरूवरूवे परिसहोवसग्गे अस्सिं विस्संभणयाए भेरवमणुचिन्नेतत्थवि तस्स कालपरियाए, से वि तत्थ विअन्तिकारए, इच्चेयं विमोहाययणं हियं सुहं खमं निस्सेसं आणुगामियं त्ति बेमि ॥ सू. २६९ ॥

અર્થઃ—જે ભિક્ષુને એમ વિચાર થાય છે, કે ખરેખરા આ સમયે આ શરીરની અનુક્રમે પરિવહન કરવાને માટે હુ સમર્થ થતો નથી, તે ભિક્ષુએ અનુક્રમે આહારને ઘટાડી દેવો, આહાર ઘટાડીને કષાયોને દુર્બળ બનાવીને લેશ્યાઓમાં સમાધાનવાળો, ફલકની માફક સ્થિતિ કરનારો તે ભિક્ષુ જેની સમતા ભાવવાળી લેશ્યા છે એવો, પ્રવૃત્ત થઈને, ગામ–નગર કે રાજધાની વગેરેમાં પ્રવેશીને તરણાંઓની યાચના કરે, ત્યાંથી માંડીને એટલે સુધી કે જીવરહિત સ્થાનમાં તેને પાથરે. અહીં પણ આ સમયે પણ તેણે કાયાના યોગ અને હાલવા–ચાલવાના

પચ્ચખાણુ લેવા જોઇએ. તે સત્ય એવા પાદોપગમન સંથારાનું અવલંબન કરનાર સત્યવાદી, તેજસ્વી, તરી ગયેલો, સંસાર વિકલ્પોને છેદનારો, મોક્ષપર્યાયનો આદિ ઈચ્છનારો અને કર્મબંધ પર્યાય નવો ન બાંધનારો તે મુનિ આ ક્ષણભંગુર કાયાને તજીને વિધવિધ પ્રકારના પરિષહ ઉપસર્ગોને અવગણીને આ અનુષ્ઠાનમાં ભરોસો રાખીને ભયંકર અનુષ્ઠાન આચરે છે ત્યાં પણ તેને સ્વાભાવિક સમયે આવતાં મરણ તુલ્ય સમજવું. તેવું મરણ પણ તેને સંસારનો અંત કરનાર નિવડે છે. એ પ્રમાણે આ મોહ ક્ષયનુ કારણ છે, હિતકારી છે, સુખકારી છે, કરવા યોગ્ય છે, કલ્યાણકર છે, અને પરલોકને લાભકારી છે, એમ હું કહું છું.

ઈતિ સાતમો ઉદ્દેશક પૂરો

## વિમોક્ષ નામના આઠમાં અધ્યયનનો આઠમો ઉદ્દેશક

આગળ જે સંથારાના પ્રકાર વર્ણવ્યા, તેજ પ્રકારને આ ઉદ્દેશકમાં છંદોમય યુક્તમાં વિગતથી વર્ણવવામાં આવે છે. આમ અનશન વિધિની સાધનાની સૂક્ષ્મ બાબતો એ આ ઉદ્દેશકનો વિષય છે

मूलम्–अनुष्टुपन्छ–अणुपुव्वेण विमोहाइं, जाइं धीरा समासज्ज ।
वसुमन्तो मइमन्तो, सव्वं नच्चा अणेलिसं ॥ १ ॥
दुविहंपि विइत्ताणं, बुद्धा धम्मस्स पारगा ।
अणुपुव्वीइ संखाए आरम्भाओ तिउट्टइ ॥ २ ॥ ॥सू. २७०॥

અર્થઃ–અનુક્રમે મોહક્ષયના સાધનો ભકતપરિજ્ઞા, ઈંગિતમરણ અને પાદોપગમન આદિ સંલેખણાનો વિધિ. જેને આશરીને ઉત્તમ ચરિત્રવાળા ને ગતિમાન પુરુષો બધું અજોડ અનુષ્ઠાન જાણીને, બે પ્રકારે તપને જાણીને, જાગ્રત બનેલા એવા ધર્મના પારગામી પુરુષો અનુક્રમે તેને સમજીને આરંભમાંથી છૂટા થઈ જાય છે

मूलम्–कसाए पयणू किच्चा, अप्पाहारे तितिक्खए ।
अह भिक्खू गिलाइज्जा, आहारस्सेव अन्तियं ॥ ३ ॥
जीवियं नाभिकंखिज्जा, मरणं नो वि पत्थए ।
दुहओऽवि न सज्जिज्जा, जीविए मरणे तहा ॥ ४ ॥ ॥सू. २७१॥

અર્થઃ–કષાયો દુર્બળ કરીને, આહારને અલ્પ કરતો થકો મુનિ જ્યારે આહારની બાબતમાંજ મુંઝાવા માંડે, ત્યારે તિતિક્ષા કરે. એ મુનિ જીવતરની તિવ્ર તૃષ્ણા રાખે નહિ, તેમ મરણને માટે માંગણી કરે નહિ. આમ બન્ને બાબતમાં તે આસકિત કરે નહિ. તે મુનિએ જીવતરની બાબતમાં કે મરણની બાબતમાં અભિલાષા રાખવી નહિ.

मूलम्–मज्झत्थो निज्जरावेही, समाहिमणुपालए ।
अन्तो बहिं विउस्सिज्ज, अज्झत्थं सुद्धमेसए ॥ ५ ॥
जं किंचुवक्कमं जाणे, आउखेमस्समप्पणो ।
तस्सेव अन्तरद्धाए, खिप्पं सिक्खिज्ज पण्डिए ॥ ६ ॥ ॥सू. २७२॥

અર્થ :-મધ્યસ્થ દર્દને નિર્જરની અભિલાષાએ તે ભિક્ષુએ સમાધિભાવનું સતત સેવન કરવું જોઈએ, આંતરિક કષાય અને બાહ્ય ઉપાધિ છોડીને શુદ્ધ અધ્યાત્મનું ગવેષણ કરવું જોઈએ. પોતાના આયુષ્યના કલ્યાણનો જે કંઇ સાધન દ્વારા પ્રારંભ થયેલો જાણ્યો હોય તે જ સાધનને પંડિત પુરુષ સંલેખણાના મધ્યસમયમાં જલ્દીથી શીખી લે.

मूलम्-गामे वा अदुवा रण्णे, थंडिलं पडिलेहिया।
अप्पपाणं तु विन्नाय, तणाइं संथरे मुणी॥ ७॥
अणाहारो तुयट्टिज्जा, पुट्ठो तत्थऽहियासए।
नाइवेलं उवचरे, माणुस्सेहिं वि पुट्ठए॥ ८॥ ॥सू. २७३॥

અર્થ :- ગામમાં અથવા અરણ્યમાં, જીવરહિત સ્થાનને જોઇને, તે સ્થાનને જીવોરહિત જાણીને, મુનિ ત્યા તૃણની શૈયા પર આરામ કરે, અને ઉપસર્ગોનો સ્પર્શ થાય તો ત્યા તે સહન કરે. મનુષ્યના ( અનુકૂળ કે પ્રતિકૂળ ) ઉપસર્ગો આવી પડતાં તે સંયમની મર્યાદાને લોપે નહિ.

मूलम्-संसप्पगा य जे पाणा, जे य उड्ढमहेचरा।
भुञ्जन्ति मंससोणियं, न छणे न पमज्जए॥ ९॥
पाणा देहं विहिंसन्ति, ठाणाओ न वि उब्भमे।
आसवेहिं विवित्तेहिं, तिप्पमाणो ऽहियासए॥ १०॥ ॥सू. २७४॥

અર્થ :-હવે જે પ્રાણીઓ એક સ્થાનથી બીજે સ્થાન હાલતાં ચાલતાં હોય, અથવા જે પ્રાણીઓ ઊંચે અને નીચે ફરનારા હોય તે માંસ અને લોહીનું ભક્ષણ કરે છે, તેની મુનિએ હિંસા કરવી નહિ અથવા તો તેને રજોહરણથી દૂર કરવા નહિ. જ્યારે જીવો દેહને પીરતા હોય ત્યારે તેણે એક સ્થાનથી બીજે સ્થાન જવું નહિ. આશ્રવોથી મુક્ત થઇને પીડા પામતો પામતો તે સમભાવે સહન કરે

मूलम्-गंथेहिं विवित्तेहिं, आउकालस्स पारए।
पग्गहियतरगं चेयं, दवियस्स वियाणओ॥ ११॥
अयं से अवरे धम्मे, नायपुत्तेण साहिए।
आयवज्जं पडीयारं, विजहिज्जा तिहा तिहा॥ १२॥ ॥सू. २७५॥

અર્થ -બાહ્ય પરિગ્રહ અને અભ્યંતર રાગદ્વેષરૂપી ગ્રંથથી મુક્ત થઇને, તે જીવનના કાળનો પાર જાણીને અનશનમાં વર્તે છે. ( તે ભક્તપરિજ્ઞા અનુષ્ઠાન થયું ) બીજું ઇંગિતમરણ નામનુ આ કહેવામાં આવતુ અનુષ્ઠાન જ્ઞાનવાન સયમીને માટે વિશેષ રૂપથી ગ્રહણ કરવા યોગ્ય છે. આ બીજો વિશેષ ધર્મ ભગવાન મહાવીરે કહ્યો છે, તેમાં ત્રિવિધે ત્રિવિધે, પોતે કરી શકે તે સિવાયની શરીરની પરિચર્યા છોડવાની છે.

मूलम्-हरिएसु न निवज्जिज्जा, थंण्डिलं मुणिया सए।
विओसिज्ज अणाहारो, पुट्ठो तत्थऽहियासए॥ १३॥
इन्दिएहिं गिलायन्तो, समियं आहरे मुणी।
तहावि से अगरिहे, अचले जे समाहिए॥ १४॥ ॥सू. २७६॥

मूलम्-अहासुयं वइस्सामि, जहा से समणे भगवं उट्ठाए।
संखाए तंसि हेमन्ते, अहुणा पव्वइए रीइत्था ॥ १ ॥
णो चेविमेण वत्थेण, पिहिस्सामि तंसि हेमन्ते।
से पारए आवकहाए, एयं खु अणुधम्मियं तस्स ॥ २ ॥
चत्तारि साहिए मासे, बहवे पाणजाइया आगम्म।
अभिरुज्झ कायं विहरिंसु, आरुसियाणं तत्थ हिंसिंसु ॥ ३ ॥
संवच्छरं साहियं मासं, जं ण रिक्कासि वत्थगं भगवं।
अचेलए तओ चाई तं, वोसिज्ज वत्थमणगारे ॥ ४ ॥ ॥ सू. २८१ ॥

અર્થ:-જે પ્રમાણે મે શ્રવણ કર્યુ છે, તે પ્રમાણે હું વર્ણન કરીશ. તે શ્રમણ ભગવાન મહાવીર જ્ઞાનના બળથી સંયમમા ઉદ્યત થઈ ને તાજા જ દીક્ષિત થયેલા, ફરતા હતા તે હું તમને કહીશ. તે હેમન્ત ઋતુમા આ વસ્ત્રથી હું શરીરને ઢાકીશ નહિ, એવો એ સમર્થ પુરુષે જીવન પર્યંતનો અભિગ્રહ કર્યો. (શિષ્ય પ્રશ્ન કરે છે કે તો તેમણે વસ્ત્ર સ્વીકાર્યું જ કેમ ? તેનો જવાબ એ છે કે) તે વસ્ત્ર ગ્રહણ કરવું તે તેમનો પરંપરાગત વ્યવહાર હતો.

કંઈક અધિક એવા ચાર મહિના સુધી ઘણા જીવો આવીને (સુવાસના લોભિયા) તેમની કાયાને વિંધીને રહેવા લાગ્યા અને રોષ કરીને તે જીવો છેદ કરવા લાગ્યા. એક મહિનો અધિક એવા એક વરસ સુધી પ્રભુએ વસ્ત્ર તજ્યું નહિ. પછીથી તે અણગારે તે વસ્ત્રને તજી દીધુ.

मूलम्-अदु पोरिसिं तिरियं भित्तिं चक्खुमासज्ज अन्तसो झायइ।
अह चक्खुभीया संहिया ते, हन्ता हन्ता बहवे कंदिंसु ॥ ५ ॥
सयणेहि वितिमिस्सेहिं, इत्थिओ तत्थ से परिन्नाय।
सागारियं न सेवेइ य, से सयं पवेसिया झाइ ॥ ६ ॥
जे के इमे अगारत्था, मीसीभावं पहाय से झाइ।
पुट्ठो वि नाभिभासिंसु, गच्छइ नाइवत्तइ अंजू ॥ ७ ॥ ॥ सू. २८२ ॥

અર્થ :-પુરુષ પ્રમાણ અને આગળના ભાગમા સાંકડી, પછીના ભાગમા પહોળી એવી શેરીમાં ભગવાન ઈર્યા સમિતિયુક્ત થઈ ને અંદર રહીને ધ્યાનયુક્ત થાય છે, ત્યારે તેમને જોઈ ને એકઠા થયેલા તે ઘણા બાળકો ભગવંતને પ્રહાર કરીને આક્રંદ કરતા હતા. ગૃહસ્થોથી મિશ્ર એવા સ્થાનોમા સ્ત્રીઓ તેમને શયનને માટે કહે તો ત્યા ભગવંત તેનો બરોબર વિવેક કરીને મૈથુન સેવતા નહિ, પરંતુ જાતે જ ધર્મધ્યાનમા પ્રવેશીને ધ્યાન ધરતા હતા. જો કોઈ ગૃહસ્થો ભગવંતના સંપર્કમા આવતા તો તેમની સાથેનો મેળાપ તજીને ભગવંત પ્રશસ્ત ધ્યાન ધરતા હતા. કોઈ ગૃહસ્થ પૂછે તો પણ ભગવંત તેનો ઉત્તર દેતા નહિ. ભગવંત પોતાના રસ્તે જતા હતા અને સરલમાર્ગી પરમાત્માના ધ્યાનમાર્ગને ઓળગતા નહોતા.

मूलम्-णो सुकरमेयमेगेसिं नाभिभासे य अभिवायमाणे।
हयपुव्वे तत्थ दंडेहिं लूसियपुव्वे अपुण्णेहिं ॥ ८ ॥

फरुसाइं दुतितिक्खाइं अइअच्च मुणी परक्कममाणे।
आघायनट्टगीयाइं दण्डजुद्धाइं मुट्ठीजुद्धाइं ॥ ९ ॥
गढिए मिहुकहासु समयम्मि नायसुए विसोगे अदक्खु।
एयाइं से उरालाइं गच्छइ नायपुत्ते असरणयाए ॥ १० ॥ ॥ सू. २८४ ॥

અર્થ-બીજાઓ માટે આમ કરવું સહેલું નથી, નમસ્કાર કરનારાઓની સાથે પણ ભગવાન બોલતા નહિ. અનાર્ય દેશમાં ત્યાં ભગવાનને લાઠીનો માર પડતો, કેટલીકવાર ભગવાનના વાળને કમભાગી અનાર્યો ખેંચતા હતા. છતાંય ભગવંત સમભાવમાં સ્થિર રહી મૌન રહેતા હતા. કઠોર અને સહન કરવામાં દુસ્કર એવા પરિષહોને અવગણીને શ્રમણ ભગવાન જ્ઞાનપુત્ર પરાક્રમ કરતાં થકા શોક રહિત થઈને, વાર્તા, નૃત્યો, ગીતો, દંડયુદ્ધો અને મુષ્ટિયુદ્ધો તેમજ માહોમાંહેની કામાદિ કથાઓમાં લીન બનેલાઓને કોઈ સમયે જોતા હતા. આવા ભારે પરિષહોમાંથી જ્ઞાનપુત્ર ભગવાન અન્યના શરણ વિના પસાર થતા હતા.

मूलम्-अवि साहिए दुवे वासे सीओदं अभुच्चा निक्खंते।
एगत्तगए पिहियच्चे अहिन्नायदंसणे सन्ते ॥ ११ ॥
पुढविं च आउकायं च तेउकायं च वाउकायं च।
पणगाइं बीयहरियाइं तसकायं च सव्वसो नच्चा ॥ १२ ॥
एयाइं सन्ति पडिलेहे चित्तमन्ताइं से अभिन्नाय।
परिवज्जिय विहरित्था इय संखाय से महावीरे ॥ १३ ॥ ॥ सू. २८५ ॥

અર્થ:-વળી બે વર્ષથી અધિક સમય સુધી, સચિત્ત પાણીને તજીને એકત્વ ભાવના ભાવતાં શરીરની પરિચર્યા તજીને, સમ્યકત્વનું સ્વરૂપ ઓળખીને શાંત થઈને તેમણે દીક્ષા લીધી હતી. પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, તેમજ સેવાલ બીજ, અને લીલોતરી અને ત્રસ કાયને સર્વ પ્રકારે જાણીને આ સચિત્ત પદાર્થો છે એમ ઓળખીને પ્રતિલેખના કરીને જીવદયાની બુદ્ધિએ તે મહાવીર તેને (તેના આરંભને) દૂર રાખીને સંયમમાં વિચરતા હતા.

मूलम्-अदु थावरा य तसत्ताए, तसा य थावरत्ताए।
अदुवा सव्वजोणिया सत्ता कंमुणा कप्पिया पुढो बाला ॥ १४ ॥
भगवं च एवमन्नेसी सोवहिए हु लुप्पई बाले।
कम्मं च सव्वसो णच्चा तं पडियाइक्खे पावगं भगवं ॥ १५ ॥ ॥ सू २८६ ॥

અર્થ-(ભગવાન વિચારતા હતા કે) સ્થાવર જીવો ક્યારેક ત્રસપણે જન્મે છે અને ત્રસ જીવો ક્યારેક સ્થાવરપણે જન્મે છે અથવા તો સર્વ યોનિઓના અજ્ઞાન જીવો કર્મથી વિધવિધ પ્રકારે જન્મ ધારણ કરે છે ભગવાન એ પ્રમાણે વિચાર કરતા હતા કે ઉપાધિવંત અજ્ઞાન જીવ ખરેખર ક્લેશ પામે છે. સંપૂર્ણપણે કર્મને જાણીને ભગવંતે તે પાપકર્મનો ત્યાગ કર્યો હતો.

मूलम्-दुविहं समिच्च मेहावी, किरियमक्खायऽणेलिसं नाणी।
आयाणसोयमइवायसोयं जोगंच सव्वसो णच्चा ॥ १६ ॥

અર્થ:-દર્ભઅંકુરાદિ લીલોતરી પર મુનિ શયન કરે નહિ, શુદ્ધ ભૂમિ જાણીને જ શયન કરે. આહારનો સર્વથા ત્યાગ કરીને પરિષહ ઉપસર્ગોને ગણકારે નહિ, અને તેમનો સ્પર્શ થાય તો તે ત્યાં સહન કરે. મુનિને ઇંદ્રિયો દ્વારા ગ્લાનિ ઉત્પન્ન થાય, ત્યારે તે સમભાવને ધારણ કરે. જે સમાધિમા અચળ રહે છે તે મુનિ આ પ્રકારે ઈંદ્રિયો દ્વારા ગ્લાનિ થવા છતાં નિંદનીય નથી. (પ્રશંસનીય છે)

મૂલમ્-अभिक्कमे पडिक्कमे, संकुचए पसारए।
कायसाहारणट्ठाए, इत्थं वावि अचेयणो ॥ १५ ॥
परिक्कमे परिकिलन्ते, अदुवा चिट्ठे अहायए।
ठाणेण परिकिलन्ते, निसीइज्जा य अंतसो ॥ १६ ॥ ॥सू. २७७॥

અર્થ-ઈંગિતમરણ સ્વીકારનારો મુનિ સન્મુખ ચાલે, અથવા પાછો ફરે, શરીરને સંકોચે અથવા ફેલાવે, કાયાના સામાન્ય પ્રયોજન માટે આમ કરતા પણ જો એ થાકી જાય તો તે પાછો ચાલી શકે, એમ કરતા થાક લગે તો તે યોગ્ય રીતે સ્થિર થઈને ઊભો રહે. સ્થિર રહેતાં જો થાક લાગે તો અંતમાં તે બેસી જાય.

મૂલમ્-आसीणेऽणेलिसं मरणं, इन्द्रियाणि समीरए।
कोलावासं समासज्ज, वितहं पाउरेसए ॥ १७ ॥
जओ वज्जं समुप्पज्जे, न तत्थ अवलम्बए।
तउ उक्कसे अप्पाणं, फासे तत्थऽहियासए ॥ १८ ॥ ॥सू. २७८॥

અર્થ-અનુપમ મરણનો આશરો લેનાર યોગી ઇંદ્રિયોને વિષયોમાંથી નિવૃત્ત કરે. કોલ એટલે ઉધઈથી ભરેલું પાટિયું પ્રાપ્ત થાય તો, તેનાથી ભિન્ન પ્રકારનું એટલે ઉધઈ રહિત પાટિયું તે મેળવી લે, જેથી કરીને કઠોર કર્મો ઉત્પન્ન થાય તેવા જંતુ સહિત પાટિયાનું તે અવલંબન કરે નહિ. ત્યાંથી પોતાના આત્માને નિવૃત્ત કરે, અને તે અનુષ્ઠાનમા પરિષહો ને ઉપસર્ગોને તે સહન કરે.

મૂલમ્-अयं चाययतरे सिया, जो एवमणुपालए।
सव्वगायनिरोहेऽवि, ठाणाओ न विउब्भमे ॥ १९ ॥
अयं से उत्तमे धम्मे, पुव्वट्ठाणस्स पग्गहे।
अचिरं पडिलेहित्ता, विहरे चिट्ठे माहणे ॥ २० ॥ ।सू २७९।

અર્થ -અને આ [ પાદોપગમન નામનું ] મરણ ઉત્કૃષ્ટ પ્રકારનું થાય છે. જે એ પ્રમાણેનું અનુપાલન કરે છે તે યોગીએ સર્વ ગાત્રોનો નિરોધ કરતા ( પીડા થાય તો પણ ) એક સ્થાનથી બીજા સ્થાન પર ચલિત થવાય નહિ [ અર્થાત્ સંથારો છોડાય નહિ ]. આ તો યોગીનો ઉત્તમ ધર્મ છે, અને પૂર્વના બે સ્થાનો કરતા તે શ્રેષ્ઠ છે જલ્દીથી એ ધર્મને જાણી લઈને ( ઔચિત્ય પ્રમાણે ) બ્રાહ્મણ ( બ્રહ્મજ્ઞાની ) તે ધર્મમા વિચરે અને ટકી રહે.

मूलम्-अचित्तं तु समासज्ज, ठावए तत्थ अप्पगं।
वोसिरे सव्वसो कायं, न मे देहे परिसहा ॥२१॥
जावज्जीवं परिसहा, उवसग्गा इति संखया।
संवुडे देहभेयाए, इय पन्नेऽहियासए ॥२२॥ ॥ सू. ८० ॥

અર્થ :–જંતુ રહિત સ્થાન પ્રાપ્ત કરીને, તે જગ્યાએ યોગીએ પોતાની જાત સ્થાપવી જોઈએ. દેહમાં જે પરિષહો ઉત્પન્ન થાય છે, તે મારા નથી ( મારૂં સ્વરૂપ નથી ), એમ વિચારીને સંપૂર્ણપણે કાયાને ( કાયાના મમત્વને ) યોગી ત્યાગી દે. પરિષહો ને ઉપસર્ગો તો જીવન પર્યન્ત છે, એવા અભિપ્રાયથી દેહના ભેદ માટે નિવૃત થયેલ તે યોગી આ પ્રજ્ઞાના બળથી પરિષહો ને ઉપસર્ગોને સહન કરે.

मूलम्-भेउरेसु न रज्जिज्जा, कामेसु बहुतरेसु वि।
इच्छालोभं न सेविज्जा, धुववन्नं सपेहिया ॥२३॥
सासएहिं निमन्तिज्जा, दिव्वमायं न सद्दहे।
तं पडिबुज्झ माहणे, सव्वं नूमं विहूणिया ॥२४॥
सव्वट्ठेहिं अमुच्छिए, आउकालस्स पारए।
तितिक्खं परमं नच्चा, विमोहन्नयरं हियं ॥२५॥ ॥ सू. २८१ ॥

અર્થ:–નશ્વર એવા બહુ પ્રકારના કામભોગોમાં પણ ( જો કોઈ રાજાદિ આમંત્રણ આપે તો પણ ) યોગી રાગ કરે નહિ. અચળ કીર્તિવાળા મોક્ષનો વિચાર કરીને તે ઈચ્છા કે લોભને સેવે નહિ. કદાચ શાશ્વત ભોગો માટે કોઈ દેવ નિમંત્રણ કરે તો તે દિવ્ય માયા પર યોગી શ્રદ્ધા રાખે નહિ. બ્રહ્મજ્ઞાની પુરુષ એને બરાબર સમજીને સર્વ આવરણને ક્ષય કરી નાખે, તિતિક્ષાને ઉત્તમ તત્ત્વ જાણીને આયુષ્યના અંત સમયનો પાર પામનાર બધા પદાર્થોમાં મૂર્ચ્છા તજનાર તે આ ત્રણમાથી એક મોહક્ષય કરનારૂં હિતકારી પંડિતમરણ ગ્રહણ કરે, એમ હુ કહું છું.

ઇતિ આઠમો ઉદ્દેશક પૂરો

ઉપધાનશ્રુત નામના નવમાં અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક

આ અધ્યયનમાં શ્રમણ ભગવાન મહાવીરની જીવનચર્યા દર્શાવવામાં આવી છે, તે તપશ્ચર્યાથી ભરપુર છે. પ્રથમ ઉદ્દેશકમા ભગવાનનો વિહાર, બીજા ઉદ્દેશકમા શૈયા ને આસન, ત્રીજામાં અનુકૂળ-પ્રતિકૂળ ઉપસર્ગોની તિતિક્ષા, ચોથામાં ક્ષુધાથી ઉત્પન્ન પીડા વખતે પણ વિશિષ્ટ અભિગ્રહો, એ પ્રમાણે વર્ણન આ અધ્યયનમાં આપવામા આવ્યું છે.

ઉપધાન એટલે તપશ્ચર્યા. કર્મો ધોવાય એટલે જ્ઞાન બરાબર રોપી શકાય. આ રીતે તપશ્ચર્યા જ્ઞાનને રોપવાનુ કારણ હોવાથી તેને ઉપધાન કહેવાય છે.

अइवत्तियं अणाउट्टिं सयमन्नेसिं अकरणयाए ।
जस्सित्थिओ परिन्नाया सव्वकम्मावहाउ से अदक्खु ॥ १७ ॥ ॥ सू. २८७ ॥

અર્થ :–બે પ્રકારની સાંપરાયિક અને ઈર્યાપથિક ક્રિયાઓને સમજીને એ બુદ્ધિમાન જ્ઞાનીએ અજોડ ક્રિયાનો ઉપદેશ કર્યો. આદાનસ્રોત અને અતિપ્રાતસ્રોત (પરિગ્રહ અથવા તૃષ્ણાનો સ્રોત અને આરંભ અથવા હિંસાનો સ્રોત) તેમજ ત્રણ યોગોને ભગવંતે સંપૂર્ણ રીતે જાણી લીધા હતા. અહિંસાનો આશ્રય કરીને તેઓ પોતાને અને અન્યને ન બંધાવાનો ઉપદેશ આપતા હતા. જેણે સ્ત્રીઓને સર્વ કર્મ બંધના કારણરૂપ જાણી હતી એવા ભગવંત લોકના સ્વરૂપને જાણતા હતા.

मूलम्–अहाकडं न से सेवे सव्वसो कम्म अदक्खू ।
जं किंचि पावगं भगव तं अकुव्वं वियडं भुंजित्था ॥ १८ ॥
णो सेवइ य परवत्थं परपाए वि से न भुंजित्था ।
परिवज्जियाण उमाणं गच्छइ संखडिं असरणयाए ॥ १९ ॥
मायण्णे असणपाणस्स नाणुगिध्धे रसेसु अपडिन्ने ।
अच्छिंपि नो पमज्जिज्जा नो वि य कंडूयए मुणी गायं ॥ २० ॥ ॥ सू ८८ ॥

અર્થ :–સાધુને ઉદ્દેશીને બનાવેલો આહાર ભગવાન સેવતા નહિ, કર્મના બંધનુ સ્વરૂપ સંપૂર્ણ રીતે પ્રભુ દેખતા હતા, તેથી થોડુંક પણ પાપકર્મ ભગવાન સેવતા નહિ, અને પ્રાસુક આહાર તેઓ લેતા હતા. તેઓ પરવસ્ત્ર અર્થાત્ ગૃહસ્થનું વસ્ત્ર ઉપયોગમાં લેતા નહિ તેમજ ગ્રહસ્થના પાત્રમાં ભોજન કરતા નહોતા. તેઓ અપમાનનો વિચાર છોડી દઈને કોઈનું શરણુ લીધા વિના ભોજનના સ્થાને જતા હતા. તેઓ ભોજન ને પાણીનુ માપ જાણનારા હતા, નિઃનબુદ્ધિ રહિત હતા અને કોઈપણ રસની તૃષ્ણા વગરના હતા. તેઓ આંખની પણ પ્રમાર્જના કરતા નહિ અને શ્રમણ ભગવંત ખરજ આવે છતા પણ ગાત્રોને ખંજવાળતા નહિ.

मूलम्–अप्पं तिरियं पेहाए अप्पं पिट्ठओ पेहाए ।
अप्पं बुइएऽपडिभाणी पंथपेही चरे जयमाणे ॥ २१ ॥
सिसिरंसि अध्धपडिवन्ने तं वोसिज्ज वत्थमणगारे ।
पसारित्तु बाहु परक्कमे नो अवलंबियाण कंधम्मि ॥ २२ ॥
एस विही अणुक्कन्तो माहणेण मईमया ।
बहुसो अपडिन्नेण भगवया एवं रियंति त्ति बेमि ॥ २३ ॥ ॥ सू २८९ ॥

અર્થ :–પંથ જોઈને ભગવાન જ્યારે યત્નાપૂર્વક વિચરતા હતા ત્યારે તેઓ પડખાઓમા જોતા નહિ, પાછળ જોતા નહિ, તેઓ બોલતા પણ નહિ અને કોઈ પૂછે તો જવાબ આપતા નહિ. હેમન્તઋતુમાં જ્યારે તેઓ રસ્તે જતા હતા ત્યારે તે પડી ગયેલું વસ્ત્ર ભગવતે તજી દીધું, (તે પછી) ભગવાન હાથ ફેલાવીને ચાલતા હતા. અને ખભા પર હાથ રાખતા નહિ. મતિમાન બ્રાહ્મણ મહાવીરે કોઈપણ પ્રકારે નિદાન રાખ્યા વિના આવી રીતે આચારનું પાલન કરેલું છે. ભગવતે આ પ્રમાણે આચર્યું છે, એમ હું કહું છું.

ઇતિ પ્રથમ ઉદ્દેશક પૂરો

## ઉપધાનશ્રુત નામના નવમાં અધ્યયનનો બીજો ઉદ્દેશક

ભગવંતે પોતાની સંયમચર્યા દરમ્યાન કેવા કેવા સ્થાનોમાં નિવાસ કર્યો હતો અને કેવા કેવા ઉપસર્ગો અને પરિષહો સહન કર્યા હતાં, તેનું વર્ણન આ ઉદ્દેશકમાં દર્શાવ્યું છે.

मूलम्–चरियासणाइं सिज्जाओ एगइयाओ जाओ वुइयाओ ।
आइक्ख ताइं सयणासणाइं जाइं सेवित्था से महावीरे ॥ १ ॥
आवेसणसभापवासु पणियसालासु एगया वासो ।
अदुवा पलियट्ठाणेसु पलालपुञ्जेसु एगया वासो ॥ २ ॥
आगन्तारे आरामागारे तह य नगरे व एगया वासो ।
सुसाणे सुण्णगारे वा रुक्खमूले व एगया वासो ॥ ३ ॥
एएहिं मुणी सयणेहिं समणे आसि पतेरस वासे ।
राइं दिवंपि जयमाणे अपमत्ते समाहिए झाइ ॥ ४ ॥ ॥ सू. २९० ॥

અર્થ–શિષ્ય પૂછે છે કે જે શય્યાઓ અને જે વિધવિધ પ્રકારના આસનો ભગવંતની સંયમયાત્રા દરમ્યાન કહેવાયા હોય, તે શયનો અને આસનો જે તે મહાવીરપુરૂષે સેવ્યા હોય તે મને જણાવો.

ગુરૂ જવાબ આપે છે કે ખુલ્લા ઘરમાં, સભાસ્થાનમાં, અને કયારેક ભગવંત દુકાનોમાં વાસ કરતા હતા, અથવા કારખાનામાં (કામ કરવાના સ્થાનમાં) અથવા ઘાસની બનાવેલી ઝૂંપડીમાં, કયારેક પ્રભુ વસતા હતા. આવનારા માણસો માટેની ધર્મશાળામાં તેમજ કયારેક ભગવાનનો નગરમા વાસ થતો. વળી સ્મશાનમાં, શૂન્ય મકાનમાં, કે વૃક્ષના મૂળમાં ભગવંત કયારેક નિવાસ કરતા હતા. આ પ્રમાણે બાર વર્ષોથી કંઇક અધિક વર્ષ સુધી ભગવંતે આ પ્રમાણે શયન આસનો સેવ્યાં હતા. રાતે અને દિવસે યત્નાપૂર્વક અપ્રમાદી રહીને સમાધિવંત પ્રભુ ધ્યાન ધરતા હતા.

मूलम्–णिद्दंपि नो पगामाए सेवइ भगवं उट्ठाए ।
जग्गावेइ य अप्पाणं इंसिं साई य अपडिन्ने ॥ ५ ॥
संबुज्झमाणे पुणरवि आसिंसु भगवं उट्ठाए ।
निक्खम्म एगया राओ बहिं चंकमिया मुहुत्तागं ॥ ६ ॥
सयणेहिं तत्थुवसग्गा भीमा आसी अणेगरूवा य ।
संसप्पगा य जे पाणा अदुवा जे पक्खिणो उवचरन्ति ॥ ७ ॥
अदु कुचरा उवचरन्ति गामरक्खा य सत्तिहत्था य ।
अदु गामिया उवसग्गा इत्थी एगइया पुरिसा य ॥ ८ ॥ ॥ सू. २९१ ॥

અર્થ: સંયમ ગ્રહણ કરીને ભગવાન મહાવીર (કયારે પણ) અધિક નિદ્રા લેતા નહિ. અલ્પ શયન કરનારા અને નિદાન રહિત પ્રભુ પોતાના આત્માને જાગૃત રાખતા હતા.

ફરીને જાગૃત થાય ત્યારે ઊઠીને ભગવાન બેસતા હતા કયારેક રાત્રીએ બહાર નીકળીને મુહૂર્ત સુધી ભગવંત ભ્રમણ કરતા હતા.

આવા શયનનાં સ્થાનોમાં ભયંકર અને અનેક જાતનાં ઉપસર્ગો થતા હતાં. સરકીને ચાલનારા પ્રાણીઓ તેમજ ઊડીને આવનારા પંખીઓ અથવા જાર અને ચોર જેવા મનુષ્યો, ગામના ચોકીદારો કે હાથમાં ખંજરવાળા પુરુષો તેમને ઉપસર્ગ કરતા હતા અથવા તો ગામડાંના લોકો ઉપસર્ગ કરતા હતા. કેટલાક ઉપસર્ગો સ્ત્રીઓ સંબંધે થતાં, અને કેટલાક પુરુષો સંબંધે થતાં હતાં

मूलम्–इहलोइयाइं परलोइयाइ भीमाइं अणेगरूवाइं ।
अवि सुब्भिदुब्भिगंधाइ सद्दाइं अणेगरूवाइं ॥ ९ ॥
अहियासए सया समिए फासाइं विरूवरूवाइं ।
अरइं रइं अभिभूय रीयइ माहणे अबहुवाई ॥ १० ॥ ॥ सू. २९२ ॥

અર્થ:–આ લોકના માનવ અને પશુ સંબંધે, પ્રતિકૂળ ઉપસર્ગો અને પરલોકના દેવાદિ સંબંધે ભયંકર અથવા અનુકૂળ ઉપસર્ગો, આમ અનેક પ્રકારના સુરભિગંધવાળા અને દુરભિગંધવાળા, વળી અનેક પ્રકારના રૂપો અને શબ્દો તેમજ વિધવિધ પ્રકારના સ્પર્શો ભગવાન સદા સમિતિ-યુક્ત રહીને સહન કરતા હતા. રતિ તેમજ અરતિને જીતીને અલ્પ બોલનાર બ્રાહ્મણ સંયમમાં વિચરતા હતા.

मूलम्–स जणेहिं तत्थ पुच्छिंसु एगचरा वि एगया राओ ।
अव्वाहिए कसाइत्था पेहमाणे समाहिं अपडिन्ने ॥ ११ ॥
अयमंतरंसि को इत्थ ? अहमंसि त्ति भिक्खु आहट्टु ।
अयमुत्तमे से धम्मे तुसिणीए कसाइए झाइ ॥ १२ ॥ ॥ सू २९३ ॥

અર્થ:–એવા સ્થાનોમા લોકો તેમને તમે કોણ છો એમ પૂછતા, કેટલીક વાર રાત્રે એકાંતચારી જાર કે ચોર પુરુષ તેમને પૂછતા અને જવાબ ન આપે તો તેઓ ક્રોધ કરતા પરંતુ નિદાન રહિત ભગવંત સમાધિમાં મગ્ન રહેતા.

આ અવકાશમા અહીં કોણ છે ? હું ભિક્ષુ છું, એમ પ્રભુ જવાબ આપીને કસાય કરનાર મનુષ્ય હોય તો પણ બોલ્યા વિના ધ્યાન ધરતા. એ તેમનો ઉત્તમ ધર્મધ્યાનનો વ્યવહાર હતો.

मूलम्–जंसिप्पेगे पवेयन्ति सिसिरे मारुए पवायंते ।
तंसिप्पेगे अणगारा हिमवाए निवायमेसन्ति ॥ १३ ॥
संघाडीओ पवेसिस्सामो एहा य समादहमाणा ।
पिहिया व सक्खामो अइदुक्खे हिमगसंफासा ॥ १४ ॥
तंसि भगवं अपडिन्ने अहे वियडे अहियासए ।
दविए निक्खम्म एगया राओ ठाइए भगवं समियाए ॥ १५ ॥
एस विही अणुक्कन्तो माहणेण मईमया ।
बहुसो अपडिन्नेण भगवया एवं रीयन्ति ॥ १६ ॥ त्ति बेमि ॥ सू. २९४ ॥

અર્થ :–જ્યારે શિશિર ઋતુમાં ઠંડો પવન વાય છે, ત્યારે લોકો ઠંડીથી ધ્રુજતા હોય છે, તે વખતે કેટલાક સાધુઓ ઠંડો પવન વાય છે ત્યારે વાયુ રહિત સ્થાનની ગવેષણા કરે છે.

અથવા તો આપણે બે-ત્રણ વસ્ત્ર ધારીશું, એમ વિચારે છે. કેટલાક પરંતિથીં કો ઇંધન બાળીને ઠંડી દૂર કરે છે. બીજા વિચારે છે કે અતિ દુઃખદાયી એવા ઠંડા પવનને આપણે વસ્ત્રોમાં વીંટાઈ ને સહન કરીશું.

તે ઠંડી ઋતુમાં દીવાલ રહિત સ્થાનમાં ભગવાન નિદાન રહિતપણે ઠંડી સહન કરે છે. તે સંયમયુક્ત પ્રભુ ક્યારેક રાત્રે બહાર નિકળીને સમતાભાવે ધ્યાનમા ઊભા રહે છે.

મતિમાન બ્રાહ્મણ મહાવીર જેઓ સર્વ પ્રકારે નિદાન રહિત હતા તેનણે આવો વિધિ આચર્યો છે. ભગવાને આ પ્રમાણે આચાર પાલન કર્યું છે, એમ હું કહું છું.

ઈતિ બીજો ઉદ્દેશક પૂરો

ઉપધાનશ્રુત નામના નવમાં અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક

ભગવાને અનાર્યદેશમાં કેવા કેવા ઉપસર્ગો સહન કર્યા તેનું વર્ણન આ ઉદ્દેશકમાં છે. ક્યાંક કૂતરા કરડયા, ક્યાંક ભગવાન પર દંડ, ભાલા, અને ઢેફા અને મૂઠીઓ વડે પ્રહાર કરવામાં આવ્યા હતા. ભગવાને અવિચળ થઈને આવા કષ્ટો સહન કર્યા હતાં.

मूलम्-तणफासे सीयफासे य तेउफासे य दंसमसगे य।
अहियासए सया समिए फासाइं विरूवरूवाइं ॥ १ ॥
अह दुच्चर लाढमचारी वज्जभूमिं च सुब्भभूमिं च।
पंतं सिज्जं सेविंसु आसणगाणि चेव पंताणि ॥ २ ॥
लाढेहिं तस्सुवसग्गा बहवे जाणवया लूसिंसु।
अह लूहदेसिए भत्ते कुक्कुरा तत्थ हिंसिंसु निवइंसु ॥ ३ ॥
अप्पे जणे निवारेइ लुसणए सुणए दसमाणे।
छुच्छुकारिंति आहंसु समणं कुक्कुरा दसंतु त्ति ॥ ४ ॥ ॥ सू. २९५ ॥

અર્થ -તૃણના સ્પર્શો, શીતના સ્પર્શો, અગ્નિના સ્પર્શો, અને ડાંસ તેમજ મચ્છરના દુઃખો, ભગવાન આ પ્રકારે વિધવિધ ઉપસર્ગો હમેશાં સમતાંભાવે સહન કરતા હતા.

ભગવંતે દુર્ગમ્ય એવી લાટભૂમિમા, તેના બે વિભાગો–વ્રજભૂમિ અને શુભ્રભૂમિમાં વિહાર કર્યો હતો. ત્યા શય્યાઓ અને આસન ખંડિયેર જેવા મળતા તે ભગવંતે સેવ્યા હતાં.

લાટદેશમાં ઘણા ઉપસર્ગો પડયા હતા, તેના ઘણા માણસો ભગવતને પ્રહાર કરતા હતા. ભોજન લગભગ લુખ્ખું મળતું હતું, અને કૂતરાઓ આક્રમણ કરતા હતા અને કરડતા હતા.

આક્રમણ કરતા અને કરડતા કૂતરાઓને બહુ જ થોડા માણસો અટકાવતા હતા. ઘણા લોકો તો કૂતરા શ્રમણને કરડે એટલા માટે 'છુ છુ' કરીને ભગવાનની પાછળ દોડાવતા હતા.

मूलम्-एलिक्खए जणा भुज्जो बहवे वज्जभूमि फरूसासी ।
लट्ठिं गहाय नालियं समणा तत्थ य विहरिंसु ॥ ५ ॥
एवं पि तत्थ विहरन्ता पुट्ठपुव्वा अहेसि सुणिएहिं ।
संलुंचमाणा सुणएहिं दुच्चराणि तत्थ लाढेहिं ॥ ६ ॥
न हाय दण्ड पाणेहिं तं कायं वोसज्ज मणगारे ।
अहगामकण्टए भगवंते अहियासए अभिसमिच्चा ॥ ७ ॥
नागो संगामसीसे वा पारए तत्थ से महावीरे ।
एवं पि तत्थ लाढेहिं अलद्धपुव्वो वि एगया गामो ॥ ८ ॥ ॥ सूत्र १९६ ॥

અર્થ –આવા વજભૂમિના પ્રદેશમાં જયા ઘણા લોકો લુખું ભોજન કરનારા હતા, ત્યાં ભગવાન વારંવાર વિચર્યા હતા. તે ભુમિમા બીજા શાકયાદિ શ્રમણો લાઠી લઈને અથવા શરીરથી ચાર આગળ ઊંચી એવી નાલિકા લઈને વિહાર કરતા હતા. આ પ્રમાણે ત્યા વિહાર કરના હોવા છતા પણ કૂતરાઓ તેમની પાછળ પડીને કરડતા હતા, અને તેઓ કૂતરાથી પીડા પામતા હતા. આમ લાટપ્રદેશમાં આવા લોકોમાં વિચરવું ઘણું મુશ્કેલ હતું. ત્યા ભગવાન દંડ રહિત થઈને વિચરતા હતા. તેઓએ કાયાને વોસરાવીને પ્રાણીઓ પ્રત્યે હિંસા છોડી દીધી હતી. હવે ગામડાંના કંટકતુલ્ય લોકોને, એટલે દુષ્ટ મનુષ્યોને ભગવાન સમભાવે સહન કરતા હતા. જેમ ઉત્તમ હાથી લડાઈના અગ્રભાગમા ટકી રહે, તેમ તે મહાવીર પ્રભુ પરિષહો સામે ટકી રહેતા હતા. આમ કરવા છતાં ય પણ કયારેક તો ભગવાનને રહેવાને ગામડું પણ પ્રાપ્ત થતું નહિ.

मूलम्–उवसंकमन्तमपडिन्नं गामन्तियम्मि अप्पत्तं ।
पडिनिक्खमित्तु लूसिंसु एयाओ परं पलेहित्ति ॥ ९ ॥
हयपुव्वो तत्थ दण्डेण अदुवा मुट्ठिणा अदु कुन्तफलेण ।
अदु लेलुणा कवालेण हन्ता हन्ता बहवे कन्दिसु ॥ १० ।
मंसाणि छिन्नपुव्वाणि उट्ठंभिया एगया कायं ।
परीसहाइं लुंचिंसु अदुवा पंसुणा उवकरिंसु ॥ ११ ॥
उच्चालइय निहणिंसु अदुवा आसणाउ खलइंसु ।
वोसट्ठकाए पणयाऽऽसी दुक्खसहे भगवं अपडिन्ने ॥१२॥ ॥ सूत्र १९७ ॥

અર્થ :–એક ગામથી બીજે ગામ જયારે નિદાન રહિત મહાવીર પ્રભુ જતા હતા ત્યારે ગામની નજીકમાં ન પહોચે ત્યા જ સામા જઈને કેટલાક અનાર્ય લોકો તેમને માર મારતા હતા. અને કહેતા હતા કે આ સ્થાનમાથી તું દૂર ચાલ્યો જા.

કયારેક પરમાત્માને અનાર્ય લોકો દંડથી પ્રહાર કરતા હતા, કયારેક મૂઠીઓથી, અને કયારેક ભાલાની અણીઓથી પ્રહાર કરતા હતા, અથવા તો ઢેફાઓથી અને ઠીકરાઓથી પ્રહાર કરીને લોકો 'મારો મારો' એવી બૂમો મારતા હતા.

કયારેક અનાર્ય લોકો પ્રભુનું માંસ કાપી લેતા હતા, અને કયારેક શરીર પર આક્રમણ કરીને વાળને શરીરને ખેંચતા હતા અથવા તો તેમના પર ધૂળ વેરી દેતા હતા.

ભગવાનને ઊંચે ઉપાડીને તેઓ પછાડતા હતા, અથવા તો આસન પરથી ખેંચી લેતા હતા. નિદાનરહિત એવા ભગવંત કાયાને તજીને દુઃખ સહન કરતાં કરતાં ધ્યાનમાં મગ્ન રહેતા હતા.

मूलम्-सूरो संगाम सीसे वा संवुडे तत्थ से महावीरे।
पडिसेवमाणे फरूसाइं अचले भगवं रीइत्था ॥ १३ ॥
एमविही अणुक्कन्तो माहणेण मईमया।
बहुसो अपडिन्नेणं भगवया एवं रीयन्ति ॥ १४ ॥ त्ति बेमि ।सू -९८।

અર્થ -જેમ સંગ્રામને મોખરે શુરવીર પુરુષ ટકી રહે તેમ તે ભગવંત મહાવીરે ધ્યાનમાં સંવૃત રહીને, કઠોર પરિસ્થિતિનું અવલંબન કરીને દઢપણે વિહાર કર્યો હતો.

સંપૂર્ણપણે નિદાનરહિત એવા તે મતિમાન બ્રાહ્મણ મહાવીરે આ વિધિનું પાલન કર્યું હતું ભગવાને આ પ્રમાણે આચર્યું હતું, એમ હું કહું છું.

ઇતિ ત્રીજો ઉદ્દેશક પૂરો

ઉપધાનશ્રુત નામના નવમા અધ્યયનનો ચતુર્થ ઉદ્દેશક

આગળના ઉદ્દેશકમાં ભગવાનની અનુપમ સહનશીલતા દર્શાવવામાં આવી છે. આ ઉદ્દેશકમાં ભગવાનની તપશ્ચર્યાનું વર્ણન છે. ભગવાનને આવી અનુપમ તપશ્ચર્યાને કારણે ઇતિહાસ જાણનારા પુરુષો દીર્ઘ તપસ્વી મહાવીર એ પ્રમાણે ઓળખે છે.

આ ભરતભૂમિમાં આવી કઠોર તપશ્ચર્યા કરવા છતાં પણ સૂક્ષ્મ વિવેકને સાચવનાર પુરુષ ભગવાન મહાવીર સિવાય ઇતિહાસના પાને શોધતા જડે તેમ નથી. તપશ્ચર્યા હમેશાં વિવેકયુક્ત હોવી જોઇએ વિવેક વગરના તપને અને વ્રતને જૈન દર્શનમા બાળવ્રત અને બાળતપ તરીકે ઓળખવામાં આવે છે.

मूलम्-ओमोयरियं चाएइ अपुट्ठेऽवि भगवं रोगेहिं।
पुट्ठे वा अपुट्ठे वा नो से साइज्जई तेइच्छं ॥ १ ॥
संसोहणं च वमणं च गायब्भंगणं च सिणाणं च।
संबाहणं च न से कप्पे दन्तपक्खालणं च परिन्नाय ॥ २ ॥
विरए गामधम्मेहि रीयइ माहणे अबहुवाई।
सिसिरम्मि एगया भगव छायाए झाइ आसीय ॥ ३ ॥
आयावइ य गिम्हाण अच्छइ उक्कुडए अभितावे।
अदु जावइत्थ लूहेण ओयणमंथुकुम्मासेणं ॥ ४ ॥ ॥ सू २९९ ॥

અર્થ -ભગવાનને રોગસ્પર્શો ન હોય તો પણ પરમાત્મા ઉણોદરી તપ કરતા હતા. રોગાદિકથી કે સ્નાનાદિકથી સ્પર્શાયા હોય કે ન સ્પર્શાયા હોય, ભગવાન ચિકિત્સાનું સેવન ક્યારે પણ કરતા નહિ.

ભગવાન બસ્તિ વગેરેથી કે વિરેચન વગેરેથી ઉદર શોધન કરાવતા નહિ, વમન કરતા નહિ, શરીરનુ માલીશ કરતા નહિ, સ્નાન કે શરીર દબાવરાવવું તમને કલ્પતું નહિ, તેમજ ત્રિવેકથી જાણીને પ્રભુ દંત પ્રક્ષાલન પણ કરતા નહિ

ઈંદ્રિયોના ધર્મોથી નિવૃત્ત થયેલા અલ્પભાષી બ્રાહ્મણ એવા ભગવાન કયારેક શિશિર ઋતુમા વૃક્ષ છાયામાં બેસીને ધ્યાન ધરતા વિચરતા હતા.

ગ્રિષ્મઋતુમાં તેઓ આતાપના લેતા હતા. ઉત્કટ આસન પર બેસીને પ્રભુ આતાપનાનો અભ્યાસ કરતા. વળી પ્રભુ લૂખું ભોજન–ચાવલ, બોરનું ચૂરણ, તેમજ કળથી જેવો ખોરાક મેળવીને સંયમયાત્રા ચલાવતા હતા.

मूलम्–एयाणि तिन्नि पडिसेवे अट्ठ मासे अज्जावयं भगवं।
अपिइत्थ एगया भगवं अद्धमासं अदुवा मासंपि ॥ ५ ॥
अवि साहिए दुवे मासे छप्पि मासे अदुवा विहरित्था।
राओवरायं अपडिन्ने अन्नगिलायमेगया भुञ्जे ॥ ६ ॥
छट्ठेण एगया भुञ्जे अदुवा अट्ठमेण दसमेणं।
दुवालसमेण एगया भुञ्जे पेहमाणे समाहिं अपडिन्ने ॥ ७ ॥
णच्चा णं से महावीरे नोऽवि य पावगं सयमकासी।
अन्नेहिं वा ण कारित्था कीरंतंपि नाणुजाणित्था ॥ ८ ॥ ॥ सू. ३०० ॥

અર્થ:–આ ત્રણ વસ્તુઓ (ચાવલ, બોરનું ચૂરણ અને કળથી)નુ સેવન કરીને ભગવાને આઠ મહિના સુધી શરીરયાત્રા ચલાવી હતી. તેમા પણ કયારેક તો ભગવાન પક્ષકલ્પ કે માસકલ્પ સુધીનો આહારત્યાગ કરતા હતા.

કયારેક ભગવાન કંઈક અધિક એવા બે મહિના સુધી કે કયારેક છ મહિના સુધી ચોવિહારી તપશ્ચર્યા કરીને રહેતા હતા, અને અહર્નિશ તપશ્ચર્યા કરનાર નિદાનરહિત પ્રભુ કયારેક અંતપ્રાન્ત ભોજન લેતા હતા.

કયારે તેઓ છટ્ઠ કરતા, તો કયારે તેઓ અટ્ઠમ કરતા, કયારેક તેઓ ચાર ઉપવાસ કે કયારેક કયારેક તેઓ પાંચ ઉપવાસ કરીને આહાર લેતા હતા આ રીતે નિદાનરહિત પ્રભુ સમાધિભાવમાં લીન રહેતા હતા.

ભગવાન ખરેખર સૂક્ષ્મ પ્રકારે જાણીને જાતે પાપ કર્મ કરતા નહિ, અન્ય પાસે કરાવતા નહિ, અથવા તો પાપ કરનારને અનુમોદન પણ આપતા નહિ

मूलम्–गामं पविसे नगरं वा घासमेसे कडं परट्ठाए।
सुविसुध्धमेसिया भगवं आयतजोगयाए सेवित्था ॥ ९ ॥
अदु वायसा दिगिंछत्ता जे अन्ने रसेसिणो सत्ता।
घासेसणाए चिट्ठन्ति सययं निवइए य पेहाए ॥ १० ॥

अदुवा माहणं च समणं वा गामपिण्डोलगं च अतिहिं वा ।
सोवागं मूसियारिं वा कुक्करं वावि विट्ठियं पुरओ ॥ ११ ॥
वित्तिच्छेयं वज्जन्तो तेसिमप्पत्तियं परिहरन्तो ।
मन्दं परक्कमे भगवं अहिंसमाणो घासमेसित्था ॥ १२ ॥ ॥ सू. ३०१ ॥

અર્થ :-ગામમાં કે નગરમાં પ્રવેશ કરીને ભગવાન બીજાને માટે બનાવેલા આહારની ગવેષણા કરતા હતા, અને ભગવાન શુદ્ધ આહાર પ્રાપ્ત કરીને મન-વચન-કાયાના યોગ સમભાવમાં સ્થિર કરીને તે આહારનું સેવન કરતા.

અથવા તો ભૂખથી વ્યાકુળ થઈને કાગડાઓ અને રસને ઇચ્છનારા પ્રાણીઓ ભોજન પ્રાપ્ત કરવાને માટે ઊભા રહેલા હોય અને તેઓ સતત નીચે આવતા હોય, તેમને જોઈને ભગવાન વિક્ષેપ કર્યા વગર વિચરતા હતા.

અથવા બ્રાહ્મણને કે અન્ય શ્રમણને કે ગામડાંના યાચકને, અથવા અતિથીને, ચંડાલને, આગળ ઊભેલા જોઈને કે બિલાડી કે કૂતરાને સામે બેઠેલ જોઈને, પ્રભુ તેમને ભોજનનો અંતરાય ન પડે તેમ વિહરતા હતા.

આ પ્રમાણે પ્રાણીઓની આજીવિકાનો ઉચ્છેદ ન થાય તેમ તેમજ તેમને અવિશ્વાસ ન ઉપજે તેમ ભગવાન ધીમે ધીમે ચાલતા હતા અને અહિંસાનું અવલંબન કરીને આહાર ગવેષણા કરતા હતા.

मूलम्-अवि सूइयं वा सुक्कं वा सीयं पिण्डं पुराणकुम्मासं ।
अदु बुक्कसं पुलागं वा लद्धे पिण्डे अलद्धे दविए ॥ १३ ॥
अवि झाइ से महावीरे आसणत्थे अकुक्कुए झाणं ।
उड्ढे अहे तिरियं च पेहमाणे समाहिमपडिन्ने ॥ १४ ॥
अकसाई विगतगेही य सद्दरूवेसु अमुच्छिए झाइ ।
छउमत्थो वि परक्कममाणे न पमायं सइं पि कुव्वित्था ॥ १५ ॥
सयमेव अभिसमागम्म आयतजोगमायसोहीए ।
अभिनिव्वुडे अमाइल्ले आवकहं भगवं समियासी ॥ १६ ॥
एस विही अणुक्कन्तो माहणेण मईमया ।
बहुसो अपडिन्नेण भगवया एवं रीयन्ति ॥ १७ ॥ त्ति बेमि ॥ सू. ३०२ ॥

અર્થ .-ક્યારેક વઘાર દઈને સ્વાદિષ્ટ બનાવેલો ખોરાક અથવા સૂકો કે ઠંડો ભોજનપિંડ અથવા તો જૂના સેકેલા અડદ કે કળથી અથવા તો સાથવો અથવા તો ધાણી મળે કે ન મળે તો પણ પરમ સમર્થ ભગવાન સમતાભાવમાં સ્થિર રહેતા હતા.

આસન પર સ્થિર રહીને ચંચળતા વગરના તે મહાવીર ક્યારેક ધ્યાન ધરતા હતા ત્યારે તેઓ નિદાનરહિતપણે સમાધિમાં ઊંચેનો, મધ્યલોક અને અધોલોકને નિહાળતા હતા.

તેઓ કષાય વગરના હતા, લાલચ વગરના હતા, શબ્દ અને રૂપોમા મુર્છા વગરના હતા, તેઓ છદ્મસ્થ હોવા છતા પણ પરાક્રમ કરીને, એટલે જાગૃત રહીને ધ્યાન ધરતા હતા, અને એકવાર પણ પ્રમાદ એમણે કર્યો ન હતો.

જાતે જ યોગો ને આત્મશુદ્ધિને માટે સ્થિર કરીને સમભાવને પ્રાપ્ત કરીને નિવૃત્ત થયેલા પ્રભુ જીવન પર્યન્ત માયાના ત્યાગી હતા, અને સમિતિયુક્ત હતા.

આ વિધિનું પાલન સર્વથા નિદાનરહિત એવા મતિમાન બ્રાહ્મણ ભગવાન મહાવીરે કર્યું છે. આમ ભગવન્તે આચર્યું છે, એમ હું કહુ છું.

ઇતિ ચોથો ઉદ્દેશક પૂરો

ઇતિ નવમુ અધ્યયન સમાપ્ત  ઇતિ પ્રથમશ્રુતસ્કંધ સમાપ્ત

**આચારાંગ નામના પ્રથમ અંગનો દ્વિતીય શ્રુતસ્કંધ**

**પિંડેષણા નામના અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક**

આ અધ્યયનમાં મુનિના આચાર દર્શાવવાની શરૂઆત થાય છે. આ આખોયે શ્રુત-સ્કંધ મુનિએ પાળવાના આચારના નિયમો દર્શાવવા માટે લખાયેલો છે કેવી રીતે ભોજન મેળવવું, કેવી રીતે વસ્ત્ર મેળવવાં, તેમા કયા કયા દોષોને તજવા, વળી ભિક્ષુની પ્રતિમાઓનું અવલંબન કઈ રીતે કરવું, તે ઉપરાંત આ અધ્યયનને અંતે ભગવાન મહાવીરનું ચરિત્ર અને મોક્ષના સાધનો દર્શાવનારૂં, વિમુક્તિનામનું પચીસમું અધ્યયન આખાયે અંગસૂત્ર ઉપર કળશરૂપે આવે છે.

मूलम्-से भिक्खू वा, भिक्खुणी वा, गाहावइकुलं पिंडवायपडियाए अणुपविट्ठे समाणे, से जं पुण जाणेज्जा. असणं वा, पाणं वा, खाइमं वा, साइमं वा, पाणेहिं वा, पणएहिं वा, बीएहिं वा, हरिएहिं वा, संसत्तं, उम्मिस्सं, सीओदएण वा उसित्तं, रयसा वा, परिघासियं, तहप्पगारं असणं वा, पाणं वा, खाइमं वा, साइमं वा परहत्थंसि वा, परपायंसि वा, अफासुयं अणेसणिज्जंति मण्णमाणे, लाभेवि संते, नो पडिगाहेज्जा ॥ सू. ३०१ ॥

અર્થ:-તે આચારયુક્ત ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે ગૃહસ્થના ઘેર પિંડ ગ્રહણ કરવાની બુદ્ધિએ પ્રવેશ કરે ત્યારે જો તેને એમ જણાય કે આ અન્ન, આ પીણું, આ ખાદિમ ને સ્વાદિમ સચિત્ત પદાર્થોથી અથવા ફુગથી, અથવા બીજથી, અથવા લીલોતરીથી સંસર્ગ પામેલું છે મિશ્રિત થયેલુ છે, કે સચિત્ત પાણીથી છંટાયેલું છે, કે રજથી મિશ્રિત થયેલું છે, તો તેવા પ્રકારના અન્ન, પાણી, ખાદિમ કે સ્વાદિમને ગૃહસ્થના હાથમાં, કે ગૃહસ્થના પાત્રમા અપાસુક છે અને લેવા યોગ્ય નથી એમ માનીને તેનો લાભ થતો હોય તો પણ તે મુનિએ કે સાધ્વીએ તેને ગ્રહણ કરવું ન જોઈએ

मूलम्-सेयं आहच्च पडिगाहिए सिया, से त्तं आयाए एगंत-मवक्कमेज्जा, एगंत-मवक्कमित्ता अहे आरामंसि वा, अहे उवस्सयंसि वा, अप्पंडे अप्पपाणे अप्पबीए अप्पहरिए अप्पोसे

अप्पोदए अप्पुत्तिंग-पणग-दगमट्टिय-मक्कडासंताणए विगिंचिय (२) उम्मीसं विसोहिय (२), तओ संजयामेव भुंजिज्ज वा, पीइज्ज वा। जंच णो संचाएज्जा भोत्तए वा पाइत्तए वा से तमायाय एगंत मवक्कमेज्जा, एगंतमवक्कमित्ता अहे ज्झामथंडिलंसि वा, अट्ठिरासिंसि वा किट्टरासिंसि वा तुसरासिंसि वा गोमयरासिंसि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि, पडिलेहिय (२) पमज्जिय (२) तओ संजयामेव परिट्ठवेज्जा ॥ सू. ३०४ ॥

અર્થ:-હવે જો તે એકાએક અસાવધાનતાથી કે ગૃહસ્થની ઉતાવળથી તે વસ્તુ સ્વીકારી લે તો તે લઇને તેણે એકાંતસ્થાનમાં જવું, એકાંતસ્થાનમાં જઇને અથવા તો બગીચામાં અથવા તો નિર્જન ઘરમાં જે સ્થાન ઈંડારહિત છે, જીવરહિત છે, બીજ રહિત છે વનસ્પતિરહિત છે, ઝાકળ રહિત છે, પાણીરહિત છે, ઘાસ પર રહેલા જળબિંદુરહિત છે, લીલફુગ રહિત છે તેમજ ભીની માટી કે કરોળિયાની જાળરહિત છે, ત્યાં તે આહારને છૂટો પાડીને મિશ્રણથી શુદ્ધ કરીને પછીથી યત્નાપૂર્વક તેને ખાવો, અથવા પીવો. પરંતુ જો ખાવ-પીવાનુ શક્ય ન હોય તો તે આહારને લઈ ને એકાંત સ્થાનમાં જાય, ત્યા જઈને તે હવે દાહ પામેલ સ્થાનમા, હાડકાના ઢગલામા, અથવા લોઢાના કાટના ઢગલાનાં, અથવા તો ધાન્ય-ફોતરાના ઢગલામા, અથવા તો છાણાના ઢગલામા, અથવા તેવા પ્રકારના બીજા કોઇ સ્થાનમા પ્રતિલેખના કરી કરીને, પ્રમાર્જના કરી કરીને જતનાપૂર્વક તે આહારને પરઠી દે.

मूलम्-से भिक्खु वा, भिक्खूणी वा, गाहावइकुलं पिंडवायपडियाए अणुपविट्ठे समाणे से ज्जाओ पुण ओसहीओ जाणेज्जा कसिणाओ सासिआओ अविदलकडाओ अतिरिच्छच्छिण्णाओ अवोच्छिण्णाओ तरुणियं वा छिवाडिं अणभिक्कंत मभज्जितं पेहाए अफासुयं अणेसणिज्जंति मण्णमणे लाभे संते णो पडिग्गाहेज्जा ॥ सू. ३०५ ॥

અર્થ:-તે ભિક્ષુને કે ભિક્ષુણીને ભોજનને માટે ગૃહસ્થને ઘરે પ્રવેશ કરીને જાણવામાં એમ આવે કે આ બીજ કે વનસ્પતિ આખી આપી છે, જીવ ઉત્પન્ન થાય એવી છે, બે ચીરીયા કરવામા આવ્યા નથી, અને વાંકી પણ છેદાઇ નથી; આમ અણછેદાયેલી તરૂણ વનસ્પતિ કે મગ વિગેરેની ફળી શસ્ત્રનો પ્રહાર ન પામેલી અને ભંગ ન પામેલી એવી જોઈને આ નિર્દોષ નથી, અને લેવા યોગ્ય નથી એમ માનીને તેણે લાભ હોવા છતા પણ આવી વનસ્પતિ સ્વીકારવી જોઈએ નહિ.

मूलम्-से भिक्खू वा, भिक्खुणी वा, जाव पविट्ठे समाणे से ज्जाओ पुण आसहीओ जाणेज्जा अकसिणाओ आसासियाओ विदलकडाओ तिरिच्छच्छिण्णाओ वोच्छिण्णाओ तरुणियं वा छिवाडिं अभिक्कंतभज्जियं पेहाए, फासुयं एसणिज्जंति मण्णमाणे लाभे संते पडिग्गाहेज्जा ॥ सू. ३०६ ॥

અર્થ:-તે ભિક્ષુને કે ભિક્ષુણીને ગૃહસ્થના ઘરે પ્રવેશીને એમ જાણવામાં આવે કે આ બીજ, વનસ્પતિ વગેરેના ટુકડા થયેલ છે, તેમા જીવોત્પત્તિનો સંભવ નથી, તે ચીરાયેલ છે, તે વાંકી

કપાયેલ છે, તે કાચી વનસ્પતિ કે ફળી છેદાયેલી છે, શસ્ત્રનો પ્રયોગ પામેલી છે, અને ભાંગેલી છે. એમ જોઈને આ નિર્દોષ છે, લેવા યોગ્ય છે, એમ માનીને લાભ હોય તો તેણે સ્વીકારી લેવી.

मूलम्-से भिक्खू वा, भिक्खुणी वा, जाव पविट्ठेसमाणे से जं पुण जाणेज्जा पिहुयं वा, बहुरयं वा, भुज्जियं मंथु वा, चाउलं वा, चाउलपलंबं वा, सइं भज्जियं अफासुयं अणेसणिज्जं मण्णमाणे लाभे संते णो पडिग्गाहेज्जा ॥ सू. ३०७ ॥

અર્થ -તે ભિક્ષુ કે ભિક્ષુણી ગૃહસ્થના ઘેર જઈને જાણે કે આ ધાણી, તે બહુ રજવાળી છે, અથવા આ સાથવો કે ચોખા કે કણકી અર્ધ પકવ છે, એટલે કે એકવાર શેકેલ છે, તેથી નિર્દોષ નથી, તો તેણે લાભ થતો હોય તો પણ ન લેવા યોગ્ય આહાર માનીને લેવો નહિ.

मूलम्-से भिक्खु वा, भिक्खुणी वा, जाव पविट्ठे समाणे से जं पुण जाणेज्जा पिहुयं वा जाव चाउलपलंबं वा, असइं भज्जियं दुक्खुत्तो वा भज्जियं तिक्खुत्तो वा भज्जियं फासुयं एसणिज्जं जाव लाभे संते पडिग्गाहेज्जा ॥ सू. ३०८ ॥

અર્થ -તે ભિક્ષુ કે ભિક્ષુણીને ગૃહસ્થના ઘરે પ્રવેશીને જો એમ જણાય કે આ ધાણી, ત્યાંથી માંડીને આ કણકી અનેક વાર ભુંજેલી છે, બે વાર કે ત્રણ વાર ભુંજેલી છે, ( તેથી દુષ્પકવતાના દોષરહિત છે ) તેથી નિર્દોષ છે અને લેવા યોગ્ય છે તો તેણે મળતી હોય તો તે લઈ લેવી.

मूलम्-से भिक्खू वा, भिक्खुणी वा गाहावइकुलं जाव पविसिउकामे णो अन्नउत्थिएण वा, गारत्थिएण वा, परिहारिओ वा अपरिहारिएण सद्धिं, गाहावइकुलं पिंडवायपडियाए पविसेज्जा वा, णिक्खमेज्ज वा ॥ सू ३०९ ॥

અર્થ -તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ જ્યારે તેને ગૃહસ્થના ઘેર દાખલ થવાની ઈચ્છા હોય ત્યારે દોષોને તજનાર એવા ઉદ્યુક્ત વિહારી મુનિએ જે દોષોનો પરિહાર કરતા નથી, તેવા અન્ય તીર્થિક કે ગૃહસ્થની સાથે ભિક્ષા લેવા માટે પ્રવેશ કરવો નહિ, કે બહાર પણ નીકળવું નહિ

मूलम्-से भिक्खू वा, भिक्खुणी वा, बहिया वियारभूमिं वा, विहारभूमिं वा, णिक्खममाणे वा, पविसमाणे वा. णो अण्णउत्थिएण वा गारत्थिएण वा परिहारिओ वा, अपरिहारिएण सद्धिं बहिया वियारभूमिं वा विहारभूमिं वा, णिक्खमेज्जा वा पविसेज्ज वा ॥ सू. ३१० ॥

અર્થ :-તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ શૌચાદિની ભૂમિ કે સ્વાધ્યાય આદિની ભૂમિમાં પ્રવેશ કરવો હોય કે ત્યાથી દૂર જવુ હોય ત્યારે તેણે બહાર નિકળતા કે પ્રવેશ કરતા અન્ય તીર્થિકની સાથે કે ગૃહસ્થની સાથે પોતે દોષોનો ત્યાગી હોવાથી દોષોના આવા અત્યાગીઓની સાથે શૌચભૂમિમા કે સ્વાધ્યાય ભૂમિમા ન પ્રવેશવું જોઈએ કે ન બહાર નિકળવું જોઈએ.

मूलम्-से भिक्खू वा. भिक्खुणी वा, गामाणुगामं दूइज्जमाणे णो अण्णउत्थिएण वा, गारत्थिएण वा, परिहारिओ अपरिहारिएण वा सद्धिं, गामाणुगामं दुइज्जेज्जा ॥ सू. ३११ ॥

અર્થ -તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ એક ગામથી બીજે ગામ જતી વખતે પોતે દોષોના તજનાર હોવાથી દોષોના ન તજનાર એવા અન્ય તીર્થિક કે ગૃહસ્થની સાથે ચાલીને ગ્રામાન્તર કરવું જોઈએ નહિ.

मूलम्-से भिक्खू वा, भिक्खुणी वा, जाव पविट्ठे समाणे णो अणउत्थिअस्स वा, गारत्थियस्स वा, परिहारिओ अपरिहारिअस्स वा, असणं वा (४) देज्जा वा अणुपदेज्जा वा ॥सू. ३१२॥

અર્થ :-તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ ગૃહસ્થના ઘરમાં આહારને માટે પ્રવેશ કર્યો હોય ત્યારે કોઈ અન્ય તીર્થિકને કે ગૃહસ્થને પોતે દોષોનો ત્યાગી હોવાથી અન્ય દોષોના અત્યાગીને, અન્ન કે પાણી, ખાદિમ કે સ્વાદિમ ન આપવા જોઈએ કે ન અપાવવા જોઈએ

मूलम्-से भिक्खू वा, भिक्खुणी वा, जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) अस्सिपडियाए एगं साहम्मियं समुद्दिस्स, पाणाइं भूयाइं जीवाइं सत्ताइं समारब्भ समुद्दिस्स कीयं पामिच्चं अच्छेज्जं अणिसट्ठं अभिहडं आहट्टु चेतेति, तहाप्पगारं असणं वा (४) पुरिसंतरकडं अपुरिसंतरकडं वा, बहिया णीहडं वा, अणिहडं वा, अत्तट्ठियं वा, अणत्तट्ठियं वा परिभुत्तं वा, अपरिभुत्तं वा, आसेवियं वा, अणासेवियं वा, अफासुयं जाव णो पडिग्गाहेज्जा ॥ सू. ३१३ ॥

અર્થ :-તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ જ્યારે તે ગૃહસ્થના ઘરમાં આહારાદિકને માટે પ્રવેશ કરે ત્યારે અન્ન-પાણી વગેરે કોઈ નિર્ગન્થ સાધુને ઉદ્દેશીને પ્રાણનો, ભૂતનો, જીવનો કે સત્ત્વોનો આરંભ કરીને સાધુને ઉદ્દેશીને ખરીદું હોય, ઉધાર લીધું હોય, આંચકી લીધું હોય, સહિયારું હોય, કે સામે લાવીને તે પ્રકારના આહારાદિક જો ગૃહસ્થ આપે; એ ભોજન ભલે તેણે બનાવ્યું હોય, બીજાએ બનાવ્યું હોય, તેણે બહાર આણ્યું હોય, ન આણ્યું હોય, તેણે પોતાના માટે કર્યું હોય કે પરને માટે કર્યું હોય, તેણે ખાધું હોય કે ન ખાધું હોય, તેણે થોડું ઘણું વાપર્યું હોય કે ન વાપર્યું હોય, આવા અન્નને અપ્રાસુક માનીને પ્રાપ્ત થતું હોય તો પણ તે મુનિએ લેવું નહિ.

मूलम्-एवं बहवे साहम्मिया, एगा साहम्मिणी, बहवे साहम्मिणी ओ, समुद्दिस्स चत्तारि आलावगा भाणियव्वा ॥ सू ३१४ ॥

અર્થ :-આ પ્રમાણે ઘણા સાધર્મિક સાધુઓ, એક સમાનધર્મી સાધ્વી, ઘણી સમાનધર્મી સાધ્વીઓ, એમને ઉદ્દેશીને બનાવેલ અન્ન વગેરે, આમ કુલે ચાર આલાપકો થાય છે. (આ રીતે ચાર પ્રકારે ઉદ્દેશીક) આધાકર્મિક વગેરે દોષસહિત અન્ન લેવું નહિ.

मूलम्-से भिक्खू वा, भिक्खुणी वा, गाहावइकुलं जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) बहवे समण माहण-अतिहि किवण-वणीमए पगणिय (२) समुद्दिस्स, पाणाइं जाव सत्ताइ समारब्भ आसेवियं वा अणासेवियं वा अफासुयं अणेसणिज्जंति मण्णमाणे लाभे संते जाव णो पडिगाहेज्जा ॥ सू. ३१५ ॥

અર્થ:-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગૃહસ્થને ઘેર આહારાદિકને માટે પ્રવેશ કરે ત્યારે, તેને જો એમ જણાય કે આ અન્ન, પાણી વગેરે શ્રમણો, બ્રાહ્મણો, અતિથીઓ, રંકપુરુષો, અને ભિખારીઓને ઉદ્દેશીને

પ્રાણાદિકનો આરંભ કરીને બનાવ્યું છે અને તે પ્રકારનું અન્ન આ ગૃહસ્થ આપે છે (હવે સૂત્ર ૩૧૩ના ઉત્તર ભાગમા આવતું ભાષાંતર યોજી લેવું) તો તે પ્રકારનું અન્ન વગેરે તેણે ગ્રહણ કરવું નહિ.

मूलम्–से भिक्खू वा, भिक्खुणी वा, गाहावइकुलं जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) बहवे समण माहण–अतिहि किवण–वणीमए समुद्दिस्स पाणाइं (४) जाव आहट्टु चेएइ, तं तहप्पगारं असणं वा (४) अपुरिसंतरकडं अबहियाणीहडं अणत्तट्ठियं अपरिभुत्तं अणासेवित्तं अफासुयं अणेसणिज्जं जाव णो पडिग्गाहेज्जा ॥ सू. ३१६ ॥

અર્થ:–તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ જ્યારે તે ગૃહસ્થને ઘેર પ્રવેશ કરે. અને તેના જાણવામાં જો એમ આવે કે આ ઘણા શ્રમણો, બ્રાહ્મણો, અતિથીઓ, રંક પુરુષો, કે યાચકોને ઉદ્દેશીને પ્રાણ વગેરેનો આરંભ કરીને બનાવેલું અન્નાદિ સામે લાવીને આપે છે તો તે પ્રકારનુ અન્નાદિ બીજા પુરુષે બનાવ્યું ન હોય, બહાર આણેલુ ન હોય, પોતાને માટે ન કરેલું, પોતે ન ખાધેલું કે અલ્પ પણ ન વાપરેલું એવું છે, તે અન્ન અપ્રાસુક અને ન લેવા યોગ્ય છે, એમ માનીને તેણે ગ્રહણ કરવું નહિ.

मूलम्–अह पुण एवं जाणेज्जा, पुरिसंतरकडं बहियानीहडं अत्तट्ठियं परिभुत्तं आसेवियं फासुयं एसणिज्जं जाव पडिग्गाहेज्जा ॥ सू. ३१७ ॥

અર્થ–હવે જો ભિક્ષુ કે ભિક્ષુણી એમ જાણે કે આ અન્ન અન્ય પુરુષને માટે બનાવ્યું છે, તેને બહાર લાવવામા આવ્યું છે, તે અન્નને દાતાએ સ્વીકાર્યું છે, પોતે તે અન્નાદિક વાપર્યું છે, કે થોડેઘણે અંશે વાપર્યું છે, તો તેથી આ અન્ન પ્રાસુક છે, અને ગવેષણા કરવા યોગ્ય છે, એમ માનીને તેણે તે સ્વીકારવું.

मूलम्–से भिक्खू वा, भिक्खुणी वा गाहावइकुलं पिंडवायपडियाए पविसिउकामे से जाइं पुण कुलाइं जाणेज्जा, इमेसु खलु कुलेसु णिइए पिंडे दिज्जइ अग्गपिंडे दिज्जइ, णियए भाए दिज्जइ अवड्ढभाए दिज्जइ, तहप्पगाराइं कुलाइं णिइयाइं णिइउमाणाइं नो भत्ताए वा पाणाए वा पविसिज्ज वा निक्खमिज्ज वा ॥ सू. ३१८ ॥

અર્થ:–તે ભિક્ષુ અથવા ભિક્ષુણી આહાર ગવેષણા માટે ગૃહસ્થના કુલમાં જ્યારે પ્રવેશ કરવાને ઇચ્છા રાખે ત્યારે હવે જે કુટુંબોને એમ જાણે કે આ કુટુંબોમાં ખરેખર નિત્ય પિંડ દેવામાં આવે છે, અગ્રપિંડ અથવા પ્રથમથી જુદો કાઢેલો પિંડ દેવામા આવે છે, નિયત થયેલો ભાગ દેવામા આવે છે, અર્ધાથી કંઇક ઉણો એટલો ભાગ દેવામા આવે છે, તે પ્રકારના નિત્યદાન કરનારા કુટુંબો જેમા અમુક ભિક્ષુઓ કાયમ પ્રવેશ કરે છે, તે કુટુંબોમા આહારને માટે કે પાણીને માટે તે ભાવ ભિક્ષુએ પ્રવેશ પણ કરવો નહિ, અને ત્યાથી બહાર પણ નિકળવું નહિ.

मूलम्–एयं खलु तस्स भिक्खुस्स वा भिक्खुणीए सामग्गियं ज सव्वट्ठेहिं समिते सहिते सया जए त्ति बेमि ॥ सू. ३१९ ॥

અર્થ:–આ ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીનું સમગ્ર આચારનુ વિધાન છે, જે વિધાન દ્વારા એ સર્વ બાબતોમાં સમિતિયુક્ત રહે છે, એમ હુ કહું છું.

પિંડેષણા અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક પૂરો

અધ્યયન દસમાનો બીજો ઉદ્દેશક

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गाहावइकुलं पिंडवायपडियाए अणुपविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा अट्ठमिपोसहिएसु वा, अद्धमासिएसु वा मासिएसु वा दोमासिएसु वा, तेमासिएसु वा, चाउम्मासिएसु वा, पंचमासिएसु वा, छम्मासिएसु वा, उऊसु वा, उउसंधीसु वा, उउपरियट्टेसु वा, बहवे समण माहण-अतिहि-किवणवणीमगे एगातो उक्खातो परिएसिज्जमाणे पेहाए, दोहिं उक्खाहिं परिएसिज्जमाणे पेहाए, तिहिं उक्खाहिं परिएसिज्जमाणे पेहाए, चउहिं उक्खाहिं परिएसिज्जमाणे पेहाए, कुंभीमुहातो वा कालोवातितो वा संणिहिसंणिचयाओ वा परिएसिज्जमाणे पेहाए, तहप्पगारं असणं वा (४) अपुरिसंतरकडं जाव अणासेवितं अफासुय अणेसणिज्जं वा पडिग्गाहेज्जा ॥ सू. ३२० ॥

અર્થ . તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ ગૃહસ્થના ઘરમા પ્રવેશ કર્યો, અને તેને એમ જાણવામા આવે કે આ ભોજન કે પાણી વગેરે આઠમના પોષધના ઉત્સવ સંબંધે છે, પક્ષના પર્વ સંબંધે છે, એક માસ પછીના પર્વ સંબધે છે, બે માસ પછીના પર્વ સંબંધે છે, ત્રણ માસના પર્વ સંબધે છે; ચાર માસના પર્વ સંબધે છે, પાચ માસના પર્વ સંબધે છે, અને છ માસના પર્વ સંબધે છે, તે ૠતુમાં દેવા યોગ્ય કે ૠતુ સંધિમાં દેવા યોગ્ય અથવા તો ૠતુના પરિવર્તનમા ઘણા શ્રમણો, બ્રાહ્મણો, અતિથિઓ, રંક પુરુષો, અને યાચકોને એક કુંભીમાંથી ભોજન લેતા જોઈને, બે કુંભીમાંથી ભોજન લેતા જોઈને, ત્રણ કુભીમાંથી ભોજન લેતા જોઈને, ચાર કુભીઓમાંથી ભોજન લેતા જોઈને, કુભના મુખમાથી કે ગોરસ વગેરેની દોણીમાંથી નજીક એકઠી કરેલ આહાર સામગ્રીમાથી ભોજન સ્વીકારતાં જોઈને તે પ્રકારનુ ભોજન, પાણી વગેરે બીજા કોઈ પુરુષને માટે કર્યું નથી એમ માનીને એ ભોજનાદિ મુનિઓએ સેવેલું નથી, એ નિર્દોષ નથી અને ગવેસવા યોગ્ય નથી, એમ માનીને તેણે ન લેવું

मूलम्-अह पुण एवं जाणेज्जा पुरिसंतरकडं जाव आसेवित फासुय जाव पडिग्गाहेज्जा ॥ सू. ३२१ ॥

અર્થ : હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી એમ જાણે કે આ અન્ય પુરુષોને માટે બનાવેલું છે, તેમના વડે વપરાયેલુ છે, તેથી નિર્દોષ છે, તો તેણે તેવું ભોજન સ્વીકારી લેવું.

मूलम्-से भिक्खू वा, भिक्खुणी वा जाव पविट्ठे समाणे से जाइं पुण कुलाइं, जाणेज्जा, तेजहा, उग्गकुलाणि वा, भोगकुलाणि वा, राइण्णकुलाणि वा, खत्तियकुलाणि वा, इक्खागकुलाणि वा, हरिवंसकुलाणि वा, एसियकुलाणि वा, वेसियकुलाणि वा, गंडागकुलाणि वा, कोट्टागकुलाणि वा, गामरक्खकुलाणि वा, वोक्कसालिय कुलाणि वा, अण्णयरेसु वा, तहप्पगारेसु कुलेसु अदुगंछिएसु अगरहितेसु वा, असणं वा (४) फासुयं एसणिज्जं जाव पडिग्गाहेज्जा ॥ सू० ३२२ ॥

અર્થ તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે ગૃહસ્થ કુળમા પ્રવેશીને એમ જાણે કે જે કુલો ખરેખર આ પ્રકારના છે, જેમ કે ઉગ્રવંશના કુલો, ભોગવંશના કુલો, રાજન્યવંશના કુલો, ક્ષત્રિય-

વ શના કુલો, ઇશ્વાકુ વ શના કુલો, હરિવ શના કુલો, ગોકુળવાસીઓના કુલો, વ્યાપારીના કુલો, વાળંદ (નાપીત)ના કુલો, કાષ્ટશિલ્પીના કુલો, ગ્રામરક્ષકોના કુલો, વણકરના કુલો, અથવા તે પ્રકારના અન્ય કુલો જાણીને જે કુલો લોકમાં તિરસ્કાર પામેલા નથી અથવા નિંદાયેલા નથી તેવા કુટુંબોમાથી આહાર-પાણી પવિત્ર જાણીને તેણે ગ્રહણ કરવું.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गाहावइकुलं पिंडवायपडियाए अणुपविट्ठे समाणे से जं पुण जाणेज्जा असणं वा, (४) समवाएसु वा, पिंडणियरेसु वा, इंदमहेसु वा, खंदमहेसु वा, रुद्दमहेसु वा, मुगुंदमहेसु वा, भूतमहेसु वा, जक्खमहेसु वा, णागमहेसु वा, थूभमहेसु वा, चेइयमहेसु वा, रुक्खमहेसु वा, गिरिमहेसु वा, दरिमहेसु वा, अगडमहेसु वा, तडागमहेसु वा, दहमहेसु वा, णदिमहेसु वा, सरमहेसु वा, सागरमहेसु वा. आगरमहेसु वा, अण्णतरेसु वा, तहप्पगारेसु विरूवरूवेसु महामहेसु वट्टमाणेसु वहवे समण-माहण अतिहि किवण-वणीमए एगाओ उक्खाओ परिएसिज्जमाणे पेहाए, दोहिं जाव संणिहिसंणिचयातो वा परिएसिज्जमाणे पेहाए, तहप्पगारं असणं वा (४) अपुरिसंतरकडं जाव णो पडिग्गाहेज्जा ॥ सू ३२३ ॥

અર્થ : તે ભિક્ષુક કે ભિક્ષુણી ગૃહસ્થના ઘરમા આહારાદિક માટે પ્રવેશ કરે અને એમ જાણે કે મેળો થયો છે, અથવા પિતૃપિંડ દેવાય છે, ઇંદ્રનો ઉત્સવ છે, કાર્તિકેયનો ઉત્સવ છે, રુદ્રનો ઉત્સવ છે, મુકુંદનો ઉત્સવ છે, ભૂતનો ઉત્સવ છે, યક્ષનો ઉત્સવ છે, નાગનો ઉત્સવ છે, સ્તૂપનો ઉત્સવ છે, ચૈત્યનો ઉત્સવ છે, વૃક્ષનો ઉત્સવ છે, ગિરિનો ઉત્સવ છે, ગુફાનો ઉત્સવ છે, કૂવાનો ઉત્સવ છે, તળાવનો ઉત્સવ છે, ધરાનો ઉત્સવ છે, નદીનો ઉત્સવ છે, સરોવરનો ઉત્સવ છે, સાગરનો ઉત્સવ છે, આગરનો ઉત્સવ છે, અથવા તો તેવા પ્રકારના અન્ય કોઈ વિધવિધ પ્રકારના મોટા ઉત્સવો ચાલી રહ્યા છે, અને ઘણા શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, રંક પુરુષ, અને યાચકોને એક કુંભીમાથી આહાર લેતા જોઈને અથવા બે કુંભીમાથી, ત્યાથી માંડીને આહારના સંચયમાથી સ્વીકાર કરતા જોઈને તે પ્રકારના આહારાદિને અન્ય પુરુષ માટે બનાવ્યા નથી (અર્થાત્ તે નિયત છે) એમ માનીને તેણે સ્વીકારવા જોઈએ નહિ

मूलम्-अह पुण एवं जाणेज्जा, दिण्णं जं तेसिं दायव्वं अह तत्थ भुंजमाणे पेहाए, गाहावतिभारियं वा गाहावतिभगिणिं वा गाहावतिपुत्तं वा, गाहावतिधूयं वा, सुण्हं वा, धातिं वा दासं वा दासिं वा, कम्मकरं वा कम्मकरिं वा, से पुव्वामेव आलोएज्जा 'आउसो' त्ति वा 'भगिणि' त्ति वा 'दाहिसि मे इत्तो अन्नयरं भोजणजायं?' सेवं वदंतस्स परो असणं वा (४) आहट्टु दलएज्जा, तहप्पगारं असणं वा (४) सयं वा णं जाएज्जा, परो वा से देज्जा, फासुयं जाव पडिग्गाहेज्जा ॥ सू ३२४ ॥

અર્થ હવે જો તે ભિક્ષુને એમ ખ્યાલમા આવે કે જે તેમને દેવાનુ હતુ તે દેવાઈ ચૂકયુ છે, પછી તેમને તે અન્નાદિકને ઉપયોગમા લેતા જોઈને (તે મુનિ) ગૃહસ્થની પત્ની કે બહેનને, તેના પુત્રને કે પુત્રીને, પુત્રવધૂને કે ધાઈને, દાસને કે દાસીને, નોકરને કે નોકરડીને પહેલેથી પૂછી લે, 'હે આયુષ્માન' અથવા 'હે બહેન', 'આનાથી બીજું ભોજન તમે મને

આપશો ?" તે આ પ્રમાણે બોલે ત્યારે સામો માણસ જો અન્નપાણી વગેરે લઈ આવીને આપે તો તે પ્રકારનું ભલેને તેણે માગી લીધું હોય કે ગમે તો સામા માણસે આણીને આપ્યુ હોય, પવિત્ર અને અચિત્ત અને લેવા યોગ્ય જાણે તો તેણે લેવુ

मूलम्-से भिक्खू वा (२) पर अद्धजोयणमेराए संखडिं नच्चा संखडिं पडियाए नो अभिधारेज्ज गमणाए॥ सू. ३२५॥

અર્થ : તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ અડધા જોજનની મર્યાદામાં કોઈ ભોજન સમારભ છે એમ જાણ્યુ હોય તો સમારંભની દિશામાં તે જવાનો વિચાર કરે નહિ.

मूलम्-से भिक्खू वा (२) पाईणं संखडिं नच्चा पडीणं गच्छे अणाढायमाणे, पडीणं संखडिं नच्चा पाईणं गच्छे अणाढायमाणे, दाहिणं संखडिं नच्चा उदीणं गच्छे अणाढायमाणे, उदीणं संखडिं नच्चा दाहिणं गच्छे अणाढायमाणे॥ सू. ३२६॥

અર્થ : તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ પૂર્વ દિશામા ભોજનનો સમારભ જાણ્યો તો તેણે પશ્ચિમ દિશામા જવુ, જો તેણે પશ્ચિમ દિશામા સમારભ છે એમ જાણ્યું તો તેણે પૂર્વ દિશામાં વિહાર કરવો તેને ખબર પડે કે ઉત્તર દિશામા મિજબાની છે તો તે દિશાનો અનાદર કરી તેણે દક્ષિણ દિશામા જવુ તેને ખબર પડે કે દક્ષિણ દિશામાં મિજબાની છે તો તેણે તે દિશાનો અનાદર કરીને ઉત્તર તરફ પ્રયાણ કરવું જોઈએ

मूलम्-जत्थेव सा संखडी सिया, तं जहा गामंसि वा नगरंसि वा खेडंसि वा कव्वडंसि वा, मडबंसि वा, पट्टणंसि वा, आगरंसि वा, दोणमुहंसि वा, निगमंसि वा, आसमंसि वा, रायहाणिंसि वा, संनिवेसंसि वा, संखडिं संखडिपडियाए नो अभिसंधारेज्जा गमणाए। केवली बूया 'आयाणमेयं'॥ सू. ३२७॥

અર્થ : જ્યા બરાબર મિજબાની હોય તે સ્થાને જવાને ભિક્ષુએ કે ભિક્ષુણીએ વિચાર કરવો ન જોઈએ એ મિજબાની ભલેને ગામમાં હોય કે નગરમા હોય, નેસમાં હોય કે ખેતરવાળા ગામમા હોય, કેંદ્રભૂત નગરમા હોય કે મીઠા વગેરેના અગર પાસે હોય, બદર પાસે હોય કે વેપારીના ગામમા હોય, આશ્રમમા હોય કે રાજધાનીમાં હોય કે કસબામાં હોય, ત્યા જવા તેણે ન વિચારવું 'આ કર્મબધનુ સ્થાન છે' એમ કેવળી ભગવંત કહેશે.

मूलम्-संखडिं संखडिपडियाए अभिसंधारेमाणे आहाकम्मियं वा, उद्देसियं वा, मीसजायं वा, कीयगडं वा, पामिच्चं वा, अच्छेज्जं वा, अणिसट्ठं वा, आहट्टु दिज्जमाणं भुंजेज्जा, असंजए भिक्खुपडियाए खुड्डियदुवारियाओ महल्लियाओ कुज्जा, महल्लियदुवारियाओ खुड्डियाओ कुज्जा, समाओ सिज्जाओ विसमाओ कुज्जा, विसमाओ सिज्जाओ समाओ कुज्जा, पवायाओ सज्जाओ णिवायाओ कुज्जा, निवायाओ सिज्जाओ पवायाओ कुज्जा, अंतो वा वहिं वा उवसयस्स हरियाणि छिंदिय (२) दालिय (२) संथारगं संथारेज्जा 'एस विलुंगयामो सिज्जाए' तम्हा से संजए नियंठे अन्नयरं वा तहप्पगारं पुरेसंखडिं वा पच्छेसंखडिं वा संखडिपडियाए नो अभिसंधारेज्ज गमणाए॥ सू. ३२८॥

અર્થ : મિજબાનીમાં કે મિજબાનીની દિશામાં જનાર કે જવા ધારનાર સાધુને આધાકાર્મિક દોષ (જીવહિંસાયુક્ત પદાર્થ મેળવ્યાનો) કે ઔદ્દેસિક (સાધુ માટે બનાવેલ સ્વીકાર્યાનો દોષ) કે મિશ્ર જાત (સચિત્ત અને અચિત્તની ભેળસેળનો દોષ) કે ખરીદેલુ સ્વીકારવાનો દોષ, કે ઉછીનું લીધેલના સ્વીકારનો દોષ, આચકી લાવેલુ સ્વીકાર્યાનો દોષ, કે સહિયારી માલિકીની વસ્તુ સ્વીકાર્યાનો દોષ, સામે લાવેલું કે એકાએક લાવેલુ અન્ન તેણે ખાવુ પડે એવા દોષો લાગે છે.

ગૃહસ્થ ભિક્ષુની આગતાસ્વાગતા માટે નાનકડી બારીઓને મોટાં દ્વાર કરી નાખે, મોટા બારણાને નાનકડી બારીઓ કરી નાખે, સમતલ શૈયાને વિષમતલ કરે, અને વિષમતલ શૈયાને સમતલ કરે, વાયુ નજીકની પથારીને વાયુથી દૂર કરે અને વાયુથી દૂરની પથારીને વાયુ સન્મુખ કરે, વળી મકાનની બહાર કે અંતરની લીલોતરી છેદીને-તોડીને પથારીની સામગ્રી તૈયાર કરે, વિચારે કે આ નિર્ગ્રંથની શૈયા માટે. તેથી તે શ્રમણનિર્ગ્રંથ બીજા પણ તે પ્રકારના પૂર્વે મિજબાની થઈ હોય તેવા, પછી મિજબાની થવાની છે તેવા અથવા સંખડિ અર્થાત્ મિજબાની તરફનાં સ્થાનો પ્રત્યે જવાનો વિચાર કરે નહિ.

मूलम्-एव खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गिय, जं सव्वट्ठेहिं समिते सहिते सयाजये त्ति बेमि ॥ सू ३२९ ॥

અર્થ : આ પ્રમાણે ખરેખર જે ભિક્ષુ સમતાવંત, ગુણ સહિત અને સદા યતનાવંત છે, તેની આચારસામગ્રી છે, એમ હું કહું છું.

એમ બીજો ઉદ્દેશક પૂરો થયો

અધ્યયન દસમાંનો તૃતીય ઉદ્દેશક

मूलम्-से एगया अन्नतर संखडि आसित्ता पिवित्ता छड्डेज्ज वा वमेज्ज वा भुत्तं वा से नो सम्मं परिणमेज्जा, अण्णतरे वा से दुक्खे रोयातंके समुप्पज्जेज्जा, केवली बूया 'आयाणमेयं' ॥ सू ३३० ॥

અર્થ : તે ભિક્ષુ કોઈ વાર કોઈ એક મિજબાનીમા ખાઈને-પીને અન્ન છોડી દે, કે તેનું વમન કરે અથવા ખાધેલુ તેના શરીરમાં બરાબર પરિણમે નહિ, અથવા તેને બીજો કોઈ રોગનો ઉપદ્રવ કે દુ:ખ શરીરમા ઉત્પન્ન થાય તો કેવળી ભગવાન કહેશે કે આ કર્મબંધનું કારણ છે.

मूलम्-इह खलु भिक्खू गाहावतीहि वा, गाहावतिणीहि वा, परिवायएहिं वा, परिवाइयाहिं वा, एगज्झ सद्धि सोड पाउ भो वितिमिस्स हुरत्था वा उवस्सय वा पडिलेहमाणे णो लभेज्जा, तमेव उवस्सयं स मिस्सी भावमावज्जेज्जा अण्णमण्णे वा से मत्ते विपरियासियभूते इत्थिविग्गहे वा किलीबे वा त भिक्खुं उवस कमित्तु बूया 'आउस तो समणा अहे आराम सि वा अहे उवस्सयंसि वा राओ वा वियाले वा गामधम्मणिय तिर्यं

कट्टु रहस्सियमेहुणधम्मपरियारणाए आउट्टामो।' तं वेगतितो सातिज्जेज्जा। अकरणिज्जं चेयं संखाए। एते आयतणा संति संचिज्जमाणा पच्चावाया भवंति। तम्हा से संजए नियंठे तहप्पगारं पुरेसंखडिं वा पच्छासंखडिं वा संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए॥ सू. ३३१॥

અર્થ : ખરેખર આ મિજબાનીને સ્થાને તે ભિક્ષુ, ગૃહસ્થોની સાથે કે ગૃહિણીઓની સાથે, સંન્યાસીઓ કે સંન્યાસિનીઓની સાથે, એકત્ર થઈ, મદ્ય પીને, બહાર નીકળીને, ઉપાશ્રયને શોધે ત્યારે તે તેને મળે નહિ; વળી તેજ ઉપાશ્રયમાં બધો મિશ્રભાવ ઉત્પન્ન થાય; વળી એકબીજા સાથે મળી મદમા ચકચૂર થાય ત્યારે (સ્વધર્મ વિસ્મરણ થાય ત્યારે) સ્રી નપુંસક કે નપુંસક તેની પાસે આવીને તેને કહે, 'હે આયુષ્માન શ્રમણ, હવે હું બગીચામા કે ઉપાશ્રયમા રાત્રે કે બપોરે, મૈથુનસેવન માટે આમંત્રણ આપી કહે કે 'મૈથુનસેવના માટે આપણે પ્રવર્તીશું', તે બાબત એકલો એવો તે કદાચિત (મૈથુન) સેવે આ અકાર્ય છે એમ વિચારી (મિજબાનીની દિશામા) ન જવુ આ કર્મસંચયનાં કારણો છે તે વધતા વધતા કર્મનો સમૂહ બને છે તેથી તે નિર્ગ્રંથ સાધુએ પહેલાં મિજબાની કે પછી મિજબાની છે એવું જ્ઞાન થતા, મિજબાની છે એમ સંભળાય કે તે બાજુ જવાને વિચાર (પણ) ન કરવો.

मूलम्–से भिक्खू वा (२) अन्नतरं संखडिं वा सोच्चा णिसम्म संपहावेति उस्सुयभूतेण अप्पाणेणं "धुवा संखडी" णो संचाएति तत्थ इयरेतरेहिं कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं पडिगाहेत्ता आहारं आहारेतए। माइट्ठाणं संफासे णो एवं करेज्जा, से तत्थ कालेणं अणुपविसिता तत्थेतरेतरेहिं कुलेहि सामुदाणियं एसियं वेसियं पिंडवायं पडिगाहिता आहारं आहारेज्जा॥ सू. ३३२॥

અર્થ : તે ભિક્ષુ પૂર્વે થયેલી કે પછી થયાની મિજબાનીમાંથી કોઈ પ્રકારની મિજબાની વિશે સાભળીને, તે વસ્તુ લક્ષમા રાખીને, ઉત્સુક મનવાળો થઇને તે તરફ દોડે છે, 'નક્કી મિજબાની છે' એ ખ્યાલથી તે (એ ગામમા) જુદાં જુદાં કુળોમાંથી માધુકરી ભિક્ષા જે એષણીય અને સાધુવેશને કારણે પ્રાપ્તવ્ય છે એ ભિક્ષા લાવીને (સ્વીકારીને) તેનો ઉપયોગ તે કરી શકતો નથી. આમ તેને માયાસ્થાન સ્પર્શનો દોષ થાય છે. આમ તેણે ન કરવું. ત્યાં તેણે યોગ્ય કાળે જઈ જુદાં જુદાં કુળમાથી એષણીય અને અનુરૂપ ભિક્ષા લઇને વાપરવી જોઇએ

मूलम्–से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा गामं वा जाव रायहाणिं वा, इमंसि खलु गामंसि वा, जाव रायहाणिंसि वा संखडी सिया, तंपिय गामं वा रायहाणिं वा संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए। केवली बूया आयाण–मेयं॥ सू. ३३३॥

અર્થ : તે ભિક્ષુ કે ભિક્ષુણી જો, પરંતુ, એમ જાણે કે આ ગામમા, શહેરમાં કે રાજધાનીમાં મિજબાની થશે એવું આ ગામ, શહેર, કે પાટનગર છે, તો તે ગામ, શહેર કે પાટનગરમા જવા વિચાર ન કરવો જોઈએ કેવલી કહેશે કે આ કર્મબંધનનું સ્થાન છે.

मूलम्-आहण्णावमा ण संखडिं अणुपविस्समाणस्स पाण्ण वा पाए अक्कंतपुव्वे भवति, हत्थेण वा हत्थे संचालियपुव्वे भवति, पाण्ण वा पाए आवडियपुव्वे भवति, सीसेण वा सीसे संघट्टियपुव्वे भवति, काण्ण वा काए सखोभियपुव्वे भवति, दंडेण वा अट्ठिणा वा मुट्ठिणा वा लेलुणा वा कवालेण वा अभिहयपुव्वे भवति सीतोदण्ण वा उसित्तपुव्वे भवति रयसा परिघासिय पुव्वे भवति, अणेसणिज्जेण वा परिभुत्तपुव्वे भवति, अण्णेसिं वा दिज्जमाणे पडिगाहितपुव्वे भवति, तम्हा से संजए णिग्गंथे तहप्पगारं आइण्णोमाणं संखडिं संडि पडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ सू. ३३४ ॥

અર્થ માણસોથી ભરપૂર અને 'અવમા' અર્થાત્ હીન પ્રકારની મિજબાનીમાં દાખલ થનાર ભિક્ષુને, તેના પગ દ્વારા બીજાના પગ પર આક્રમણ થાય, હાથની સાથે હાથ પછડાઈ જાય, પગ સાથે પગ અફળાઈ જાય, માથા સાથે માથુ ભટકાઈ જાય, કાયાની સાથે કાયાને વિક્ષોભ ઉત્પન્ન થાય, અને (કોપાયમાન અન્યમતનો સાધુ) તેને દંડથી, હાડકાંથી, મુઠીથી, ઢેફાથી, ઠીકરાથી પ્રહાર પણ કરે, અથવા સચિત્ત પાણી પણ તેના પર છાટી દે, અથવા ધૂળથી તેને રગદોળે વળી તેને અનૈષણીય એવુ જમવુ પડે વળી બીજાને દેવાતુ (તેને અંતરાય પાડીને) લેવુ પડે તેથી તે સંયમી નિર્ગ્રંથ તે પ્રકારની ભરપૂર અને હીણી મિજબાનીની દિશામા જવાનો વિચાર ન કરે.

मूलम्-से भिक्खु वा (२) गाहावइकुलं पिंडवायपडियाए पविट्ठे समाणे से ज्जं पुण जाणेजा असणं वा (४) एसणिज्जं सिया अणेसणिज्ज सिया, वितिगिच्छसमावण्णेणं अप्पाणेणं असमाहडाए लेस्साए तहप्पगार असणं वा (४) लाभे संते णो पडिगाहेज्जा ॥ सू. ३३५ ॥

અર્થ . તે ભિક્ષુ ગોચરી માટે ગૃહસ્થના ઘેર પ્રવેશ્યા પછી જાણે કે આ ભોજનપાણી એષણીય કે અનેષણીય, તેને શંકા પડે અને તેનુ મન શુદ્ધિ બાબત અવઢવ અનુભવે, તો મનનું સમાધાન ન હોય ત્યારે લાભ થતો હોય છતા પણ તેણે તે અન્નપાણી વગેરે સ્વીકારવુ નહિ

मूलम्-से भिक्खू वा (२) गाहावतिकुलं पविसिउकामे सव्वं भंडग-मायाय गाहावतिकुलं पिंडवायपडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा ॥ सू. ३३६ ॥

અર્થ તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ ભિક્ષા સમયે ગૃહસ્થના ઘેર પ્રવેશવાનુ હોય ત્યારે સર્વ પાત્રાદિ સામગ્રી લઈને ગૃહસ્થને ઘેર પ્રવેશવુ કે ત્યાથી બહાર આવવુ

मूलम्-से भिक्खू वा (२) बहिया विहारभूमिं वा विचारभूमिं वा णिक्खम्ममाणे पविसमाणे सव्वं भंडग-मायाए बहिया विहारभूमिं वा वियारभूमिं वा णिक्खमेज्ज वा पविसेज्ज वा ॥ सू. ३३७ ॥

અર્થ તે ભિક્ષુ સ્વાધ્યાયભૂમિની બહાર જાય કે શૌચભૂમિની બહાર જાય કે તે ભૂમિઓમા દાખલ થાય ત્યારે પોતાના પાત્રાદિ બધા ચિહ્નો (પોતાના કલ્પાનુસાર, એટલે સ્થવિર કલ્પના કે જિનકલ્પના) તેણે અવશ્ય ધારણ કરવા જોઈએ

मूलम्-से भिक्खू वा (२) गामाणुगामं दूइज्जमाणे सव्वं भंडग-मायाए गामाणुगामं दूइज्जेज्जा ॥ सू. ३३८ ॥

અર્થ તે ભિક્ષુ એક ગામથી બીજે ગામ જતો હોય ત્યારે તેણે પોતાનાં પાત્રાદિ સર્વ ચિહ્નો ધારીને જ તેમ કરવું જોઈએ

मूलम्-से भिक्खू वा (२) अहपुण एवं जाणेज्जा तिव्वदेसियं वासं वासमाणं पेहाए, तिव्वदेसियं महियं सण्णिवयमाणिं पेहाए, महावाएण वा रयं समुद्धुयं पेहाए, तिरिच्छसंपातिमा वा तसा पाणा संथडा सन्निवयमाणा पेहाए, से एवं णच्चा णो सव्वं भंडग मायाय गाहावइकुलं पिंडवाय पडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा वहिया विहारभूमिं वा विचारभूमिं वा पविसेज्ज वा णिक्खमेज्ज वा, गामाणुगामं दूइज्जेज्ज वा ॥ सू. ३३९ ॥

અર્થ : તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે મોટા પ્રદેશમા વરસાદ વરસતો દેખાય છે, મોટા પ્રદેશમા અધકારનુ વાદળું સક્રમે છે, અથવા મહાન વંટોળથી રજ ઉછળતી દેખાય છે, અથવા ત્રસ જીવો તિરછી દિશાઓમા ઊડે છે અને પછડાય છે, એમ જોઈને અને આ પ્રમાણે જાણીને તે સર્વ પાત્રાદિ ચિહ્નો ગ્રહણ કર્યા વિના પણ, માધુકરી માટે ગૃહસ્થનું ઘર, સ્વાધ્યાયભૂમિ કે શૌચભૂમિ તેમા જાય કે ત્યાથી પાછો આવે અથવા એક ગામથી બીજે ગામ જાય

मूलम्-से भिक्खू वा (२) से ज्जाइं पुण कुलाइं जाणेज्जा; तंजहा, खत्तियाण वा, राईण वा, कुराईण वा, रायपेसियाण वा, रायवसट्ठियाणं वा, अंतो वहिं वा संणिविट्ठाण वा, गच्छंताण वा णिमंतेमाणाण वा, अणिमंतेमाणाण वा, असण वा, (४) लाभे संते णो पडिगाहेज्जासि त्ति वेमि ॥ सू. ३४० ॥

અર્થ તે ભિક્ષુ કે ભિક્ષુણીને વળી માલૂમ પડે કે આ ક્ષત્રિયોનાં કુળો છે, આ રાજાઓના કુળો છે, આ રાજાઓમાં નાના રાજાઓનાં કુળો છે, આ રાજસેવકોના કુળો છે, આ રાજવંશના સગાનાં કુળો છે, તેઓ અંદર બેઠા હોય કે બહાર જતા હોય, આમંત્રણ આપે કે આમત્રણ ન આપે, અન્નપાણી વગેરેનો ત્યાં લાભ હોય તોયે ભિક્ષુએ આવો (રાજસંબંધ પિંડ) પિંડ સ્વીકારવો નહિ

ત્રીજો ઉદ્દેશક પૂરો થયો

અધ્યયન દસમાંનો ચોથો ઉદ્દેશક

मूलम्-से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा मसाइयं वा, मच्छाइयं वा, मंसखलं वा, मच्छखलं वा, आहेणं वा, पहेणं वा, हिंगोलं वा, संमेलं वा, हीरमाणं संपेहाए अंतरा से मग्गा वहुपाणा वहुपीया वहुहरिया वहुओसा वहुउदया वहुउत्तिंगपणग-दगमट्टिय मक्काडासंताणगा, वहवे तत्थ समण-माहण अतिहि-किवण-वणीमगा उवागता

उवागमिस्संति, तत्थाइण्णा वित्ती, णो पन्नस्स णिक्खमणपवेसाए, णो वायणपुच्छण परियट्टणाणुपेहाए धम्माणुओगचिंताए, सेवं णच्चा तहप्पगारं पुरे संखडिं वा पच्छासंखडिं वा संखडिपडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ सू. ३४१ ॥

અર્થ : તે ભિક્ષુ કે ભિક્ષુણીએ જ્યારે તે કોઈ ગામમાં પ્રવેશીને એમ જાણે કે (નીચેના પ્રકારની મિજબાની છે) ત્યારે તે તરફ જવા વિચારવું નહિ: માંસના ભોજનવાળી, માછલાંના ભોજનવાળી, શુષ્કમાસ કે શુષ્કમત્સ્યના ભોજનવાળી, વહુના પ્રવેશ સમયનું ભોજન (આહ), વહુના પિતાને ઘેર થયેલ ભોજન (पह), મરેલાનિમિત્ત ભોજન (हिंगोल), અથવા ગામડાંનું ભોજન, (તે માટે) કોઈ વસ્તુ લઈ જવાતી જોઈને (જવું ન ઘટે) તેના રસ્તામાં બહુ જીવો, બહુ બીજો, બહુ ઘાસ, બહુ ઝાકળ, બહુ પાણી, બહુ ફૂગ–શેવાળ, માટી તેમ જ કરોળિયાનાં જાળા હોય; વળી ત્યાં ઘણા સાધુ, બ્રાહ્મણ, યાચક આવેલા અને આવવાના હોય, અને ત્યાં એકઠા થયેલ હોય, ત્યાં પ્રાજ્ઞપુરુષે જવું–આવવું ન જોઈએ અને ત્યાં વાચના, પૃચ્છના, પરિવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મોપદેશ થઈ શકે નહિ, તેથી તે પ્રકારનાં પૂર્વે કે પછી મિજબાનીના સ્થાને ભિક્ષુ જવાને વિચારે નહિ

मूलम्–से भिक्खु वा (२) गाहावइकुलं पिंडवायपडियाए पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा, मंसाइयं जाव संमेलं वा हीरमाणं पेहाए अंतरा से मग्गा अप्पंडा जाव अप्पसंताणगा, णो जत्थं वहवे समणमाहणा जाव उवागमिस्संति, अप्पाइण्णा वित्ती, पण्णस्स णिक्खमणपवेसाए पण्णस्स वायण–पुच्छण–परियट्टणाणु पेहाए धम्माणुओगचिंताए, सेवं णच्चा तहप्पगारं पुरेसंखडिं वा पच्छासंखडिं वा संखडिपडियाए अभिसंधारेज्ज गमणाए ॥ सू. ३४२ ॥

અર્થ જો તે ભિક્ષુ ગૃહસ્થને ત્યાં ભિક્ષાર્થે પ્રવેશીને એમ જાણે કે માંસવાળું ભોજન....ત્યાંથી માંડી ઘણા માણસોનું ભોજન છે, અને તે કોઈ ભોજન લઈ જવાતું જોઈને, (જ્યારે પોતે માંદો કે દૂર જવા અસમર્થ હોય ત્યારે) જો જુએ કે માર્ગની વચ્ચે ઈંડા અલ્પ છે અને ત્યાંથી માંડીને કરોળિયાના જાળાં પણ નહિવત્ છે, ત્યારે ભલેને બહુ શ્રવણબ્રાહ્મણ અને યાચકોએ તે જગા ઘેરી હોય, પ્રાજ્ઞપુરુષને માટે ત્યા વૃત્તિ ન હોય, વાચનાપૃચ્છના વગેરે ત્યાં શક્ય ન હોય તો પણ (દોષો દૂર રાખવા સમર્થ એવો) ભિક્ષુ ત્યાં જવાને માટે તૈયારી કરે. (અને અન્ય સ્થાનોમાંથી શુદ્ધ ભિક્ષા મેળવી લે)

मूलम्–से भिक्खू वा (२) गाहावइकुलं जाव पविसितुकामे से ज्जं पुण जाणेज्जा खीरिणियाओ गावीओ खीरिज्जमाणीओ पेहाए असणं वा (४) उवसंखडिज्जमाणं पेहाए पुरा अप्पजूहिए, सेवं णच्चा णो गाहावइकुलं पिंडवायपडियाए णिक्खमेज्जं वा पविसेज्ज वा। से तमायाए एगंत मवक्कमेज्जा अणावाय–मसंलोए चिट्ठेज्जा। अहपुण एवं जाणेज्जा, खीरिणीओ गावीओ खीरियाओ पेहाए, असणं वा (४) उवक्खडियं पेहाए पुरापजूहिते, से एवं णच्चा ततो संजयामेव गाहावत्तिकुलं पिंडवायपडियाए पविसेज्ज वा निक्खमेज्ज वा ॥ सू. ३४३ ॥

અર્થ વળી તે મુનિ જ્યારે ભિક્ષાર્થે ગૃહસ્થને ઘેર પ્રવેશવા ધારે ત્યારે જો તે એમ જાણે કે દૂઝણી ગાયો દોહાય છે અને અન્નભોજનાદિ તૈયાર થઈ રહ્યું છે અને પૂર્વે તૈયાર

થયેલું (अप्पजूहिय) પણ ભોજન છે તે વખતે આમ જાણીને (વાછરડા કે ગાયને ત્રાસ કે અંતરાય નિવારવા) તે ભિક્ષાર્થે ત્યાં આવજાવ કરે નહિ. ફક્ત ગાયનું દૂધ લઈને તે એકાંતમાં જાય અને દૂર દૃષ્ટિપથની બહાર ઊભો રહે પછી દૂધાળી ગાયો દોહાઈ ગઇ એમ જોઈ, અન્નપાણી તૈયાર થઈ ગયા છે એમ જાણીને પછી જતનાથી ગૃહસ્થને ઘેર ભિક્ષાર્થે પ્રવેશે કે બહાર નીકળે

मूलम्-भिक्खागा णामेगे एव माहसु समाणे वा वसमाणे वा गामाणुमाम दुइज्जमाणे, "खुडाए खलु अयं गामे संणिरुद्धाए णो महालए, से हंता-भयंतारो बाहिरगाणि गामाणि भिक्खा यरियाए वयह" ॥ ३४४ ॥

અર્થ : કેટલાક ભિક્ષુઓ આમ કહે છે ક્ષીણ થયેલા (समाणा) એક ગામમા વસતા અને એક ગામથી બીજે ગામ જનારને કહે છે કે આ ગામ નાનું છે, થોડી ભિક્ષાવાળુ છે અને મોટુ નથી, એટલે આપ પૂજ્ય, બહારના ગામોમા ભિક્ષા માટે જાઓ.

मूलम्-संति नत्थेगतियस्स भिक्खुस्स पुरेसंथुया वा पच्छासथुया वा परिवसंति, तंजहा, गाहावती वा, गाहावतिणीओ वा, गाहावतिपुत्ता वा, गाहावति धूयाओ वा, गाहावति-सुण्हाओ वा, धाईओ वा, दासा वा, दासीओ वा, कम्मकरा वा, कम्मकरीओ वा, तहप्पगाराइं कुलाइं पुरेसथुयाणि वा पच्छासंथुयाणि वा पुव्वामेव भिक्खायरियाए अणुपविसिस्सामि, अविय इत्थ लभिस्सामि पिंड वा, लोयं वा, खीरं वा, दधि वा, नवणीयं वा, घयं वा, गुलं वा, तेल्लं वा, महुं वा, मज्ज वा, मंसं वा, संकुलिं वा, फाणिय वा, पुयं वा, सिहरिणिं वा, तं पुव्वामेव भुच्चा पेच्चा, पडिग्गहे संलिहिय सपमज्जिय, ततो पच्छा भिक्खूहिं सद्धिं गाहावतिकुलं पिंडवायपडियाए पविसिस्सामि निक्खमिस्सामि वा। माइट्ठाणं संफासे। णो एवं करेज्जा। से तत्थ भिक्खूहिं सद्धिं कालेण अणुपविसिता तत्थियरेयरेहिं कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं पडिगाहेत्ता आहार आहारेज्जा ॥ ३४५ ॥

અર્થ : ત્યાં કોઇ ભિક્ષુના પૂર્વ-પરિચિતો વસતા હોય, પછીથી પરિચિત થયેલા વસતાં હોય, તે નીચે મુજબ હોયઃ ગૃહસ્થો અથવા ગૃહિણીઓ, ગૃહસ્થપુત્રો અથવા ગૃહસ્થની પુત્રીઓ કે ગૃહસ્થની પુત્રવધૂઓ કે તેની આયાઓ કે તેમના દાસદાસીઓ, કે તેમના કસબી-કારીગરો કે તેમની પત્નીઓ તે પ્રકારના કુળો જે પૂર્વે જ પરિચિત હોય કે પછીથી પરિચિત થયાં હોય, 'ત્યા હુ સર્વ પ્રથમ ભિક્ષાર્થે દાખલ થઇશ. વળી અહીં હું સુંદર ભાત, કે રસાળ ભોજન, દૂધ, દહીં, માખણ કે ઘી, ગોળ, તેલ, મધુર પદાર્થ, સ્ફૂર્તિ-દાયક કે રસાળ પદાર્થ, જલેબી કે પ્રવાહી ગોળ, પૌઆ કે શિકરણ (દહીં અને ખાડનો પદાર્થ), તે ભોજનને પૂર્વે જ ખાઈને, પીને પાત્રને (બરાબર) સાફ કરીને, લૂછીને તે પછી બીજા ભિક્ષુઓની સાથે ગૃહસ્થોના કુળના ભિક્ષાર્થે પ્રવેશ કરીશ' આ માયાકપટનુ સ્થાન થયું. તેનો સ્પર્શ થાય તેથી એ પ્રમાણે કરવુ જોઈએ નહિ તેણે ત્યાં ભિક્ષુઓની સાથે જ આવજાવ કરીને પવિત્ર અને સાધુયોગ્ય ભોજન લાવીનેજ જમવું.

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स वा भिक्खुणीए वा सामग्गियं ॥ ३४६ ॥

અર્થ : આ તે ભિક્ષુનો કે ભિક્ષુણીનો આચારવિધિ છે.

ચોથો ઉદ્દેશક પૂરો થયો

અધ્યયન દસમાનો પાચમો ઉદ્દેશક

मूलम्–से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा, अग्गपिंडं उक्खिप्पमाणं पेहाए, अग्गपिंडं णिक्खिप्पमाणं पेहाए, अग्गपिंडं हीरमाणं पेहाए, अग्गपिंडं परिभाइज्जमाणं पेहाए, अग्गपिंडं परिभुज्जमाणं पेहाए, अग्गपिंडं परिट्ठवेज्जमाणं पेहाए, पुरा असिणति वा, अवहाराति वा, पुरा जत्थन्ने समण-माहण-अतिहि-किवण वणीमगा खद्धं खद्धं उवसंकमंति, से हंता अहमवि खद्धं उवसंकमामि माइट्ठाणं संफासे णो एवं करेज्जा ॥ ३४७ ॥

અર્થ [આ અધ્યયનના આગળના ઉદ્દેશકમા દર્શાવેલો પિંડગ્રહણનો, ખોરાક લેવાનો વિધિ જ અહીં આગળ સમજાવાય છે ] તે ભિક્ષુ ગૃહસ્થને ઘેર પ્રવેશ કરીને જો એમ જાણે કે આ અગ્રપિંડ (દેવાદિને ધરાવવામા આવેલ પિંડ) જ્યારે જરા જરા ઉપાડવામા આવતો, જરા જરા મૂકવામાં આવતો, લઈ જવામા આવતો, અને પ્રસાદ તરીકે વહેંચવામાં આવતો જોઈને અને તે નૈવેદ્ય દ્રવ્યને ખાવામાં આવતું જોઈને, વળી તેને મૂકવામાં આવતું જોઈને, વળી પૂર્વે (કેટલાયે સાધુબ્રાહ્મણ યાચકોએ) તે પિંડ ખાધો છે, તે પિંડને તેઓ લઈ ગયા છે, વળી જ્યા આ લોકો જલદી જલદી પહોચી જાય છે, ભિક્ષુ તે જોઇ એમ વિચારે કે હુ પણ જલદી પહોચી જાઉ તો તે માયાના સ્થાનને સ્પર્શ કરે છે તેણે એમ કરવુ ન જોઇએ

मूलम्–से भिक्खू वा (२) जाव समाणे अंतरा से वप्पाणि वा, फलिहाणि वा पागाराणि वा, तोरणाणि वा, अग्गलाणि वा, अग्गलपासगाणि वा, सति परक्कमे संजयामेव परक्कमेज्जा, णो उज्जुयं गच्छेज्जा केवली बूया "आयाणं-मेयं" ॥ ३४८ ॥

અર્થ : તે ભિક્ષુ ગ્રામાદિક પ્રત્યે જતો હોય તે સમયે વચમા માર્ગે ટેકરાઓ, ખાઈઓ કે બાંધેલ ગઢની દિવાલો, તોરણદ્વારો હોય અથવા આગળની દિવાલ કે વાડ હોય તો પોતાનુ સામર્થ્ય હોવા છતાં પણ જતનાપૂર્વક ચાલે, પણ સીધો જ તેમના પર ચાલે નહિ કેવળી કહે છે : 'આ કર્મબંધનુ સ્થાન છે'

मूलम्–से तत्थ परक्कमेमाणे पयलेज्ज वा पवडेज्ज वा। से तत्थ पयलेमाणे वा पवडेमाणे वा तत्थ से काये उच्चारेण वा, पासवणेण वा, खेलेण वा, सिंघाणेण वा, वंतेण वा, पितेण वा, पूएण वा, सुक्केण वा, सोणिएण वा उपलित्ते सिया। तहप्पगारं कायं णो अणंतरहियाए पुढवीए, णो ससणिद्धाए पुढवीए, णो ससरक्खाए पुढवीए, णो चित्तमंताए सिलाए, णो चित्तमंताए लेलूए, कोलावासंसि वा दारुए जीवपतिट्ठिए सअंडे सपाणे जाव ससंताणए, णो आमज्जेज्ज वा, णो पमज्जेज्ज वा, संलिहेज्ज वा, णिल्लिहेज्ज वा, उव्वलेज्ज वा, उव्वट्टेज्ज वा, आयावेज्ज वा, पयावेज्ज वा। से पुव्वामेव अप्पससरक्खं तणं वा, पत्तं वा कट्ठं वा सक्करं वा, जाएज्जा। जाइता से त मायाए एगंत मवक्कमेज्जा (२) अहे झामथंडिलंसि वा जाव अण्णयरंसि वा तहप्पगारंसि पडिलेहिय (२) पमज्जिय (२) ततो संजयामेव आमज्जेज्ज वा जाव पयावेज्ज वा ॥ ३४९ ॥

અર્થ : ત્યાથી નીકળતો તે ભિક્ષુ (સાધુ) ચલિત થાય અર્થાત કંપી જાય, વળી પડી જાય, તે ત્યા ધ્રૂજી જતા કે પડી જતાં ત્યા તેની કાયા વિષ્ટાથી, મૂત્રથી, બળખાથી, શ્લેષ્મથી, વમનથી, પિત્તથી, પરુથી, રુધિરથી કે શુક્ર અથવા લોહીથી લેપાઇ જાય. આ પ્રકારની કાયાને નજીક રહેલી પૃથ્વી સાથે, વળી ચીકાશવાળી જમીન સાથે, રજવાળી જમીન સાથે, સચિત્ત જમીન સાથે તેમજ સચિત્ત ઢેફા સાથે અથવા ઉધઈના રાફડા સાથે અથવા જીવસહિત લાકડા સાથે, ઘસીને સાફ ન કરે વળી ઇંડા સહિત, પ્રાણસહિત, કે તાંતણા સહિત વનસ્પતિ વડે પણ તે શરીર લૂછે નહિ કે સાફ કરે નહિ, ખણે નહિ કે ખોતરે નહિ, મર્દન કરે નહિ કે તેનો લેપ કરે નહિ તે શરીરને તેમના વડે તપાવે નહિ તેમ જ વારંવાર તપાવે પણ નહિ

તેણે (આમ બને ત્યારે) પહેલેથી જ અલ્પ રજવાળું ઘાસ કે સૂકાં પાન કે લાકડું કે પથ્થર યાચી લેવા જોઈએ યાચીને તેમને લઈને એકાત સ્થાનમાં ચાલ્યા જવું જોઇએ પછીથી જીવ રહિત સ્થાન પર જઈને અથવા તે પ્રકારના કોઈ બીજા સ્થાન પર જઈને અથવા તે પ્રકારના કોઇ બીજા સ્થાન પર નિહાળીને, સાફ કરીને પછીથી યત્નાપૂર્વક સફાઈ કરવી તેમજ તાપ પણ શરીરે લેવો

मूलम्-से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा, गोण वियाल पडियहे पेहाए, महिसं वियाल पडियहे पेहाए, एवं मणुस्सं आसं हत्थिं सीहं वग्घं दीवियं अच्छं तरच्छं परम्भरं सियाल विरालं सुणयं कोलसुणय कोकन्तिय चित्ताचेल्लरय वियाल पडियहे पेहाए सति परक्कमे स जयामेव परक्कमेज्जा, णो उज्जुयं गच्छेज्जा ॥ ३५० ॥

અર્થ–અથવા તો તે ભિક્ષુ ગૃહસ્થને ઘેર કે ગામમા પેસીને જાણે કે માતેલો (वियाल) સાંઢ રસ્તામા દેખાય છે, કે મદમસ્ત પાડો રસ્તામાં ઊભો છે અથવા મનુષ્ય, ઘોડો, હાથી, સિંહ કે વાઘ, દીપડો, રીંછ, તરક્ષ, સરભ, ગેંડો, લોમડી કે જંગલી કોઈ પ્રાણી મદમસ્ત થઈને રસ્તે ઊભુ છે એમ જોઈને, સામર્થ્ય હોવા છતાં સંભાળપૂર્વક સાધુએ જવું, સામેસામા જવું નહિ

मूलम्-से भिक्खू (२) जाव समाणे अंतरा से ओवाओ वा खाणु वा, कंटए वा, घसी वा, भिलुगा वा, विसमे वा, विज्जले वा परियावज्जेज्जा, सति परक्कमे स जयामेव णो उज्जुय गच्छेज्जा ॥ ३५१ ॥

અર્થ–તે મુનિ કે સાધ્વી જ્યારે ભિક્ષાર્થ નિકળ્યા હોય અને વચ્ચે ખાડો, થાંભલો, કાંટો, કે નીચે જતો ઢાળ કે કાળી જમીનની ફાટ, કે ઉચ્ચનીચ પ્રદેશ કે કાદવ આવે, તેને દૂર રાખી ચાલવું સામર્થ્ય હોય તો પણ સંયમપૂર્વક જવું, સીધેસીધા ન જવુ.

मूलम्-से भिक्खू वा (२) गाहावतिकुलस्स दुवारसाहं कंटकबोंदियाए पडिपिहियं पेहाए तेसिं पुव्वामेव उग्गहं अणणुन्नविय उपडिलेहिय अपमज्जिय नो अवगुणेज्ज वा, पविसेज्ज वा, णिक्खमेज्ज वा। तेसिं पुव्वामेव उग्गहं अणुन्नविय पडिलेहिय (२) पमज्जिय (२) ततो स जयामेव उवगुणेज्ज वा, पविसेज्ज वा, णिक्खमेज्ज वा ॥ ३५२ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળીને જુએ કે ગૃહસ્થના ઘરનો બારણાનો ભાગ કાંટાની શાખાથી ઢાંકેલો છે, તેની આજ્ઞા પૂર્વે જ મેળવ્યા વિના, સૂક્ષ્મ નિરીક્ષણ વિના, કે પોંજવા વિના, (રજો હરણ વગેરેથી) તે બારણુ તેણે ઉઘાડવુ ન જોઈએ કે તેણે પ્રવેશવું ન જોઈએ તે પહેલા પ્રવેશની આજ્ઞા માગીને, નિરીક્ષણ કરીને, વારવાર પોંજીને પછી જતનાથી ઉઘાડીને ત્યા તેણે પ્રવેશવુ જોઈએ અને બહાર આવવુ જોઈએ

सूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा समणं वा, माहण वा. गाम पिंडोलगं वा अतिहिंवा, पुव्वपविट्ठे पेहाए णो तेसिं सलोए सपडिदुवारे चिट्ठेज्जा। केवली बूया "आयाण-मेयं" ॥ ३५३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરી માટે નીકળ્યા પછી જો જાણે કે સાધુ, બ્રાહ્મણ કે ગામનો યાચક કે મહેમાન પૂર્વે ગૃહસ્થના ઘરમાં પ્રવેશેલ છે, તો તેના દૃષ્ટિપથમાં કે તેના નીકળવાના દ્વારમા તે ઊભો ન રહે કેવળી કહેશે કે તે કર્મબંધનનું સ્થાન છે

सूलम्-पुरा पेहाए तस्साट्ठाए परो असण वा (४) आहट्टु दलएज्जा। अह भिक्खूण पुव्वोवदिट्ठा एस पतिन्ना, एस हेऊ, एस उवएसो, ज णो तेसिं सलोए सपडिदुवारे चिट्ठेज्जा, से तं मायाए-एगंत-मवक्कमेज्जा (२) अणावाय-मसलोए चिट्ठेज्जा ॥ ३५४ ॥

અર્થ-પૂર્વે તેને જોઈ ગૃહસ્થ જો અન્નપાણી વગેરે તેને લાવીને આપે, તો ભિક્ષુને પૂર્વે જણાવેલી આ પ્રતિજ્ઞા છે, આ હેતુ છે, આ ઉપદેશ છે કે તે તેમના દૃષ્ટિપથમાં કે જવાના માર્ગમા ઊભો રહે નહિ. તે તે મળેલું ભોજન લઈને એકાતસ્થાનમાં જાય અને દૃષ્ટિપથની બહાર ઊભો રહે

सूलम्-से परो अणावाय-मसंलोए चिट्ठमाणस्स असणं वा (४) आहट्टु दलएज्जा, से य वदेज्जा "आउसंतो समणा, इमे भो, असणे वा (४) सव्वजणाए निसिट्ठे, त भुंजह चणं, परिभाएह चणं" तं चेगतिओ पडिगाहेता तुसिणीओ ओहेज्जा, 'अवियाइ एयं ममसेव सिया" एवं माऽट्ठाणं संफासे। णो एवं करेज्जा। से तमायाए तत्थ गच्छेज्जा (२) से पुव्वा मेव आलोएज्जा "आउसंतो समणा, इमे मे, असणे वा (४) सव्वजणाए णिसिट्ठे त भुंजह च ण, परिभाएह च णं" स वं वदंतं परो वएज्जा "आउसंतो समणा, तुमं चेव ण परिभाएहि" से तत्थ परिभाएमाणे णो अप्पणो खद्धं खद्धं डायं (२) ऊसढं (२) रसियं (२) मणुन्नं (२) णिद्धं (२) लुक्खं (२) से तत्थ अमुच्छिते अगिद्धे अगढिये अणज्झोववण्णे बहुसममेव परिभाएज्जा ।। ३५५ ॥

અર્થ-તેને દાતાગૃહસ્થ દૂરના દૃષ્ટિપથ બહાર રહેલને ભોજનાદિ લાવીને આપવા માડે અને કહે કે 'હે આયુષ્માન શ્રમણો, આ અન્નપાણી વગેરે મેં સહુને માટે સહિયારુ રાખ્યું છે તેને તમે (રુચિ પ્રમાણે) વાપરો, અથવા વહેંચી લો, તેને જો તે એકલો સ્વીકારી લે ને વિચારે કે આ મારું જ છે તો તેને માયાના સ્થાનનો સ્પર્શ થાય. તેણે એમ કરવું ન જોઈએ. તેણે તે લઈ (સર્વ શ્રમણો છે) ત્યા જવું જોઈએ. (૨) વળી તે શ્રમણોને એમ કહે કે આ તમારુ ભોજનાદિ, હે શ્રમણો, સર્વને માટે કાઢેલુ છે તેને વાપરો અને વહેંચી

દો એમ બોલનારા તેના પ્રત્યે ગૃહસ્થ કહે, 'આયુષ્માન મુનિ, તમે જ તે વહેંચી દો.' તે ત્યાં વહેંચી દેતાં પોતાને માટે, શાકવાળું, રસવાળું, સુંદર, સ્નિગ્ધ કે લૂખું છે એમ લઈ ન લે. તે ત્યા લાલચ વિના, મોહ વિના, બહુ રસલોલુપતા વિના બધાને સમાનપણે વહેંચી દે. (આ બધા પ્રકાર તજવા યોગ્ય છે પણ દુષ્કાલાદિમાં સ્વીકારવા પડે તે સમયે જ આ વિધિ છે)

मूलम्-से णं परिभाएमाणं परो वदेज्जा "आउसतो समणा, मा णं तुमं परिभाएहि, सव्वे वेगतिया भोक्खामो वा पाहामो वा" से तत्थ भुंजमाणे णो अप्पणो खद्धं (२) जाव लुक्खं (२) से तत्थ अमुच्छिए (४) बहुसममेव भुंजेज्ज वा पीएज्ज वा ॥ ३५६ ॥

અર્થ-હવે તે વહેંચતો હોય ત્યારે ગૃહસ્થ કહે કે 'હે આયુષ્માન શ્રમણ, તમે વહેંચો નહિ, બધા સાથે જ ખાઈશું અથવા પીશું, તો ત્યા ખાવું પડે ત્યારે પોતે જલદી જલદી રસાળ સારું કે સૂકું ભોજન ખાઈ ન જાય તે ત્યા મૂર્છારહિત સમાનપણે જ ખાય કે પીએ.

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से जं पुण जाणेज्जा समणं वा, माहणं वा, गामपिंडोलगं वा, अतिहिं वा, पुव्वपविट्ठं पेहाए णो ते उवातिकम्म पविसेज्ज वा ओभासेज्ज वा। से य त-मायाए-एगंत मवक्कमेज्जा अणावाय-मसंलोए चिट्ठेज्जा। अह पुण एवं जाणेज्जा पडिसेहिए व दिन्ने वा ततो तंसि णियट्टिते संजयामेव पविसेज्ज वा ओभासेज्ज वा ॥ ३५७ ॥

અર્થ-ગોચરીએ નીકળેલ તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે-જુએ કે બીજો સાધુ, બીજા બ્રાહ્મણ કે બીજો ગામનો યાચક કે અતિથિ પૂર્વે ગૃહસ્થના ઘરમાં પ્રવેશેલો છે તો તેનાથી આગળ જઈને તેણે દાખલ થવું નહિ તેમજ બોલવું જોઈએ નહિ તેણે તો પોતાના પાત્ર લઈને એકાત સ્થાનમા જઈને દૃષ્ટિપથની બહાર ઊભા રહેવું હવે જો એમ જાણે કે તેને ના પાડવામાં આવી કે ભિક્ષા અપાઈ ગઈ છે તો તે નિવૃત્ત થયા પછી જ યતના સહિત તેણે પ્રવેશવું કે બોલવુ

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ३५८ ॥

અર્થ-આ ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીનો ક્રિયાવિધિ છે.

પાચમો ઉદ્દેશક પૂર્ણ થયો

અધ્યયન દસમાનો છઠ્ઠો ઉદ્દેશક

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुणं जाणेज्जा, रसेसिणो बहवे पाणे घासेसणाए संघडे संणिवतिए पेहाए, तंजहा; कुक्कुडजातियं वा, सूयरजातियं वा, अग्गपिंडंसि वा वायसा संघडा संणिवडिया पेहाए, सति परक्कमे संजयामेव नो उज्जुयं गच्छेज्जा ॥ ३५९ ॥

અર્થ-તે સાધુ કે સાધ્વી ગોચરીએ નીકળીને એમ જાણે કે રસને ઈચ્છનારા બહુ પ્રાણીઓ, ભોજન (આહાર) મેળવાને એકઠાં થયાં છે, તેને આવી પહોંચેલા જોઈને-જેમકે કુકડાની જાતિના, કુક્કરની જાતિના અથવા ફેંકેલ આહાર પર કાગડાઓ એકત્ર થઈ આવી પહોચ્યા છે એમ જોતા, સામર્થ્ય હોય છતાં પણ સીધેસીધો તે પ્રવેશે નહિ.

मूलम्-से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे नो गाहावतिकुलस्स दुवारसाहं अवलंबिय (१) चिट्ठेज्जा, नो गाहावतिकुलस्स दगच्छड्डणमतए चिट्ठेज्जा, नो गाहावतिकुलस्स चंद्रणिउयए चिट्ठेज्जा, णो गाहावतिकुलस्स सिणाणस्स वा वच्चस्स वा संलोए सपडिदुवारे चिट्ठेज्जा. णो गाहावतिकुलस्स आलायं वा थीग्गल संधि वा दगभवणं वाहाउ पगिज्झिय (२) अगुलियाए वा उद्दिसिय (२) ओणमिय (२) उण्णमिय (२) णिज्झाएज्जा णो गाहावति अंगुलियाए उद्दिसिय (२) जाएज्जा, णो गाहावति अंगुलियाए चालिय (२) जाएज्जा, णो गाहावति अंगुलियाए तज्जिय (२) जाएज्जा, णो गाहावति अंगुलियाए अक्खुलयिय (२) जाएज्जा णो गाहावति वंदिय (२) जाएज्जा, नो वयणं फरुसं वदेज्जा ॥ ३६० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીએ ગોચરી માટે ગૃહસ્થને ઘેર પ્રવેશતા, ગૃહસ્થના ઘરના બારણાના ભાગને ટેકો દઈને ઊભા રહેવું નહિ, ગૃહસ્થના ઘરના પાણી ફેંકવાના ભાગ પર ઊભા રહેવુ નહિ, આચમન અર્થાત્ કોગળા કરવાને સ્થાને ઊભા રહેવું નહિ અથવા ગૃહસ્થના ઘરના સ્નાનના કે શૌચના ભાગ નજીક ઊભા ન રહેવું કે ત્યાથી નીકળવાના માર્ગે ઊભા ન રહેવુ વળી ગૃહસ્થના ઘરના મુખભાગને, કોઈ સમારેલ ભાગને, ચોરે પાડેલ ખાતરને, જલગૃહને હાથ ફેલાવી ફેલાવીને, આંગળીથી ચીંધીચીંધીને પોતે નીચા નમીને કે ઊંચું મુખ કરીને મુનિએ અવલોકવા નહિ વળી ગૃહસ્થની પાસે, તેના પ્રત્યે આંગળી ચીંધીને યાચવુ નહિ ગૃહસ્થને આંગળીથી પ્રેરણા કરી યાચવું નહિ. આગળીથી તેને ધમકાવીને યાચવુ નહિ તેના શરીરને કંડૂયન કરીને કે ગૃહસ્થને વંદીને યાચવુ નહિ. તેમજ ગૃહસ્થને કઠોર વચનો કહેવાં નહિ

मूलम्-अह तत्थ कंचि भुंजमाणं पेहाए, तंजहा, गाहावईय वा जाव कम्मकरिं वा, से पुव्वामेव आलोएज्जा,-"आउसो-त्ति वा भइणि-त्ति वा, दाहिसि मे एत्तो अन्नयरं भोयणजातं।" से एवं वदतस्स परो हत्थं वा, मत्तं वा, दव्विं वा, भायणं वा, सीतोदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेज्ज वा, पहोएज्ज वा, से, पुव्वामेव आलोएज्जा 'आउसो-त्ति वा भगिणी-त्ति वा, मा एय तुमं हत्थं वा, मत्तं वा, दव्विं वा, भायणं वा, सीतोदग-वियडेण वा, उसिणोदगवियडेण वा उच्छोलेहि वा पहोवाहि वा। अभिकंखसि मे दातुं, एमेव दलाहि।" से सेवं वदंतस्स परो हत्थं वा (४) सीओदगवियडेण वा असिणोदग-वियडेण वा उच्छोलेत्ता पधोइत्ता आहट्टु दलएज्जा, तहप्पगारेण पुरेकम्मएण हत्थेण वा (४) असणं वा (४) अकासुयं अणेसणिज्जं जाव णो पडिगाहेज्जा। अहपुण एवं जाणेज्जा, णो पुरेकम्मकएण उदउल्लेणं तहप्पगारेण उदउल्लेण, ससिणिद्धेणं सेसं तं चेव । एवं ससरक्खे, उदउल्ले ससिणिद्ध मट्टिया, ऊसे, हरियाले, हिंगुलए, मणोसिला, अंजणे, लोणे गेरुय-वन्निय सेडियसोरट्ठिय-पिट्ठकुक्कस-ढक्कुट्ठ-संसट्ठेण ॥ ३६१ ॥

અર્થ-હવે ત્યાં કોઈને જમતા જોઈને,-જેમ કે ગૃહસ્થને ત્યાથી માંડીને કામકરનારી બાઈને-તે પૂર્વે જ વિચાર કરી લે (અને કહે) 'હે આયુષ્માન, હે બહેન, આમાંથી કોઈ પણ ભોજન મને આપશો ?' એ એમ બોલે ત્યારે ગૃહસ્થ હાથ કે પાત્ર ચમચો કે વાટકો સચિત્ત ઠંડા પાણીથી કે સચિત્ત ઊના કરેલ પાણીથી વીછળે કે ધુવે, 'મને દેવાને માટે એ વસ્તુ રહેવા દો, એમ ને એમ આપો.' તે એમ કહે ત્યારે ગૃહસ્થ હાથ કે પાત્રાદિ ઠંડે કે ઊને પાણીએ (સચિત્ત વડે) વીછળીને કે ધોઈને, આહાર લાવીને આપે તે પ્રકારના પૂર્વે આરભકર્મ સહિત હાથ વડે, પાત્ર વડે, ચમચા વડે કે વાટકા વડે તે આહાર વગેરે અશુદ્ધ અને અસ્વીકાર્ય છે એમ જાણીને સ્વીકારે નહિ. પરંતુ જો એમ જાણે કે તે પ્રકારના પૂર્વકર્મથી નહિ પણ બીજા તેવા કારણે હાથ જલભીના કે સ્નિગ્ધ છે તો પણ તે આહાર સ્વીકારે નહિ એ પ્રમાણે સચિત્ત રજ સહિત, જલ સહિત, ચીકાશ સહિત, માટી સહિત, હરતાલ, હિંગળો કે મનસિલ, અજન, લવણાદિ કે ગેરુ, ખડી કે સૌરાષ્ટ્રીની માટી, લોટ કે કણકી પીલુના પાનથી સંયુકત હાથે ગોચરી સ્વીકારે નહિ

मूलम्-अहपुण एवं जाणेज्जा, णो असंसट्ठे, तहप्पगारेण ससट्ठेण हत्थेण वा, (४) असणं वा (४) फासुयं जाव पडिगाहेज्जा ॥ ३६२ ॥

અર્થ-પરતુ જો એમ જાણે કે તે પ્રકારે હાથમા લેપ નથી અથવા તો લેપ અશુદ્ધ ગોચરી કરનાર નથી તો તે અન્નાદિ વિશુદ્ધ અને લેવા યોગ્ય જાણીને લે.

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा, पिहुय वा, वहुरय वा, जाव चाउलपलवं वा, असंजए भिक्खुपडियाए चित्तमंताए सिलाए जाव मक्कडासंताणाए कुट्टिसु वा, कोट्टिंति वा, कोट्टिस्संति वा उप्फणिसु वा, (३) तहप्पगारं पिहुयं वा जाव चाउलपलयं वा अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ३६३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને ગોચરી માટે નીકળીને એમ ખબર પડે કે ગૃહસ્થે સાથવો કે કાચા પૌઆને ભિક્ષુને માટે સચિત્ત શિલા પર કે કરોળિયાના જાળા પર કૂટયા છે, કૂટે કે કૂટશે કે સૂપડે સોજેલા છે તો તે પ્રકારના સાથવાને કે પૌઆને અશુદ્ધ અને અસ્વીકાર્ય જાણીને તેણે ગ્રહણ કરવા ન જોઇએ

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे सेज्जं पुण जाणेज्जा, विलं वा लोणं, उब्भियं वा लोणं असंजए भिक्खुपडियाए चित्तमंताए सिलाए जाव संताणाए भिंदिसु वा, भिंदंति वा, भिंदिस्संति वा, रुच्चिसु वा, (३) विलं वा लोणं, उब्भियं वा लोण, अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ३६४ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરી માટે નીકળીને એમ જાણે કે ખાણનું લવણ (સિંધાલૂણ) અથવા દરિયાકાઠાનું (અગરનું) મીઠું ગૃહસ્થે ભિક્ષુને માટે સચિત્ત શિલા પર કે કરોળિયાનાં જાળાં પર કૂટયું છે, કૂટવા માંડ્યું છે કે કૂટશે કે પીસ્યું છે, પીસવા માડે છે કે પીસશે તો તેવા પ્રકારનું સિંધાલૂણ કે મીઠું (શસ્ત્ર લાગેલું હોવા છતા) અશુદ્ધ છે એમ જાણી તે સ્વીકારે નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा असणं वा (४) अगणिणिक्खित तहप्पगारं असण वा (४) अफासुयं लाभे सते णो पडिगाहेज्जा। केवली बूया "आयाण-मेय"। अस्सजए भिक्खुपडियाए उस्सिंचमाणे वा, निस्सिंचमाणे वा, आमज्जमाणे वा, पमज्जमाणे वा, ओयारेमाणे वा, उयण्णेमाणे वा अगणिजीवे हिंसेज्जा। अह भिक्खूण पुव्वोवदिट्ठा एस पइण्णा, एस हेऊ, एस कारणे, एसुवएसे, जं तहप्पगार असणं वा (४) अगणिणिक्खित अफासुयं अणेसणिज्ज लाभे सते णो पडिगाहेज्जा ॥ ३६५ ॥

અર્થ-વળી તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળીને એમ જાણે કે આ અન્નાદિ અગ્નિ પર મૂકેલુ છે, એટલે સચિત્ત અગ્નિના સબંધમા છે તો તે પ્રકારના અન્નાદિને મળતું હોવા છતા તેણે સ્વીકારવુ નહિ. કેવળી કહેશે કે આ કર્મબંધનુ કારણુ છે. અસયમી એવો ગૃહસ્થ ભિક્ષુને માટે અન્નાદિકને ઉપર ઉછાળતા, નીચે પાડતાં, શુદ્ધ કરતાં, પરિશુદ્ધ કરતા, ઉતારતા કે ચડાવતા અગ્નિ જીવોની હિંસા કરે, એટલે ભિક્ષુને પૂર્વે જ આ પ્રતિજ્ઞા દર્શાવેલી છે આ હેતુ છે, આ કારણુ છે, આ ઉપદેશ છે, કે તે પ્રકારનુ અન્નાદિ અશુદ્ધ જાણી મળે છતા તે સ્વીકારશે નહિ

मूलम्-एय खलु तस्स भिक्खुस्स वा भिक्खुणी ए वा सामग्गियं ॥ ३६६ ॥

અર્થ-આ ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીનો ક્રિયાકલાપ છે

છઠ્ઠો ઉદ્દેશક પૂર્ણ થયો

અધ્યયન દશમાનો સાતમો ઉદ્દેશક

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा, असण वा (४) खंधंसि वा, थंभंसि वा, मचंसि वा, मालंसि वा, पासायंसि वा, हम्मियतलंसि वा, अन्नयरंसि वा तहप्पगारंसि अतलिक्खजायंसि उवणिक्खित्ते सिया, तहप्पगारं मलोहडं असण वा (४) जाव अफासुयं णो पडिगाहेज्जा। केवली बूया "आयाण-मेत।" अस्संजए भिक्खु-पडियाए पीढं वा, फलगं वा, णिस्सेणिं वा, उदुहलं वा, आहट्टु उस्सविय दुरुहेज्जा से तत्थ दुरुहमाणे पयलेज्ज वा। से तत्थ पयलेमाणे वा पवडेमाणे वा हत्थं वा, पायं वा, बाहुं वा, ऊरुं वा, उदरं वा, सीस वा, अण्णयरं वा कायंसि इंदियजायं लूसेज्ज वा, पाणाणि वा, भूयाणि वा, जीवाणि वा, सत्ताणि वा, अभिहणेज्ज वा, वत्तेज्ज वा, लेसेज्ज वा, सघसेज्ज वा, संघट्टेज्ज वा, परियावेज्ज वा, किलामेज्ज वा, ठाणाओ ठाणं संकामेज्ज वा। तं तहप्पगार मालोहडं असण वा (४) लाभे संते णो पडिगाहेज्जा ॥ ३६७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરી માટે નીકળતા જો એમ જાણે કે અન્નાદિ કોઈ દિવાલ પર, થાભલા પર, માચડા પર, માળા પર કે મહેલ પર કે હવેલીની અગાશી પર કે તેવા બીજા તે પ્રકારના અતરિક્ષમા રહેલ સ્થાને મૂકેલું છે, તો તે પ્રકારનું માળઆદિથી લાવેલુ અન્નાદિ તેને અશુદ્ધ જાણીને સ્વીકારશે નહિ કેવળી ભગવત કહેશે કે આ કર્મબંધનુ

સ્થાન છે, તે અવ્રતી ગૃહસ્થ ભિક્ષુને માટે બાજઠ, પાટિયુ કે નિસરણી કે ખાડણિયુ આણીને ઊંચી દિશા પ્રત્યે મૂકીને, તેના પર ચઢે, તે ત્યા ધ્રૂજી જાય કે પડી જાય અથવા હાથ, પગ, બાહુ, સાથળ, પેટ, માથુ કે બીજા દેહભાગ પર કે ઇંદ્રિયો સબંધે ઈજા પામે, પ્રાણુને, ભુતને, જીવને, બીજને અને સત્ત્વોને ભટકાય, તેમને મિશ્રિત કરે, લેપે, ઘર્ષણુ કરે, ભેળવે અને સંતાપ ઉપજાવે કે પીડા ઉપજાવે, એક સ્થાનથી બીજે સ્થાને ફેરવે, તેથી તે પ્રકારનુ માળ વગેરે પરથી લાવેલુ અન્નાદિ મળતું હોવા છતા સ્વીકારવું નહિ.

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्ज पुण जाणेज्जा असणं वा (४) कोट्ठियातो वा कोलज्जातो वा अस्संजए भिक्खुपडियाए उक्कुज्जिया ओहरिया आहट्टु दलएज्जा, तहप्पगारं असणं वा (४) मालोहड ति णच्चा लाभे संते णो पडिगाहेज्जा ॥ ३६८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળીને જો એમ જાણે કે ગોખલામાંથી કે નીચેના ભંડારામાથી ભિક્ષુને માટે ગૃહસ્થ ઊંચે વળીને, નીચે વળીને, ઉપાડીને અન્નાદિ લાવીને આપે છે તો તે પ્રકારનું ત્યાંથી માંડીને માળ પરનું અન્નાદિ મળી શકતું હોવા છતાં તે સ્વીકારશે નહિ.

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्ज पुण जाणेज्जा असणं वा (४) मट्टिओलित्तं तहप्पगारं असण वा (४) जाव लाभे संते णो पडिगाहेज्जा। केवली बूया "आयाण-मेयं" अस्संजए भिक्खु पडियाए मट्टिओलित्तं असण (४) अभिंदमाणे पुढविकाय समारंभेज्जा, तहा आऊ तेऊ-वाऊ वणस्सति-तसकायं समारंभेज्जा, पुणरवि ओलिंपमाणे पच्छाकम्मं करेज्जा। अह भिक्खूण पुव्वोवदिठा जाव जं तहप्पगारं मट्टिओलितं असणं वा (४) लाभे संते णो पडिगाहेज्जा ॥ ३६९ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને ગોચરીએ નીકળ્યા પછી એમ જણાય કે આ અન્નપાણી માટીથી લિપ્ત છે તો તેવા પ્રકારનું અન્નપાણી મળતું હોય તો પણ તે સ્વીકારશે નહિ. કેવલી કહેશે કે આ કર્મબંધનું સ્થાન છે ગૃહસ્થ ભિક્ષુકને માટે માટીથી લીપેલુ અન્નાદિ જુદું પાડે ત્યારે પૃથ્વીકાયની હિંસા કરે, તેમજ અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, અને વનસ્પતિકાયની હિંસા કરે, અને ફરીથી લીપણુ કરતા પછીનુ આરંભકાર્ય કરે. હવે ભિક્ષુને પૂર્વેજ પ્રતિજ્ઞા ઉપદેશેલી છે કે તે પ્રકારનું માટીથી લીંપાયેલું અન્નાદિ મળે છતાં તેણે લેવું નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव पविट्ठेसमाणे से ज्ज पुण जाणेज्जा, असणं वा (४) पुढविकाय-पतिठियं, तहप्पगारं असणं वा (४) अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ३७० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળીને જો એમ જાણે કે પૃથ્વીકાય પર અન્નાદિક મૂકેલું છે, તો તે પ્રકારનું અશુદ્ધ અન્ન તેણે સ્વીકારવુ નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा, असण वा (४) आउकायपतिट्ठियं तह चेव एव अगणिकासयपतिठिय लाभे संते णो पडिगाहेज्जा। केवली बूया "आयाण-मेयं"

अस्संजए भिक्खुपडियाए अगणि उस्सक्किय (२) णिस्सक्किय (२) ओहरिय (२) आहट्टु दलएज्जा अह भिक्खुण पुव्वोवदिठा जाव णो पडिगाहेज्जा ॥ ३७१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળીને જો એમ જાણે કે અપ્કાય પર (સચિત્ત પાણી પર) કે અગ્નિકાય પર અન્નાદિક રાખેલુ છે તો મળતું હોવા છતાં તેનો સ્વીકાર તે કરે નહિ. આ કર્મબધનુ સ્થાન છે એમ કેવલી કહેશે ગૃહસ્થ અગ્નિને પ્રજળાવીને, ધીમો કરીને, બીજા ભાજનમા લઈ આવીને દેવા માડે તો ભિક્ષુને પૂર્વે જણાવેલી બાબત જ, અર્થાત્ સ્વીકારવુ ન જોઇએ

मूलम्-से भिक्खु वा (२) जाव पविट्ठेसमाणे से ज्जं पुण जाणेज्जा, असण वा (४) अच्चुसिणं, अस्संजए भिक्खुपडियाए सूवेण वा, वियणेण वा, तालियंटेण वा, पत्तेण वा, पत्तभंगेण वा, साहाए वा, साहाभंगेण वा, पिहुणेण वा, पिहुणहत्थेण वा, चेलेण वा, चेलकन्नेण वा, हत्थेण वा, मुहेण वा, कुमेज्ज वा, वीएज्ज वा, से पुव्वामेव आलोएज्जा "आउसो-त्ति वा, भगिणि त्ति-वा, मा एयं, तुमं असणं वा (४) अच्चुसिणं सूएण वा जावकुमाहि वा वीयाहि वा। अभिकंखसि मे दातुं, एमेव दलयाहि।" से सेव वदंतस्स परो सूवेण वा जाव वीइता आहट्टु दलएज्जा, तहप्पगारं असण वा (४) अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ३७२ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળ્યા પછી જો એમ જાણે કે અતિશય નું અન્નાદિ ગૃહસ્થ ભિક્ષુને માટે, સૂપડાથી, વીંજણાથી કે પંખાથી, પાદડાથી, કે પાદડાના કકડાથી, શાખાથી કે શાખાના કકડાથી, મોરપીછીથી કે તેમના ઝૂમખાથી, વસ્ત્રથી કે વસ્ત્રખંડથી હાથથી વીંઝે કે મૂખથી ફૂંક મારે તેને પૂર્વેજ કહી દેવુ જોઈએ 'હે આયુષ્માન, હે બહેન, તમે આ અન્નાદિ અતિશય ગરમ છે તેને સૂપડાથી વીંઝો નહિ અને ફૂંકથી ઠારશો નહિ જો મને દેવાને તમે ઇચ્છતા હો તો એમને એમ આપો' તે એમ બોલે તો પણ ગૃહસ્થ સૂપડાથી વીંઝીને લાવી આપે તો તે પ્રકારનુ અન્નપાણી નિયમને ભાગનારુ એટલે અશુદ્ધ છે એમ માની સ્વીકારવું નહિ.

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्ज पुण जाणेज्जा अचणं वा (४) वणस्सइकायपतिट्ठियं, तहप्पगारं असण वा (४) वणस्सइकाय पतिट्ठियं अफासुयं अणेसणिज्ज लामे संते णो पडिगाहेज्जा। एवं तसकाएवि ॥ ३७३ ॥

અર્થ-ગોચરીએ પ્રવેશ કરીને તે ભિક્ષુ કે ભિક્ષુણી જો વળી એમ જાણે કે અન્નાદિક વનસ્પતિકાય પર મૂકેલુ છે, તો તે પ્રકારનુ વનસ્પતિકાય પર મૂકેલું અશુદ્ધ જાણી મળતું હોવા છતા સ્વીકારવુ નહિ એમ ત્રસકાયની બાબતમા પણ જાણવું.

मूलम्-(पानकधिकार) से भिक्खू वा (२) जाव पविस्ठे समाणे से ज्जं पुण पाणगजातं जाणेज्जा, त जहा, उसेइमं वा, ससेइमं वा, चाउलोदगं वा, अणतरं घा तहप्पगारं पाणगजातं अहुणाधोत, अणविलं, अवोक्कत, अपरिणतं, अविद्धत्थं, अफासुयं, अणेसणिज्जं, मण्णमाणे णो पडिगाहेज्जा ॥ ३७४ ॥

અર્થ-(પીણાનો-પ્રવાહીનો અધિકાર) તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળ્યા પછી જાણે કે આ પેયપદાર્થ લોટ બાધવા માટેનુ પાણી છે કે તલનું ધોણ છે, ચોખાનું ધોવણ છે કે અનેરું તે પ્રકારનુ ધોવણ છે, તે હમણાનુ ધોવણ છે, ખાટું થયેલ નથી, કાલ પરિણત નથી અને શસ્ત્રપરિણત નથી, તેથી અશુદ્ધ સમજી તેણે સ્વીકારવુ નહિ.

मूलम्-अह पुण एवं जाणेज्जा चिरायोतं, अंबिलं, वुक्कंतं परिणतं; विद्धत्थं, फासुयं, जाय पडिगाहेज्जा ॥ ३७५ ॥

અર્થ-પણ જો જાણે કે પાણી લાબા સમયનુ ધોવણ છે, રસભિન્ન, કાલપરિણત, શસ્ત્રપરિણત અને શુદ્ધ છે તો તેણે સ્વીકારવું.

मूलम्-से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण पाणागजातं जाणेज्जा, तंजहा; तिलोदगं वा, तुसोदगं वा, जवोदगं वा, आयामं वा, सोवीरं वा, सुद्धवियडं वा, अण्णतरं वा तहप्पगारं पाणगजात पुव्वामेव आलोएज्जा, "आउसो-त्ति वा, भगिणि त्ति-वा, दाहिसि मे एत्तो अन्नतरं पाणगजातं ?" से सेवं वदंत परो वएज्जा "आउसंतो समणा, तुमं चेवेदं पाणगजातं पडिग्गहेण वा उस्सिंचियाणं (२) ओयत्तियाणं गिण्हाहि," तहप्पगार पाणगजायं सयं वा गिण्हेज्जा, परो वा से दिज्जा, फासुयं लाभे संते पडिगाहेज्जा ॥ ३७६॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરી માટે નિકળ્યા પછી પાણીના પ્રકાર વિશે જાણે કે આ તલનુ ધોવણ છે, આ પરાળનુ ધોવણ છે. જવનુ ધોવણ છે, ઓસામણ છે, કાજીનું પાણી છે, તે શુદ્ધ ઉકાળેલુ પાણી છે કે અનેરુ તે પ્રકારનુ પાણી છે, તો તે પ્રકારના પાણીને માટે પૂર્વે જ કહેવું, 'હે આયુષ્માન, હે બહેન, મને આમાંથી કોઈ પણ પ્રકારનુ પાણી આપશો ?' એમ મુનિ કહે ત્યારે સામો માણસ તેને કહે કે 'હે આયુષ્માન શ્રમણ, તમે જ આ પાણી વિશે પોતાના પાત્રથી તારવીને કે પાત્ર નમાવીને લઇ લો' તે પ્રકારનુ પાણી જાતે લઈ લેવુ અથવા સામો માણસ જો શુદ્ધ શૈલિએ વિશુદ્ધ પાણી આપે તો તે સ્વીકારવું

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण पाणगं जाणेज्जा अणंतरहियाए पुढवीए जाव सताणए ओहट्टु निक्खित्ते सिया, अस्संजए भिक्खुपडियाए उदउल्लेण वा ससिणिद्धेण वा सकसाएण वा मत्तेण वा, सीओदएण वा संभोएत्ता आहट्टु दलएज्जा, तहप्पगार पाणगजात अफासुयं लाभे संते णो पडिगाहेज्जा ॥ ३७७॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ભિક્ષાર્થ નીકળીને જાણે કે નજીકની પૃથ્વી પર લીલફૂલ કે કરોળિયાના જાળા દૂર કરી રાખેલું છે અને ગૃહસ્થ સાધુને માટે, જલવાળા, ચીકાશવાળા, શાક-સંસર્ગવાળા પાત્રથી અથવા ઠંડા (સચિત્ત) પાણીથી ધોઈ, લાવીને આપે તો તે પ્રકારનુ પાણી વિશેષ અશુદ્ધ માની મળતુ હોવા છતા સ્વીકારવું નહિ

मूलम्-एयं खलु तस्स भिक्खूस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ३७८॥

અર્થ-આ પ્રમાણે તે ભિક્ષુ કે ભિક્ષુણીનો ક્રિયાકલાપ છે

સાતમો ઉદ્દેશક પૂર્ણ થયો

मूलम्-से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण पाणगजातं जाणेज्जा, तंजहाः अंबपाणगं वा, अवाडगपाणगं वा, कविट्ठपाणगं वा, मातुलिंगपाणगं वा, मुद्दियापाणगं वा दाडिमपाणगं वा, खज्जूरपाणगं वा, णालिएरपाणगं वा, करीरपाणगं वा, कोलपाणगं वा, आमलगपाणगं वा, चिंचापाणगं वा, अण्णतरं वा तहप्पगारं पाणगजातं सअट्ठियं सकुणुयं सबीयगं अस्संजए भिक्खुपडियाए छव्वेण वा, दूसेण वा, वालगेण वा, आवीलियाण-पवीलियाण परिसाइयाणं आहट्टु दलएज्जा, तहप्पगारं पाणगजातं अफासुयं लाभे संते णो पडिगाहेज्जा ॥ ३७९ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને ગોચરીએ નીકળ્યા પછી જણાય કે આ પાણી આ પ્રકારનું છે, જેમ કે આંબાનુ ધોવણ, નાની કેરીનુ ધોવણ, કોઠાનુ ધોવણ, માતુલિંગનું ધોવણ, દ્રાક્ષનુ ધોવણ, દાડમનુ ધોવણ, ખજૂરનુ ધોવણ, નાળિયેરનું પાણી, ખાખરાનું પાણી, બોરનુ ધોવણ, આમળાનુ ધોવણ, આંબલીનું ધોવણ કે તે પ્રકારનુ અનેરુ કોઈ પાણી વિશેષ, ઠળીઆ સહિત, બીજ સહિત, ફોતરા સહિત ભિક્ષુને માટે, છમછમાવીને, કે વસ્ત્રથી, કે ઊન વગેરેની ચાળણીથી ગાળીને, સાફ કરીને, સ્વાદયુક્ત કરીને લાવીને જો આપે તો તે પ્રકારનું જળ વિશેષ અશુદ્ધ પાણી માનીને મળતું હોવા છતા મુનિએ સ્વીકારવુ નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से आगंतारेसु वा, आरामागारेसु वा, गाहावतिकुलेसु वा, परियावसहेसु वा, अन्नगंधाणि वा, पाणगंधाणि वा सुरभिगंधाणि वा अग्घाय (२) से तत्थ आसायवडियाए मुच्छिए गिद्धे गढिए अज्झोववण्णे "अहो गंधो" (२) णो गंध-मासाएज्जा ॥ ३८० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળતા જો જાણે કે આવતા મુસાફરો કે જનોને લક્ષીને, ઉદ્યાનોમા ગૃહીજનોને ત્યા કે ધર્મશાળાઓ (મઠો)મા અન્નની સુગધ કે પીણાની સુવાસ સુઘીને તેના આસ્વાદન માટે મોહિત. લાલચુ અને આસકત, અહો, કેવી સુવાસ છે, એમ કહીને-આવી વસ્તુને ચાખે નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा सालुयं वा विरालियं वा, सासवणालियं वा, अण्णतरं वा तहप्पगारं आमगं असत्थपरिणयं अफासुयं जाव लाभे संते णो पडिगाहेज्जा ॥ ३८१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને ભિક્ષાર્થે પ્રવેશ્યા પછી જણાય છે કે આ જળમા ઉત્પન્ન કદ છે કે આ સ્થળમા ઉત્પન્ન કદ છે કે આ સરસવની દાડલી છે અથવા તે પ્રકારના બીજા કદ શસ્ત્ર પરિણમ્યા વિનાના કાચા હોય તો તેને અશુદ્ધ જાણી મળવા છતા તે સ્વીકારશે નહિ

मूलम्-से भिक्खु वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा पिप्पलिं वा, पिप्पलिचुन्नं वा. मिरियं वा, मिरियंचुन्नं वा, सिंगवेरं वा, सिंगबेरचुन्नं वा, अन्नतरं वा तहप्पगारं आमगं असत्थपरिणतं अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ३८२ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને ભિક્ષાર્થે પ્રવેશ કર્યા પછી જણાય કે આ પીપર છે, આ પિપરચૂર્ણ છે, આ મરી છે, આ મરીનું ચૂર્ણ છે, આ સૂંઠ છે, આ સૂંઠનું ચૂર્ણ છે અથવા તે પ્રકારનું બીજું કંઈ શસ્ત્ર પરિણમ્યા વિનાનુ કાચુ હોય તો અશુદ્ધ જાણીને યાવત્ તે સ્વીકારશે નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण जाणेज्जा पलंवजातं, तंजहा अंवपलंव वा, अंवाडगपलंव वा, तालपलंव वा, सिज्झिरिपलंव वा, सुरभिपलंव वा, सल्लइपलंव वा, अन्नतरं वा तहप्पगारं पलंवजातं आमगं असत्थपरिणतं अफासुयं अणेसणिज्ज जाव लाभे संते णो पडिगाहेज्जा ॥ ३८३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરી માટે નીકળ્યા પછી જાણે કે ફળજાતિમાં આ આમ્રફળ છે, આ કાચી કેરી છે, આ તાડગોળા છે, આ ખાખરાની વેલનું ફળ છે, આ સુરભિફળ છે, આ સલ્લકીફળ (કાંટાળી વનસ્પતિનું ફળ) છે, અથવા તે પ્રકારનું કોઈ પણ ફળ છે, તે કાચું અને શસ્ત્ર પરિણમ્યા વિનાનું છે, તે એમ અશુદ્ધ અને અસ્વીકાર્ય જાણી મળે છતાં તે સ્વીકારશે નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण पवालजातं जाणेज्जा, तंजहा, आसोत्थपवालं वा, णग्गोहपवालं वा, पिलक्खुपवाल वा, णीयरपवालं वा, सल्लइपवाल वा, अन्नतर वा तहप्पगार पवालजातं आमगं असत्थपरिणय अफासुय अणेसणि- ज्ज जाव णो पडिगाहेज्जा ॥ ३८४ ॥

અર્થ-હવે ભિક્ષાર્થે પ્રવેશ્યા પછી તે ભિક્ષુ કે ભિક્ષુણીને જણાય કે ભિન્નભિન્ન કૂંપળો, જેમ કે પીપળાની, વડની, પીપરની, નન્દીવૃક્ષની, સલ્લકીવૃક્ષની કે અનેરી તે પ્રકારની કૂંપળ છે, તે શસ્ત્ર પરિણમ્યા વિનાની કાચી છે, તો તેને અશુદ્ધ અને અસ્વીકાર્ય માનીને મળે તે છતા તે સ્વીકારશે નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण सरडुजायं जाणेज्जा, तंजहा, अंवसरडुयं वा, कविट्ठसरडुयं वा, दाडिम सरडुयं वा, विल्लसरडुयं वा, अण्णतरं वा, तहप्पगारं सरडुयजातं आमं असत्थपरिणतं अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ३८५ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ પ્રવેશ્યા પછી જણાય કે આ ઠળિયા વિનાના ફળો જેમ કે કેરીનુ, કોઠાનુ, દાડમનું, કે બિલ્વનુ કે અનેરુ તે પ્રકારનુ ઠળિયા વિનાનુ ફળ શસ્ત્રપરિણામ વિનાનું છે, તો તેને અશુદ્ધ જાણીને તે સ્વીકારશે નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव पविट्ठे समाणे से ज्जं पुण मंथुजातं जाणेज्जा तंजहा, उंवरमंथु वा, णग्गोहमंथु वा, पिलंक्खुमंथु वा, आसोत्थमंथु वा, अण्णतर वा तहप्पगारं मंथुजात आमयं दुरुक्कं साणुवीयं अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ३८६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરી માટે ગૃહસ્થને ઘેર પ્રવેશ્યા પછી જાણે કે ભિન્નભિન્ન ભૂકો છે, જેમકે આ ઉંબરાનો ભૂકો છે, આ વડના ટેટાનો ભૂકો છે, આ પીપળનો ભૂકો છે,

આ પીપળાનો ભૂકો છે કે આ અનેરો તે પ્રકારનો ભૂકો કાચો, શસ્ત્રપરિણમ્યા વિનાનો, બીજ ઊગવા સમર્થ છે એવો છે, તો અશુદ્ધ જાણી યાવત્ તેને સ્વીકારશે નહિ.

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा आमडागं वा प्रतिपिण्णागं वा महुवा, मज्जं वा, सप्पि वा, खोलं वा, पुराणं एत्थ पाणा अणुप्पसूता, एत्थ पाणा संवुड्ढा, एत्थ पाणा जाया एत्थ पाणा अवुक्कंता, एत्थ पाणा अपरिणता, एत्थ पाणा- अविद्धत्था, णो पडिगाहेज्जा ॥ ३८७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ પ્રવેશ્યા પછી જો જાણે કે આ કાચી ભાજી (आमडाग) છે, આ આસવ છે, આ મધ છે, આ મદ્ય છે, આ ઘી છે, આ દારૂ નીચેનો જાડો ભાગ (खोल) છે, એ વાસી છે, એમાં જીવોત્પત્તિ થયેલ છે, તે વિકસ્યા છે-વધ્યા છે અને કોઈ શસ્ત્ર પરિણમ્યુ નથી, તેથી આ સચિત્તપણે રહેલ પદાર્થ છે, તો તેને તે સ્વીકારશે નહિ.

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा उच्छुमेरगं वा, अंककरेलुगं वा, कसेरुगं वा, सिंग्घाडगं वा, प्रतिआलुंग वा, अन्नतर वा तहप्पगारं आमगं असत्थपरिणयं जाव णो पडिगाहेज्जा ॥ ३८८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળીને જાણે કે આ ગ ડેરી છે, કૂમળી દાડલી, આ દાંડલી, આ સિ ઘોડા, આ બીજી દાડલી છે અને તેવા પ્રકારનો કાચો કે શસ્ત્ર પરિણમ્યા વિનાનો પદાર્થ છે, તો તેણે સ્વીકારવો નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा, उप्पल वा, उप्पलनालं वा, भिसं वा, भिससुणालं वा, पोक्खलं वा, पोक्खलविभंग वा, अण्णतरं वा तहप्पगार जाव णो पडिगाहेज्जा ॥३८९॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને ગોચરીએ પ્રવેશ્યા પછી જણાય કે આ કમલકદ છે, આ તેની દાડલી છે, આ મૂળિયાનો કદ છે, આ તેની દડિકાઓ છે, આ મૃણાલતતુ છે, એ તેના ખડ છે કે અનેરો તે પ્રકારનો સચિત્ત પદાર્થ છે, તો તે તેને સ્વીકારશે નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा, अग्गवीयाणि वा, मूलवीयाणि वा, खंधवीयाणि वा, पोरवीयाणि वा अग्गजाताणि वा, मूलजाताणि वा, खंधजाताणि वा, पोरजाताणि वा, णण्णत्थं, तक्कलिमत्थएण वा, तक्कलिसीसेण वा, णालिएरमत्थएण वा, खज्जूरमत्थएण वा, तालमत्थएण वा, अन्नतरं वा तहप्पगार आमं असत्थपरिणयं जाव णो पडिगाहेज्जा ॥ ३९० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી એમ જાણે કે યાવત્ આ કલમનાં બીજ છે, આ મૂળરૂપ બીજ છે, આ થડરૂપ બીજ છે, આ પર્વરૂપ બીજ છે, આ કલમથી ઉગેલ છે, આ મૂળથી ઉગેલ છે, આ થડથી ઉગેલ છે, આ પર્વથી ઉગેલ વનસ્પતિ છે, બીજે ઉગેલ નથી, કદનો અગ્રભાગ, કદલીનો ગર્ભ, નાળિયેરનો ગોટો કે ખજૂરનો ગોટો કે તાલવૃક્ષનો ગોટો અથવા અનેરો તે પ્રકારનો શસ્ત્રપરિણમ્યાવિનાનો પદાર્થ છે, તો તેને તે સ્વીકારશે નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा, उच्छुं वा काणगं अंगारिय सम्मिस्सं विगदूसितं, वेत्तग्गं वा, कदलिऊसयं वा, अण्णतरं वा तहप्पगारं आमं असत्थपरिणयं जाव णो पडिगाहेज्जा ॥ ३९१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરી માટે પ્રવેશ કરી એમ જાણે કે આ શેરડી છે, આ સડીને છિદ્રમય છે, આ વિકાર પામી સૂકાયેલ છે, મિશ્ર છે, વરુએ ખાધેલ છે, છેડાની સોટીરૂપ કે કદનો મધ્ય ભાગ છે, તો તે પ્રકારનો સચિત્ત પદાર્થ તે સ્વીકારશે નહિ.

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा, लसुणं वा लसुणपत्तं वा, लसुणनालं वा, लसुणकंदं वा, लसुणचोयं वा, अण्णयरं वा तहप्पगारं आमं असत्थपरिणतं जाव णो पडिगाहेज्जा ॥ ३ ।

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને ગોચરીએ પ્રવેશ્યા પછી જણાય કે આ લસણ છે. આ લસણપત્ર છે, આ લસણની દાંડી છે કે આ લસણકંદ છે, આ લસણનું બીજ છે, એમ અનેરો તેવા પ્રકારનો શસ્ત્રપરિણામ રહિત પદાર્થ જાણીને તે સ્વીકારશે નહિ.

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा, अत्थिअं वा कुंभिपक्कं, तिंदुगं वा, टेंबरुयं वा, विलुयं वा, पलगं वा, कासवणालियं वा, अण्णतरं वा आमं असत्थपरिणतं जाव णो पडिगाहेज्जा ॥ ३९३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને ગોચરી માટે પ્રવેશીને જો એમ જણાય કે આ અસ્થિક છે, તે ખાડા વગેરેથી અકાળ પકવ છે, તે તિંદુગ, ટેંબરૂક કે બીલુ, પલંકફળ કે શ્રીપર્ણીની નાલિકા કે અનેરી અશસ્ત્રપરિણત વનસ્પતિ છે, તો તેને સ્વીકારે નહિ.

मूलम-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा, कणं वा, कणकुंडगं वा, कणपूयलियं वा, चाउलं वा, चाउलंपिट्ठे वा, तिलं वा, तिलपिट्ठं वा, तिलपप्पडगं वा, अन्नतरं वा तहप्पगारं आमं असत्थपरिणतं जाव लाभे संते णो पडिगाहेज्जा ॥ ३९४ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને ગોચરીએ પ્રવેશ્યા પછી જો જણાય કે આ કણકી, કણકીમિશ્ર કુસકા, કે કણકી સાથે મિશ્ર લોટ છે, ચાવલ, ચાવલનો આટો, તલ કે તલનું ચૂર્ણ, તલના પાપડ કે અનેરું તે પ્રકારનું કાચું અને મંદપકવ અન્ન છે, તો મળે છતા તેણે સ્વીકારવું નહિ

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ३९५ ॥

અર્થ-આ ખરેખર તે ભિક્ષુ-ભિક્ષુણીનો ક્રિયાકલાપ છે.

એમ આઠમો ઉદ્દેશક પૂર્ણ થયો

અધ્યયન ૧૦મા નો નવમો ઉદેશક

मूलम्-इह खलु पाईणं वा, पडीणं वा दाहिणं वा, उदीणं वा, संतेगतिया सड्ढा भवंति, गाहावती वा, जाव कम्मकरी वा, तेसिं च णं एवं वुत्त पुव्वं भवति,- "जे इमे भवंति समणा, भगवंतो, सीलमंता, वयमंता, गुणमंता, संजता, संवुडा, बंभचारी, उवरया मेहुणाओ धम्माओ णो खलु एतेसिं कप्पति आहाकम्मिए असणे वा (४) भोइत्तए वा पाइत्तए वा। से ज्जं पुण इमं अम्हं अट्ठाए णिट्ठितं, तं जहा, असणं वा (४) सव्वमेयं समणाणं णिसिरामो। अवियाइं वयं पच्छावि अप्पणो सअट्ठाए असणं वा (४) चेतिस्सामो एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म तहप्पगारं असणं वा (४) अफासुयं अणेसणिज्जं लाभे सते णो पडिगाहेज्जा ॥ २९६ ॥

અર્થ-આ જાણીતા ક્ષેત્રમા પૂર્વે, પશ્ચિમે, ઉત્તરે કે દક્ષિણે કેટલાક શ્રદ્ધાવાન શ્રાવકો હોય છે, તે ગૃહસ્થથી માડીને દાસદાસીપણે હોય છે તેમને આ પ્રમાણે પૂર્વે કહેવાયુ હોય છે કે જે આ શ્રમણ ભગવતો હોય છે તેઓ શીલવાળા, વ્રતવાળા, ગુણવાન, સયમી, સંવર-ક્રિયાવાળા, બ્રહ્મચારી, મૈથુનના ત્યાગી હોય છે તેમને તેમના ધર્માનુસાર આધાકર્મિક ભોજન ખાવુપીવુ કલ્પતુ નથી તેથી અમે અમારે માટે રહેલુ જે ખાનપાન કે મુખવાસ કે નાસ્તાનો ખોરાક તે બધું જ શ્રમણોને આપી દઈશુ અને ફરીને પછી પણ અમે અમારે માટે ભોજન-પાણી વગેરે નિપજાવી લઈશુ એ પ્રકારનુ તેમનુ બોલવું સાભળી, સમજી તે પ્રકારનુ ભોજનાદિ અશુદ્ધ, અસ્વીકાર્ય જાણી તે મળે છતા સ્વીકારે નહિ

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे वसमाणे वा गामाणुगामं दूइज्जमाणे से ज्जं पुण जाणेज्जा गामं जाव वा रायहाणिं वा, इमंसि खलु गामंसि वा जाव रायहाणिंसि वा संतेगतियस्स भिक्खुस्स पुरेसंथुया वा पच्छासंथुया वा परिवसंति, तंजहा; गाहावती वा जाव कम्मकरी वा, तहप्पगाराइं कुलाइं णो पुव्वामेव भत्ताए वा पाणाए वा णिक्खमेज्ज वा पविसेज्ज वा। केवली बूया, "आयाणंमेयं।" पुरा पेहाए तस्स परो अट्ठाए असणं वा (४) उवकरेज्ज वा उवक्खडेज्ज वा; अह भिक्खुणं पुव्वोवदिट्ठा (४) ज्जं णो तहप्पगाराइं कुलाइं पुव्वामेव भत्ताए वा पाणाए वा पविसेज्ज वा णिक्खमेज्ज वा। से त-मायाय एगंतमवक्कमित्ता अणावाय मसंलोए चिट्ठेज्जा। से तत्थ कालेणं अणुपविसेज्जा (२) तत्थितरेतरेहिं कुलेहिं सामुदाणियं एसियं वेसियं पिंडवायं एसित्ता आहार आहारेज्जा ॥ २९७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ભિક્ષાર્થે નિકળ્યા પછી એમ જાણે કે, વસતા કે ગામથી બીજે ગામ જતા જાણે કે આ ગામ યાવત્ આ રાજધાની છે કે આ ગામમા કે આ રાજધાનીમા કેટલાક સાધુના પૂર્વ પરિચિતો કે પછીથી થયેલા પરિચિતો વસે છે તે આ પ્રમાણે ગૃહસ્થો કે તેના નોકર-નોકરડી અને તે પ્રકારના ઘરોમાં ભોજન માટે તે પૂર્વે જ પ્રવેશે તો કેવળી કહેશે કે આ કર્મબધનુ સ્થાન છે પૂર્વે જાણી તેને માટે ગૃહસ્થ તૈયાર રાખે કે નીપજાવે ત્યારે ભિક્ષુને પૂર્વે જણાવેલી પ્રતિજ્ઞા લાગુ પડે છે, કે તેવા પ્રકારના ઘરોમાં તેણે ભોજન-પાણી માટે સર્વ પ્રથમ પ્રવેશવું-નીકળવું ન જોઈએ તેણે પોતાની સામગ્રી

સાથે તેના દૃષ્ટિપથથી બહાર રહેવુ. અને પછીથી વખત જાય ત્યારે ઈતર ઘરોમાંથી ઉચિત, સ્વીકાર્ય, સાધુને યોગ્ય ભિક્ષા ગ્રહણ કરીને તેણે આહાર કરવો.

मूलम्-सिया से परो काले अणुपविट्ठस्स आधाकम्मियं असणं वा (४) उवकरेज्ज वा उवक्खडेज्ज वा, तं चेगतिओ तुसिणीओ उवेहेज्जा "आहडमेव पच्चाइक्खिस्सामि" माइठाणं संफासे। णो एवं करेज्जा। से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भगिणि त्ति वा, णो खलु मे कप्पति आहाकम्मियं असणं वा (४) भोत्तए वा पायाए वा। मा उवकरिज्जा, मा उवक्खडेहिं।" से सेव वदंतस्स परो आहाकम्मियं असणं वा (४) उवक्खडेत्ता आहट्टु दलएज्जा, तहप्पगारं असणं वा (४) अफासुयं जाव लाभे संते णो पडिगाहेज्जा ॥ ३९८ ॥

અર્થ-જો કદાચ યોગ્ય સમયે પ્રવેશ કર્યા પછી પણ ગૃહસ્થ તેને માટે આધાકર્મિક આહાર તૈયાર રાખે કે નીપજાવે અને એ એકલો છાનોમાનો લઈ લે તો માયાનું સ્થાન તે સ્પર્શે છે. એમ તેણે ન કરવું અને પૂર્વે જ કહેવું જોઈએ કે હે આયુષ્માન, કે હે બહેન, મને ખરેખર આધાકર્મિક અન્નાદિ ખાવુંપીવું કલ્પતુ નથી, તો તે તૈયાર રાખજો કે નીપજાવજો નહિ. તે એમ કહે તો પણ ગૃહસ્થ આધાકર્મિક ભોજનાદિ લાવીને આપે, તૈયાર કરીને આપે તો તે પ્રકારનું ભોજનાદિ મળવા છતા તેણે સ્વીકારવું નહિ.

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे से ज्जं पुण जाणेज्जा मंसं वा मच्छं वा भज्जिज्जमाणं पेहाए तेल्लपूययं वा आएसाए उवक्ख डिज्जमाणं पेहाए णो खद्धं खद्धं उवसंकमित्ता ओभासेज्जा। णन्नत्थ गिलाणणीसाए ॥ ३९९ ॥

અર્થ-તે ભિક્ષુ ગોચરીએ નીકળ્યા પછી જાણે કે માંસતુલ્ય સ્વાદિષ્ટ પદાર્થ કે મત્સ્યતુલ્ય ઠળિયાવાળો પદાર્થ ભુંજાય છે અને તેલના પુડલા મહેમાન માટે તૈયાર થાય છે, તો એમ જોઈ જલદી જલદી નજીક જઈ બોલવું ન જોઈએ, સિવાય કે કોઈ બીમાર માટે એ પદાર્થની જરૂર હોય

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे अण्णतरं भोयणजायं पडिगाहेत्ता सुब्भिं सुब्भिं भोच्चा दुब्भिं दुब्भिं परिट्ठवेत्ति, माइठाणं संफासे। णो एवं करेज्जा। सुब्भिं वा दुब्भिं वा सव्वं भुंजे न छड्डए ॥ ४०० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીમા ભિન્નભિન્ન ભોજન સ્વીકારીને સુસ્વાદુ સુસ્વાદુ ખાઈને નિસ્વાદ નિસ્વાદ પરઠી દે તો તે માયાનું સ્થાન સ્પર્શે છે એમ કરવું ન જોઈએ. સુસ્વાદુ કે નિસ્વાદ બધુયે જમવુ જોઈએ; છાડવું ન જોઇએ

मूलम्-से भिक्खू वा (२) जाव समाणे अन्नतरं वा पाणगजायं पडिगाहेत्ता पुप्फं (२) आसाइत्ता कसायं (२) परिट्ठवेत्ति, माइठाणं संफासे, णो एवं करेज्जा। पुप्फं पुप्फेति वा, कसायं कसाएति वा, सव्वमेयं भुंजेज्जा, णो किंचिवि परिट्ठवेज्जा ॥ ४०१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએથી ભિન્નભિન્ન પ્રકારનાં પાણી લાવી મધુર-મધુર પીને તુરું તુરું છોડી દે, તો તે માયાના સ્થાનનો સ્પર્શ કરે. મધુર કે તુરું સર્વ તેણે પીવુ જોઈએ અને જરા પણ તેણે પરઠવું જોઇએ નહિ.

मूलम्-से भिक्खू वा (२) वहुपरियावण्णं भोयणजायं पडिगाहेत्ता, वहवे साहम्मिया तत्थ वसंति संभोइया समणुन्ना अपरिहारिया अदूरगया. तेसिं अणालोइया अणामंत्तिया परिट्ठवेति, माइट्ठाणे संफासे, णो एवं करेज्जा से त मादाय तत्थ गच्छेज्जा (२) से पुव्वामेव आलोएज्जा "आउसंतो समणा, इमे मे असणे वा (४) वहुपरियावण्णे तं भुजह च णं" से सेव वदंत परो वदेज्जा "आउसंतो समणा, आहारमेतं असणं वा (४) जावतियं (२) परिसडति तावत्तिय (२) भोक्खामो वा पाहामो वा, सव्वमेयं परिसडइ सव्वमेयं मोक्खामो वा पाहामो वा" ॥ ४०२ ॥

અર્થ-તે ભિક્ષુ (માંદા આદિ માટે) ઘણુ પ્રાપ્ત કરેલું ભોજન સ્વીકારીને, તેની સાથે પોતાના સાથી શ્રમણો, સાથે જમનારા, સુંદર આચારવાળા, સંઘાડા બહાર ન થયેલ અને નજીકના વસતા હોય તેને બોલાવ્યા વિના, આમન્ત્ર્યા વિના જો અનાજ પરઠી દે તો તે માયા સ્થાન સ્પર્શે છે પૂર્વે જ તેણે પૂછવું જોઇએ કે આ મારુ ભોજનાદિ પુષ્કળ પ્રાપ્ત થયુ છે, તમે તે જમો. એમ બોલતા સામો શ્રમણ કહેશે કે હે આયુષ્માન શ્રમણ, જેટલુ અન્ન પચશે તેટલુ અમે ખાશુપીશુ અથવા આ સર્વ અમને ચાલશે અને અમે ખાઇશુંપીશુ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा असणं वा (२) परं समुद्दिस्स वहिया णीहडं तं परेहिं असमणुन्नातं अणिसिट्ठे अफासुयं जाव णो पडिगाहेज्जा, तं परेहिं समणुन्नातं संणिसिट्ठं फासुयं लाभे संते जाव पडिगाहेज्जा ॥ ४०३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી એમ જાણે કે આ અન્નાદિ અન્યને માટે બહાર કાઢવામા આવ્યું છે અને તેણે બીજાને આપી સમ્મતિ આપી તજ્યુ નથી તો તેને અશુદ્ધ ન સ્વીકારવું, પણ સમતિ મળી હોય અને બીજાએ તે તજ્યુ હોય તો શુદ્ધ માની મળે ત્યારે ગ્રહણ કરવુ

मूलम्-एय खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ४०४ ॥

અર્થ-આ પ્રમાણે તે ભિક્ષુ-ભિક્ષુણીનો ક્રિયાકલાપ છે

એમ નવમો ઉદ્દેશક પૂર્ણ થયો.

અધ્યયન ૧૦ માનો દસમો ઉદ્દેશક

मूलम्-से एगतिओ साधारणं वा पिंडवायं पडिगाहेत्ता, ते साहम्मिए अणापुच्छिता जस्स जस्स इच्छइ तस्स तस्स खद्धं खद्धं दलाति, माइट्ठाणं संफासे, नो एव करेज्जा। से तमायाए

तत्थ गच्छेज्जा (२) पुव्वामेव आलोएज्जा "आउसंतो समणा संति मम पुरेसंथुया वा पच्छासंथुया वा तंजहा; आयरिए वा, उवज्झाए वा, पवत्ति वा, थेरे वा, गणी वा, गणहरे वा, गणावच्छेइए वा, अवियाइं एतेसि खद्धं खद्धं दाहामि" से सेवं वयंतं परो वएज्जा "कामं खलु आउसो अहापज्जतं णिसराहि, जावइयं (२) परो वदति तावइयं (२) णिसिरेज्जा, सव्वमेयं परो वदति सव्वमेव णिसिरेज्जा" ॥ ४०५ ॥

અર્થ–તે એકલો જ ખાવાને માટે અન્નાદિ મેળવીને તે મુનિઓને જણાવ્યા વિના જે જે મુનિને આપવા ધારે તેને જલદી જલદી આપે છે, માયાસ્થાનને તે સ્પર્શે છે. એમ ન કરવું જોઈએ. તે ભોજન લઈને તે ત્યાં જાય. પૂર્વે તેમને કહે કે હે આયુષ્માન શ્રમણો, મારા પૂર્વના પરિચિતો અને દીક્ષાપર્યાય પછીના પરિચિતો છે, જેમ કે આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર, ગણી કે ગણધર, અથવા તો ગણાવચ્છેદક, તેથી એમને ત્વરિતપણે આપીશ તે એમ કહે ત્યારે સામાવાળા તેને કહેશે–ભલેને આયુષ્માન. જેટલું જોઈએ તેટલું તેમને આપ–ત્યારે આપવું લેનાર, બધુ જ કહે, તો ભલે બધું જ આપી દેવું

मूलम्–से एगतिओ मणुन्नं भोयणजायं पडिगाहित्ता पंतेण भोयणेण पलिच्छाएति "मामेतं दाइयं संतं दट्ठुणं सय-माइए आयरिए वा जाव गणावच्चछेइए वा, णो खलु मे कस्सवि किंचि दायव्व सिया," माइट्ठाणं संफासे, णो एवं करेज्जा, से त मायाए तत्थ गच्छेज्जा (२) पुव्वामेव उत्ताणए हत्थे पडिग्गहं कट्टु "इमं खलु इमं खलु त्ति" आलोएज्जा, णो किंचिवि णिगूहेज्जा ॥ ४०६ ॥

અર્થ–તે એકલો રૂડુ ભોજન સ્વીકારીને સૂકા ભોજનથી તેને ઢાંકે છે, જ્યારે હુ આ દેખાડું ત્યારે આચાર્ય કે ગણાવચ્છેદક પોતે જ લઈ લે; મારે કોઈને પણ કંઈ આપવું ન પડે આમ તે માયાસ્થાનને સ્પર્શે. તેણે એમ કરવું જોઇએ નહિ તેણે તે ભોજન લઇને ત્યા આચાર્ય પાસે જવું જોઈએ, પાત્રને હાથમા ખુલ્લુ કરી આ આ વસ્તુ છે, એમ કહેવું જોઈએ; કંઈ પણ છુપાવવુ ન જોઈએ

मूलम्–से एगतिओ अण्णतरं भोयणजायं पडिगाहेज्जा, भद्दयं (२) भोच्चा विवन्नं (२) समाहरति, माइट्ठाणं संफासे। णो एवं करेज्जा ॥ ४०७ ॥

અર્થ–તે એકલો જ અનેરા ભિન્નભિન્ન ભોજનો સ્વીકારે, ભલા ભલાં જમી જાય અને નીરસ નીરસ લઈ આવે, તો તેને માયાસ્થાનનો સ્પર્શ કરે છે, એમ તેણે વર્તવું ન જોઈએ.

मूलम्–से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा, अंतरुच्छुय वा उच्छुगंडियं वा, उच्छुचोययं वा, उच्छुमेरगं वा, उच्छुसालगं वा, उच्छुडालगं वा, सिंबलि वा, सिंबलिवालगं वा, अस्सि खलु पडिग्गाहियंसि अप्पे सिया भोयणजाए बहु उज्झियधम्मिए तहप्पगारं अंतरुच्छुय जाव सिंबलिवालगं वा अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ४०८ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળીને એમ જાણે કે ગંડેરી કે શેરડીની કાતડી, શેલડીની ચીરેલી કાતડી, તેનો અગ્રભાગ, કે તેની ડાળીનો ભાગ કે તેની ડાળખી, વળી

મગ વ. ની ફળી, કે તેનો પાક જુએ કે આ સ્વીકારવામાં ભોજન અલ્પ છે અને ફેંકવાનુ બહુ છે, તો તે પ્રકારનું ગંડેરી કે ફળીપાક વગેરેનું ભોજન અશુદ્ધ જાણીને મુનિ સ્વીકારે નહિ.

मूलम्–से भिक्खू वा (२) से ज्ज पुण जाणेज्जा, बहुअट्ठियं मंसं वा, मच्छं वा बहुकंटगं,– अस्सि खलु पडिगाहितंसि अप्पे सिया भोयणजाए, बहुउज्झियधम्मिए–तहप्पगारं बहु–अट्ठियं मंसं मच्छं वा बहुकंटगं लाभे संते जाव णो पडिगाहेज्जा ॥ ४०९ ॥

અર્થ–તે ભિક્ષુ–ભિક્ષુણીને એમ જણાય કે બહુ ઠળિયાવાળો આ વનસ્પતિ ભાગ છે કે આ બહુ છોતરાંવાળો ભાગ છે, આને સ્વીકારવામા ભોજન તો અલ્પ છે અને ફેંકવાનું ઘણુ છે. તે પ્રકારનુ બહુ ઠળિયાવાળું કે બહુ છોતરાંવાળુ આકર્ષક ભોજન મળે છતાં તેણે સ્વીકારવુ નહિ.

मूलम्–से भिक्खू वा (२) जाव समाणे सिया णं परो बहुअट्ठिएण मंसेण मच्छेण उवणिमंतेज्जा "आउसंतो समणा, अभिकंखसि बहुअट्ठियं मंसं पडिगाहेत्तए ?" एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से पुव्वामेव आलोएज्जा, "आउसो–त्ति वा भइणित्ति वा, णो खलु मे कप्पइ से बहुअट्ठियं मंसं पडिगाहेत्तए। अभिकंखसि मे दाउं, जावइयं तावइयं पोग्गलं दलयाहि, मा अट्ठियाइं।" से सेव वदंतस्स परो अभिहट्टु अंतो पडिग्गहगंसि बहुअट्ठियं मंसं परिभाएत्ताणिहट्टु दलएज्ज, तहप्पगारं पडिग्गहयं परहत्थंसि वा परपायंसि वा अफासुयं अणेसणिज्जं लाभे संते जाव णो पडिगाहेज्जा। से आहच्च पडिगाहिए सिया, तं णो "हि" त्ति वएज्जा, णो "अणहि" त्ति वइज्जा। से–त–मायाए एगंत मवकम्मेज्जा। अहे उसामथंडिलंसि वा जाव पमज्जिय (२) परिट्ठवेज्जा ॥ ४१० ॥

અર્થ–તે ભિક્ષુ ગોચરીએ નીકળે ત્યારે બહુ ઠળિયાવાળા કે બહુ છોતરાવાળા ભોજ્યપદાર્થ માટે ગૃહસ્થ તેને નોતરુ આપે, હે શ્રમણ, આ બહુ ઠળિયાવાળું આકર્ષક ભોજન લેવા માગો છો ? એવું વચન સાંભળીને, અવધારીને પૂર્વે જ કહી દેવુ . 'હે આયુષ્માન, હે બહેન, મને બહુ ઠળિયાવાળો પોષકપદાર્થ લેવો કલ્પતો નથી (અને બહુ છોતરાવાળો સુપથ્યપદાર્થ પણ કલ્પતો નથી ) જેટલો પદાર્થ મને આપવા માગો તેટલો પદાર્થ મને આપો, ઠળિયા નહિ તે એમ બોલે ત્યારે ગૃહસ્થ બહુ ઠળિયાવાળો આકર્ષક પદાર્થ જુદો પાડી તેને આપી દે, તે પ્રકારનું ધારણ કરેલુ અન્યના હાથમા કે અન્યના પાત્રમા હોય તેને અશુદ્ધ જાણી મુનિ સ્વીકારશે નહિ તે આગ્રહપૂર્વક આપી દે, ન જ જોઈએ એમ બોલશે અને ન લાવશો એમ કહેવુ અને તે લઈને એકાંતમા જાય અને (સાર ભાગ ખાઈને) નિર્જીવ જમીન પર પ્રમાર્જનાપૂર્વક પરઠી દે

मूलम्–से भिक्खू वा (२) जाव समाणे सिया, से परो अभिहट्टु अंतो पडिग्गहए बिलं वा लोणं, उब्भियं वा लोणं, परिभाएत्ता णीहट्टु दलएज्जा, तहप्पगारं पडिग्गहयं परहत्थंसि वा परपायंसि वा अफासुयं जाव णो पडिगाहेज्जा। से आहच्च पडिगाहित्ते सिया, तंच णातिदूरए जाणेज्जा से त–मायाए तत्थ गच्छेज्जा (२) पुव्वामेव आलोएज्जा, "आउसो–

त्ति वा भइणि- त्तिवा. इमं ते किं जाणता दिन्नं उहाहु अजाणता?" सो य भणेज्जा "णो खलु मे जाणता दिन्नं, अजाणता दिन्नं । काम खलु आउसो इदाणिं णिसिराभि। तं भुंजह च णं परिभाएह च णं।" तं परेहिं समणुन्नायं समणुसिट्ठं ततो संजयामेव भुंजेज्ज वा पीएज्ज वा । जं च णो संचाएति भोत्तए वा पायए वा साहम्मिया तत्थ वसति संभोइया समणुन्ना अपरिहारिया अदूरगया तेसिं अणुप्पदायव्वं। सिया णो जत्थ साहम्मिया जहेव बहुपरियावन्ने कीरति तहेव कायव्वं सिया ॥ ४११ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ નીકળીને જો એમ જાણે કે સામેવાળો તેને સિંધાલૂણ કે ઉદ્‌ભિજ મીઠું પાત્રમા છૂટું પાડીને લાવીને આપે છે, તે પ્રકારનું આણેલું મીઠું ગૃહસ્થના હાથમા કે પાત્રમા હોય ત્યારે તેને અશુદ્ધ જાણીને તેણે સ્વીકારવુ નહિ. તે એકાએક આપી દે તો તે એકાએક સ્વીકારવુ પડેલું જાણી, તેને નજીક જ રહેલ જાણીને તેને પૂર્વે જ કહી દેવું 'હે આયુષ્માન, હે બહેન, તમે આ જાણીજોઈને આપ્યું છે કે અણજાણતાં?' જો તે એમ કહે કે મેં જાણીજોઈને દીધું નથી પણ અજાણતાં દીધુ છે, પરંતુ હે આયુષ્માન, તમને હું તે આપુ છું, એ વાપરો કે વહેચી લો. તે બીજાએ 'અનુજ્ઞા આપ્યા પછી, તજ્યા પછી તે જતનાથી તેને વાપરે અથવા પીએ જો તે ખાવાપીવા સમર્થ થાય નહિ તો તેના સમાનકક્ષ સાધુઓ, સાથે જમનાર, દૂરના નહિ અને એક જ સમુદાયના હોય તેમને તે પાકુ લવણ આપવુ. જ્યાં સાથીઓ હોય ત્યા બહુ આવેલું વહેચી લેવાય એમ કરવું

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ४१२ ॥

અર્થ-એ પ્રમાણે સાધુ કે સાધ્વીનો આચારવિધિ છે

એમ દશમો ઉદ્દેશક પૂર્ણ થયો

અધ્યયન ૧૦ માનો ૧૧ મો ઉદ્દેશક

मूलम्-भिक्खागा णामेगे एव माहंसु समाणे वा वसमाणे वा गामाणुगामं दूइज्जमाणं मणुण्णं भोयणजातं लभित्ता "से भिक्खू गिलाई, से हंदह णं तस्साहरह, सेय भिक्खू णो भुंजेज्जा, तुमं चेव णं भुंजेज्जासि" सेगतितो "भोक्खामि त्ति" कट्टु पलिउंचिय पलिउंचिय आलोएज्जा, तंजहाः इमे पिंडे, इमे लोए, इमे त्तित्तए इमे कडुए, इमे कसाए, इमे अंबिले, इमे महुरे णो खलु एत्तो किंचि गिलाणस्स सदति त्ति; माइट्ठाणं संफासे, णो एवं करेज्जा तहेव तं आलोएज्जा जहेव तं गिलाणस्स सयति, तंजहा; त्तित्तयं त्तित्तएति वा कडुयं कडुएति वा, कसायं कसाएति वा, अंबिलं अंबिले त्ति वा, महुरं महुरेत्ति वा ॥४१३॥

અર્થ-કેટલાક ભિક્ષા માગનારા એમ બોલે, સરખી રીતે વસતા, અને ગામેગામથી રૂડાં ભોજન મેળવી તે મુનિ માંદા છે તેની પાસે લઈ આવો તે ભિક્ષુ તે ભોજન કરે નહિ અને કહે કે તમે જ તે આહાર કરો તે એકલો હુ જમીશ એમ ધારી સારું ભોજન છૂપાવી છૂપાવી તેને કહે કે આ પિંડ છે તે રૂડો છે, આ તીખો છે, આ કડવો છે, આ તૂરો છે, આ ખાટો

છે, આ મધુર છે, આમાંથી કંઈ માંદા માણસને રુચે એમ નથી. તે માયાનું સ્થાન સ્પર્શે; આમ ન કરવું જોઈએ. તે જ રીતે એને કહેવું જોઈએ કે જેમ માંદાને રુચિ થાય; જેમકે તીખું હોય તે તીખું, કડવું તે કડવું, તૂરું તે તૂરું, ખાટું તે ખાટું અને મધુર તે મધુર.

मूलम्-भिक्खागा णामेगे एवमाहंसु समाणे वा वसमाणे वा गामाणुगामं दूईज्जमाणे मणुन्नं भोयणजात लभित्ता, "से भिक्खु गिलाई, से हंदह ज तस्साहरह से य भिक्खू णो भुंजेज्जा, आहरेज्जा सि णं" "णो खलु मे अंतराए, आहरिस्सामि" इच्चेयाइ आयतणाइं उवातिकम्म ॥ ४१४ ॥

અર્થ-કેટલાક સાધુઓ એમ માને છે કે સાથે વસતો આ સાધુ માંદો છે તેને માટે ગામેગામ ફરી સુંદર ભોજન મેળવી તેને માટે લાવો તે ભિક્ષુએ ભોજન લાવવું જોઈએ ખાઈ જવું, ન જોઈએ હાલમા મને વિઘ્ન છે, પછી લાવીશ, એવા વિઘ્નો તેણે બતાવવા ન જોઈએ

मूलम्-अह भिक्खू जाणेज्जा सत्त पिंडेसणाओ सत्त पाणेसणाओ। तत्थ खलु इमा पढमा पिंडेसणा-असंसट्ठे हत्थे असंसट्ठे मत्ते: तहप्पगारेण असंसट्ठेण हत्थेण वा मत्तएण वा, असणं वा पाणं वा खाइमं वा साइमं वा, सयं वा णं जाएज्जा, परोवा से दिज्जा फासुयं जाव पडिगाहेज्जा इति पढमा पिंडेसणा ॥ ४१५ ॥

અર્થ-હવે તે ભિક્ષુને એમ યાદ આવે કે સાત પિંડૈષણા છે અને સાત પાનૈષણાઓ છે તેમાં આ પહેલી પિંડૈષણા છે કે હાથ પણ સ્વચ્છ અને પાત્ર પણ સ્વચ્છ, ભોજનાદિ જાતે યાચે કે અન્ય આપે તે શુદ્ધ જણાય તો સ્વીકારી લેવુ, તે પહેલી પિંડૈષણા થઈ

मूलम्-अहावरा दोच्चा पिंडेसणा,-संसट्ठे हत्थे संसट्ठे मत्तए. तहेव दोच्चा पिंडेसणा इति दोच्चा पिंडेसणा ॥ ४१६ ॥

અર્થ-બીજી પિંડૈષણા હવે એમ છે કે ખરડાયેલ હાથ અને ખરડાયેલ પાત્ર, ત્યાં પણ ઉપર પ્રમાણે વિચાર, તે બીજી પિંડૈષણા થઈ

मूलम्-अहावरा तच्चा पिंडेसणा, इहखलु पाईणं वा पडीणं वा दाहीणं वा उदीणं वा संतेगतिया सड्ढा भवंति, गाहावती वा जाव कम्मकरी वा, तेसि च णं अण्णतरेसु विरुवरुवेसु भोयणजातेसु उवणिक्खित्त सपुव्वे सिया, तंजहा,-थालंसि वा, पिंढरंसि वा, सरगंसि वा, परगंसि वा, वरगंसि वा। अहपुण एवं जाणेज्जा-असंसट्ठे हत्थे संसट्ठे मत्त, संसट्ठे हत्थे असंसट्ठे मत्ते-सेय पडिग्गहधारी सिया पाणिपडिग्गहिए वा-से पुव्वामेव आलोएज्जा, "आउसो त्ति वा, भगिणि त्ति वा, एतेणं तुमं असंसट्ठेण हत्थेण संसट्ठेण मत्तेणा, संसट्ठेण वा हत्थेण असंसट्ठेण मत्तण अस्सि पडिग्गहगंसि वा पाणिसि वा णिहट्टु उवितु दलयाहि" तहप्पगारं भोयणजायं सयं वा णं जाणेज्जा परो वा से देज्जा, फासुयं जाव पडिगाहेज्जा तच्चा पिंडेसणा ॥ ४१७ ॥

અર્થ–હવે તે સિવાયની ત્રીજી પિંડૈષણા –આ ક્ષેત્રમા ખરેખર પૂર્વમા, પશ્ચિમે, ઉત્તરે કે દક્ષિણે કેટલાક શ્રાવકો વસે છે તે ગૃહસ્થોથી માંડીને તેના કામ કરનાર સુધીના છે તેમનામાથી કોઈના પણ વિવિધ પ્રકારના પાત્રોમાંથી કોઇ પાત્રમાં અન્નાદિ મૂકેલ હોય જેમ કે, થાળમા કે કથરોટમા, તેમજ તાટમા કે કડાઈમા કે તપેલીમાં હવે તે એમ જાણે કે હાથ ખરડાયેલો નથી પણ પાત્ર ખરડાયેલ છે અથવા પાત્ર સાફ છે પણ હાથ ખરડાયેલો છે, તે પાત્ર તેણે હાથમા ધારણ કર્યું હોય તો તેને પૂર્વે જ કહી દેવું : 'હે આયુષ્માન, હે બ્હેન, તમે આ સ્વચ્છ હાથથી કે સંસૃષ્ટ પાત્રથી, સંસૃષ્ટ હાથથી કે સાફ પાત્રથી, આ પાત્રમાં કે હાથમાં લઈ–લાવીને મને આપો. તેવા પ્રકારનુ ભોજન વિશેષ જાતે લઇ લે કે સામાવાળો તેને આપે તે વિશુદ્ધ હોય તો તેણે સ્વીકારવું, એ ત્રીજી પિંડૈષણા થઇ

मूलम्–अहावरा चउत्था पिंडेसणा; से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण जाणेज्जा–पिहुअं वा जाव चाउलपलंव वा–अस्सि खलु पडिगाहितंसि अप्पे पच्छाकम्मे अप्पे पज्जवजाते–तहप्पगारं पिधु वा सयं वा जाणेज्जा जाव पडिगाहेज्जा। चउत्था पिंडेसणा ॥ ४१८ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી ગોચરીએ ગૃહસ્થને ત્યા દાખલ થઈને એમ જાણે કે આ સાથવો છે, યાવત્ ચોખાનું સૂકું પૌંઆદિ છે, આ સ્વીકારતાં પશ્ચાત્કર્મનો સંભવ નહિ જેવો છે અને ફોતરાં વગેરે નજીવા છે, તો તે પ્રકારનુ ખાણું સ્વયં યાચે કે અન્ય આપે તે લે, એવી ચોથી પિંડૈષણા.

मूलम्–अहावरा पंचमा पिंडेसणा; से भिक्खू वा भिक्खुणी वा जाव समाणे उग्गहितमेव भोयण जातं जाणेज्जा, तंजहा· सरावंसि वा, डिंडिमंसि वा कोसगंसि वा–अह पुण एवं जाणेज्जा बहुपरियावन्ने पाणिसु उदगलेवे–तहप्पगारं असणं वा पाणं वा खाइमं वा साइमं वा सयं वा णं जाणेज्जा जाव पडिगाहेज्जा। पंचमा पिंडेसणा ॥ ४१९ ॥

અર્થ–હવે (અવગૃહીતા નામે) પાચમી પિંડૈષણા–તે ભિક્ષુ કે ભિક્ષુણીને ગોચરીએ ગયા પછી જાણે (સ્વનિમિત્ત) અન્નાદિ રાખેલું છે તે સરાવલામાં, કે કાસાના પાત્રમા, કે અન્યપાત્રમા હોય અને એમ જાણે કે જળનો લેપ છે, ને નિર્દોષ પાણીનો છે, તો તે પ્રકારનું અન્નાદિ સ્વયં યાચે કે આપેલ સ્વીકારે, એ આ પાચમી પિંડૈષણા થઈ.

मूलम्–अहावरा छठा पिंडेसणा,–से भिक्खू वा भिक्खुणी उग्गहियमेव भोयणजायं जाणेज्जा जंच संयट्ठाए पग्गहियं जंच परट्ठाए पग्गहियं तंच पायपरियावन्नं तंच पाणिपरियावन्नं फासुयं जाव पडिगाहेज्जा। छट्ठा पिंडेसणा ॥ ४२० ॥

અર્થ–હવે છઠ્ઠી (પ્રગૃહીતા નામે) પિંડૈષણા–તે ભિક્ષુ કે ભિક્ષુણી જુદુ રાખેલું ભોજન પોતાને માટે (કે પરને માટે) મૂકેલું જાણે તેમા જે અન્યને માટે મૂકેલું છે તે પાત્રશુદ્ધ અને હસ્તશુદ્ધ હોય તો શુદ્ધ જાણી સ્વીકારવુ, એ છઠ્ઠી પિંડૈષણા થઈ

मूलम्–अहावरा सत्तमा पिंडेसणा,–से भिक्खू वा भिक्खुणी वा जाव समाणे अज्झियधम्मियं

भोयणजायं जाणेज्जा-जंचन्ने बहवे दुपय-चउप्पय-समण-माहण अतिहि-किवण-वणीमगा णावकंखंति, तहप्पगारं उज्झियधम्मियं भोयणजायं सयं वा णं जाएज्जा परो वा से दिज्जा जाव फासुयं पडिगाहेज्जा। सत्तमा पिंडेसणा। इच्चेयाओ सत्त पिंडेसणाओ॥ ४२१ ॥

અર્થ-હવે સાતમી (ઉજ્ઝિત ધર્મિકા નામે) પિંડૈષણા છે તે ભિક્ષુ કે ભિક્ષુણી એમ જાણે કે આ ભોજનાદિ ફેંકી દેવાનુ છે, જેને બીજા ઘણા શ્રમણ, બ્રાહ્મણ, દ્વિપદ, ચતુષ્પદ, અતિથી, કંજૂસ અને ભિખારી ઈચ્છતા નથી તે પ્રકારનુ ત્યાગવા નિયત ભોજનાદિ જાતે જ યાચે કે સામો તેને આપે, તે શુદ્ધ જોઈ સ્વીકારે, એ સાતમી પિંડૈષણા થઈ. એમ સાત પિંડૈષણાઓ થઈ.

मूलम्-अहावरा सत्त पाणेसणाओ। तत्थ खलु इमा पढमा पाणेसणा.-असंसट्ठे हत्थे, तंचेव भाणियव्वं। नवरं चउत्थाए णाणत्तं। से भिक्खू वा भिक्खुणी वा जाव समाणे से ज्जं पुण पाणगजायं जाणेज्जा, तंजहा,-तिलोदगं वा, तुसोदगं वा, जवोदगं वा, आयामं वा, सोवीरं वा, सुद्धवियडं वा,-अस्सि खलु पडिग्गाहियंसि अप्पे पच्छाकम्मेत्त हेव पडिग्गाहेज्जा ॥ ४२२ ॥

અર્થ-હવે બીજી સાત પેય-ગવેષણાની પાનકૈષણા કહીશું ત્યા પહેલી પાનકૈષણા શુદ્ધ હાથ અને શુદ્ધ પાત્ર તે જ પ્રકારે કહેવુ ફક્ત ચોથીમા જુદાજુદાપણુ-વૈવિધ્ય આવશે હવે તે ભિક્ષુ-ભિક્ષુણી એમ જાણે કે આ પાણી અમુક છે, જેમકે તલનુ ધોણ છે કે તૂષનુ ધોવણ છે, જવનુ ધોવણ કે ઓસામણ કે કાજી છે, તે શુદ્ધ પવિત્ર છે, આ સ્વીકારતા પશ્ચાત્કર્મ નહિવત છે, તો તે સ્વીકારે.

मूलम्-इच्चेतासिं सत्तण्ह पिंडेसणाणं सत्तण्ह पाणेसणाणं अण्णतरं पडिमं पडिवज्जमाणे णो एवं वदेज्जा,-"मिच्छा पडिवन्ना खलु एते भयवंतारो। अहमेगे सम्मं पडिवन्ने। जे एते भयवंतारो एयाओ पडिमाओ पडिवज्जित्ताणं विहरंति, जो य अहमंसि एयं पडिमं पडिवज्जित्ताणं विहरामि, सव्वे ते जिणाणाए उवट्ठिता अन्नोन्नसमाहीए एवं चणं विहरंति ॥ ४२३ ॥

અર્થ-આ સાત પિંડૈષણા અને સાત પાનકૈષણામાથી કોઈ એક શૈલિ સ્વીકારનારે બીજાને એમ કહેવું નહિ કે ભગવાન, તમે આ ખરેખર મિથ્યા પ્રકારે સ્વીકારી છે મે એકને રૂડી રીતે સ્વીકારી છે અને તમે આ બધી શૈલિ સ્વીકારી રહો છો અને હું (એક જ) અભિગ્રહ શૈલિ સ્વીકારી ફરુ છુ આ બધી જિનાજ્ઞામા કહેલ છે અને તે અન્યોન્યની સમાધિથી સાચવવાની છે

मूलम्-एयं खलु तस्स भिक्खूस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ४२४ ॥

અર્થ-આ ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીનો ક્રિયાકલાપ છે

આમ દશમું અધ્યયન પૂરુ થયુ

## અધ્યયન ૧૧ મું

પહેલાના અધ્યયનમાં પિંડ સ્વીકારવા બાબતમાં આચારનો વિધિ વિગતે દર્શાવ્યો. તે પિંડ હમેંશા ઓછામાં ઓછો આરંભ અને ઓછામાં ઓછી મમતા રહે એવા સ્થાનમાં જમવો જોઈએ. આ અધ્યયનમાં તે નિવાસસ્થાન સંબંધે વિધિ દર્શાવવામાં આવ્યો છે.

### પ્રથમ ઉદ્દેશક :

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा उवस्सयं एसित्तए, से अणुपविसे गामं वा नगरं वा जाव रायहाणिं वा ॥ ४२५ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે ઉપાશ્રય મેળવવા ઇચ્છે ત્યારે તે ગામમાં, નગરમાં કે યાવત્ રાજધાનીમા પ્રવેશ કરે છે.

मूलम्-से ज्जं पुण उवस्सयं जाणेज्जा सअंडं सपाणं जाव ससंताणयं, तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्जं वा निसीहियं वा, चेतेज्जा ॥ ४२६ ॥

અર્થ–તે જો એમ જાણે કે આ ઉપાશ્રય ઈંડાવાળું છે, જીવજંતુવાળું છે યાવત્ કરોળિયાના જાળાંવાળું છે, તો તે ઉપાશ્રય, તે સ્થાન, તે પથારી કે તે બેઠક તે સ્વીકારે નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा अप्पंडं अप्पपाणं जाव अप्पसंताणयं तहप्पगारे उवस्सए पडिलेहिता पमज्जिता ततो संजयामेव ठाणं वा सेज्जं वा निसीहियं वा चेतेज्जा ॥ ४२७ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણીને એમ જણાય કે અહીં લગભગ નહીં જેવા ઈંડા, જીવજંતુઓ યાવત્ કરોળિયાના જાળા છે તો તે પ્રકારનું ઉપાશ્રય, નિરીક્ષણ કરીને, પ્રમાર્જન કરીને તે પછી જતનાથી તે સ્થાન, પથારી કે બેઠકનો ઉપયોગ કરે.

मूलम्-से ज्जं पुण उवस्सयं जाणेज्जा अस्सिंपडियाए एगं साहम्मियं समुद्दिस्स पाणाइं भूताइं जीवाइं सत्ताइं समारब्भ समुद्दिस्स कीयं, पामिच्चं, अच्छेज्जं, अणिसट्ठं, अभिहडं, आहट्टु चेएति तहप्पगारे उवस्सए पुरिसंतरगडे वा अपुरिसंतरगडे वा जाव आसेविते वा णो ठाणं वा, सेज्जं वा, णिसीहियं वा, चेतेज्जा। एवं बहवे साहम्मिया, एगा साहम्मिणी बहवे साहम्मिणीओ ॥ ४२८ ॥

અર્થ–તે સાધુ એમ જાણે કે આનું નામ લઈને એક જૈનમુનિને ઉદ્દેશીને, પ્રાણ, ભૂત, જીવ કે સત્ત્વોની હિંસા કરી, સાધુનું લક્ષ રાખી, આ ખરીદ્યું, આ ઉછીનુ લીધું, કે બળપૂર્વક આચકી લીધેલુ છે, માલિકે તેને છોડયુ નથી, તે સામેથી લાવીને આવીને તે પ્રકારનું ઉપાશ્રય, પુરુષાતર માટે કે કોઈ બીજા માટે ભલે નહિ, તે સ્થાન ભલે કોઈએ વાપર્યું

હોય પણ મુનિ તે સ્થાન, શૈયા કે બેઠક સ્વીકારશે નહિ આ પ્રમાણે 'ઘણા જૈનમુનિ માટે' પાઠ યોજવો

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा अस्संजए भिक्खुपडियाए वहवे समण–माहण–अतिहि किवण वणीमए पगणिय पगणिय समुद्दिस्स पाणाइ भूयाइ जीवाइ सत्ताइ जाव वेएइ तहप्पगारे उवस्सए पुरिसंतरगडे जाव अणासेविए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। अहपुण एवं जाणेज्जा पुरिसंतरगडे जाव आसेविते पडिलेहिता पमज्जिता ततो संजयामेव ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा ॥ ४२९ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષણીને એમ જણાય કે આ ઉપાશ્રય ગૃહસ્થે ભિક્ષુને ઉદ્દેશીને, બહુ શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, દુરવસ્થ, યાચકોને માટે ગણતરી કરી કરી, પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વોની હિંસા કરી હવે તે આપે છે, તો તે પ્રકારનુ ઉપાશ્રય બીજા પુરુષ માટે બનાવેલ, ત્યાથી માડી ન વાપરેલ હોય તો ત્યા સ્થાન, શૈયા, કે બેઠક કરવા નહિ. પણ જો એમ જાણે કે બીજા પુરુષ માટે કરેલું મકાન વપરાયેલુ છે તો પડિલેહણ કરી, પ્રમાર્જન કરી જતનાથી ત્યા સ્થાન, શૈયા કે બેઠક કરવી

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उवस्सयं जाणेज्जा अस्संजए भिक्खुपडियाए कट्ठिए वा उक्कंपिए वा छन्ने वा लित्ते वा घट्ठे वा मट्ठे वा संमट्ठे वा संपधूमिए वा, तहप्पगारे उवस्सए अपुरिसंतरगडे जाव अणासेविए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा अहपुण एवं जाणेज्जा पुरिसंतरगडे जाव आसेविते, पडिलेहिता पमज्जिता ततो संजयामेव जाव चेतेज्जा ॥ ४३० ॥

અર્થ–વળી તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે આ ઉપાશ્રય ગૃહસ્થે સાધુને માટે, લાકડા વગેરેથી બાંધેલ છે, વાસ વગેરેથી બાંધેલ છે, આવરેલ છે, લીપેલ છે, ઘસાવેલ છે, કે ચિત્રાદિ કરાવેલ છે, કે રગ દેવડાવેલ છે અને સુવાસિત કરેલ છે તો તે પ્રકારનુ મકાન ભલે અન્ય પુરુષ માટે ન હોય અને વપરાયેલ ન હોય તો ત્યાં શૈયા, સ્થાન કે બેઠક કરવા નહિ. પણ જો એમ જાણે કે અન્ય પુરુષ માટે અને વપરાયેલ આ મકાન છે તો તે ત્યા સ્થાન, શૈયા કે બેઠક કરી શકે છે

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उवस्सए जाणेज्जा अस्संजए भिक्खुपडियाए खुड्डियाओ दुवारियाओ महल्लिआओ कुज्जा, जहा पिंडेसणाए, जाव संथारगं संथरेज्जा वहियाणिणक्खु तहप्पगारे उवस्सए अपुरिसंतरगडे जाव अणासेविते णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। अहपुण एवं जाणेज्जा–पुरिसंतरगडे जाव आसेविते–पडिलेहिता पम्मज्जिता ततो संजयामेव जाव चेतेज्जा ॥ ४३१ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી એમ જાણે કે આ મકાન ગૃહસ્થે ભિક્ષુને માટે પોળાવ્યું છે, તેમ જ મોટા દ્વારાદિક કરાવ્યા છે, જેમ પિંડૈષણામાં કહ્યુ તેમ તેણે પથારી પાથરી છે, ત્યાથી માડી કચરો બહાર કાઢી નાખ્યો છે, તે પ્રકારનુ ઉપાશ્રય–મકાન જો બીજાને માટે તૈયાર

કરેલ ન હોય અને ઉપયોગમા લીધેલ ન હોય તો ત્યા સ્થાન, પથારી કે બેઠક કરવાં નહિ. પણ જો જાણે કે બીજા પુરુષ માટે કરેલું અને વાપરેલું મકાન છે તો ત્યા સ્થાન, બેઠક કે પથારી તે કરી શકે છે.

मूलम्—से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सय जाणेज्जा अस्स जए भिक्खुपडियाए उदगपसुयाणि कंदाणि वा, मूलाणि वा, पत्ताणि वा, पुप्फाणि वा, फलाणि वा, बीयाणि वा, हरियाणी वा, ठाणातो ठाणं साहरति, बहिया वा णिक्खु-तहप्पगारे उवस्सए अपुरिसंतरगडे जाव णो ठाणं वा सेज्जं वा णिसीहिय वा चेतेज्जा। अह पुण एवं जाणेज्जा, पुरिसंतरगडे जाव चेतेज्जा ॥ ४३२ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે ગૃહસ્થે ભિક્ષુને માટે પાણીથી ઉત્પન્ન કંદ કે મૂળિયા, પાદડા, ફૂલો કે ફલો કે બીજ કે ઘાસ એક સ્થાનથી બીજે સ્થાને ફેરવી લીધાં છે, તેમ જ મહાર કાઢી નાખ્યા છે, તે પ્રકારનુ મકાન જો બીજા પુરુષ માટે ન હોય તેમજ વાપરેલું ન હોય તો ન સ્વીકારવુ, પરતુ જો તે એમ જાણે કે આ બીજા માણસ માટે કરેલું છે તેમ જ તેણે કે બીજાએ મકાન વાપરેલુ છે તો તે મકાન સ્વીકારી શકે છે.

मूलम्—से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण जाणेज्जा–अस्स जए भिक्खुपडियाए पीढं वा, फलग वा, णिस्सेणिं वा, उदुहलं वा, ठाणातो ठाणं साहरति, बहिया वा णिणक्खु-तहप्पगारे उवस्सग अपुरिसतरगडे जाव णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा। अहपुण एवं जाणेज्जा पुरिसतरगडे जाव चेतेज्जा ॥ ४३३ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે ગૃહસ્થે ભિક્ષુને માટે બાજોઠ, પાટિયું, નીસરણી, કે ઊખળિયુ (ખાંડણિયું) એક સ્થાનથી બીજે સ્થાને ફેરવ્યુ છે, અથવા કચરો વગેરે બહાર કાઢી નાખ્યો છે તો તે પ્રકારનુ ઘર અન્યાર્થે ન હોય કે ઉપયોગમાં લીધેલ ન હોય તો ત્યા સ્થાન, શૈયા કે બેઠક ન કરે, પણ અન્યાર્થે અને વાપરેલ હોય તો ત્યા વસવું સ્વીકારે

मूलम्—से भिक्खू वा भिक्खुणी वा से ज्ज पुण उवस्सय जाणेज्जा, तंजहा,–खंधसि वा, मंचंसि वा, मालंसि वा, पासायसि वा, हम्मियतलंसि वा, अण्णतरंसि वा तहप्पगारांसि अंतलिक्खजायसि, णणत्थ आगाढा-गाढेहिं करणेहिं, ठाणं वा सेज्जं वा णिसीहियं वा णो चेतेज्जा ॥ ४३४ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે આ થાભલા પર, માચડા પર, માળિયા પર, મહેલ પર, હવેલીની અગાશી પર કે બીજા કોઇ આકાશમા ઊચે રહેલ સ્થાન પર નિવાસ મળે છે, તો બહુ ભારે કારણ ન હોય તો તો ત્યા શૈયા, સ્થાન કે બેઠક તેણે કરવા નહિ

मूलम्—से आहच्च चेतिते सिया, णो तत्थ सीओदगवियडेण वा, उसिणोदगवियडेण वा हत्थाणि वा, पादाण वा अच्छीणि वा, दंताणि वा, मुहं वा उच्छोलेज्ज वा, पहोएज्ज वा, णो

तत्थ ऊसढं पगरेज्जा, तंजहा,-उच्चारं वा, पासवणं वा, खेलं वा. सिंघाणं वा, वंतं वा, पित्तं वा, पूतिं वा, सोणियं वा, अन्नतरं वा सरीरावयवं। केवली बूया "आयाण-मेय"। से तत्थ ऊसढं पगरेमाणे पयलेज्ज वा; पवडेज्ज वा । से तत्थ पयलेमाणे पवडेमाणे वा, हत्थं वा जाव सीस वा, अन्नतरं वा, कायंसि इंदियजातं लूसेज्जा, पाणाणि वा (४) अभिहणेज्ज वा, जाव ववरोवेज्ज वा । अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पइन्ना जाव जं तहप्पगारे उवस्सए अंतलिक्खजाते णो ठाणं वा; सेज्जं वा, णिसीहियं वा चेतेज्जा ॥ ४३५ ॥

અર્થ–જો એકાએક તેમાં રહેવાનું તો ત્યાં પવિત્ર ઠંડે કે ઉષ્ણ પાણીએ હાથ કે પગ, આખ, દાંત કે મુખ સાફ કરવાં નહિ, ધોવા નહિ, ત્યા આ રીતે ઉત્સર્જન કરવું નહિ, જેમ કે મળ, મૂત્ર, બળખો, શ્લેષ્મ, ઉલટી, પિત્ત, પરુ, લોહી કે બીજો શરીરનો ગંદવાડ. કેવલી-પ્રભુ કહેશે કે આ કર્મબંધનું કારણ છે તે ત્યાં ઉત્સર્જન કરતાં કંપે કે પડે અને કંપતાં કે પડતાં હાથ, પગ, માથું કે કાયાની કોઈ ઇંદ્રિય વિશેષને ઈજા પહોંચાડે, અને જીવોને હણે અથવા પ્રાણરહિત કરે. હવે ભિક્ષુને પૂર્વે જ આ પ્રતિજ્ઞા દર્શાવી છે કે તેવા પ્રકારનાં સ્થાનનો સ્વીકાર કરી ત્યા તેણે વાસ, શયન કે બેઠક કરવાં નહિ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा-सइत्थियं; सखुड्डं सपसु भत्तपाणं, तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्ज वा णिसीहिय वा चेतेज्जा। आयाण-मेय भिक्खुस्स गाहावतिकुलेण सद्धिं संवसमाणस्स। अलसए वा विसूइया वा छड्डी वा णं उव्वाहिज्जा अन्नतरे वा से दुक्खे रोगातंके समुप्पज्जेज्जा, अस्संजए कलुणवडियाए तं भिक्खुस्स गातं तेलेण वा, घएण वा, णवणीतेण वा, वसाए वा, अब्भंगेज्ज वा, मक्खिज्ज वा, सिणाणेण वा, कक्केण वा, लोद्देण वा वन्नेण वा चुण्णेण वा पउमेण वा आघंसेज्जं वा पघंसेज्ज वा उव्वलेज्ज वा उव्वट्टेज्ज वा, सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेज्ज वा पच्छोलेज्ज वा पहोएज्ज वा सिणाविज्ज वा सिंचेज्ज वा दारुणा वा दारुपरिणामं कट्टु अगणिकायं उज्जालेज्ज वा पयालिज्ज वा उज्जालित्ता काय आयावेज्ज वा पयावेज्ज वा। अह भिक्खुणं पुव्वोवदिट्ठा एस पतिन्ना जं तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्ज वा निसीहिय वा चेतेज्जा ॥ ४३६ ॥

અર્થ–તે ભિક્ષુ જો એમ જાણે કે આ નિવાસસ્થાન સ્ત્રીસહિત, ક્ષુદ્ર માણસો સહિત, પશુસહિત કે પશુનાં ભોજન–પાણી સહિત છે તો તે પ્રકારની જગા તે સાગારિક (અર્થાત સદોષ) છે ત્યા તે વાસ, પથારી કે બેઠક કરશે નહિ તે ભિક્ષુને ગૃહસ્થના કુલની સાથે જ રહેવામા કર્મબંધનુ સ્થાન છે (ત્યા ભોજનાદિ નિશંક ન થાય અને રોગ સંભવે જેમ કે) શરીરમા હાથી–પગુ થાય, સંઘરણી, ઉલટી થાય અને પીડા કરે, વળી બીજા અનેરા રોગના ઉપદ્રવો ઉપજે હવે ગૃહસ્થ કરુણાને કારણે તે મુનિના અંગ તેલથી, ઘીથી, માખણથી કે સ્નિગ્ધ પદાર્થ (ચરબી) થી માલિશ કરે, અને લેપે સ્નાનથી, તૂરા ઓસડથી, લોધ્રથી, વર્ણથી કે ચૂર્ણથી, કે પદ્મથી તેને (ઉપચારાર્થે) તેના શરીરનુ મર્દન કરી, વિશેષ મર્દન કરે, ઠંડા કે ગરમ અચિત્ત પાણીથી તેને પલાળે અને ઘસીને ધૂવે, પાણી રેડે અને પાણીમા છબછબાવે, શરીર ધૃવે કે સિંચે કે લાકડાથી, લાકડા સળગાવી

અગ્નિકાળ પ્રજ્વલિત કરી તાપ આપે કે શેક આપે ત્યારે ભિક્ષુને પૂર્વે પ્રતિજ્ઞા ઉપદેશેલી છે તે પ્રકારના સદોષ સ્થાનમાં તે ભિક્ષુએ વાસ, શયન કે બેઠક કરવાં નહિ

मूलम्-आयाण मेयं भिक्खुस्स सागारिए उवस्सए वसमाणस्स.-इहखलु गाहावती वा जाव कम्मकरी वा अन्नमन्नं अक्कोसंति वा वयंति वा रुमंति वा उद्‌वंति वा, अह भिक्खू णं उच्चावयं मणं णियच्छेज्जा;-एते खलु अन्नमन्नं उक्कोकसंतु वा मा वा उक्कोसंतु जाव मा वा उद्दवंतु। अह भिक्खुणं पुव्वोवदिट्ठा एस पइन्ना जाव जं तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा ॥ ४३७॥

અર્થ-આ પ્રમાણે સદોષ મકાનમાં રહેનાર મુનિને કર્મબંધનુ સ્થાન છે અહીં ખરેખર ગૃહસ્થથી માંડીને દાસદાસી એક બીજા પ્રત્યે તાડૂકે છે, એક બીજાને કહે છે, અટકાવે છે અને દૂર નસાડે છે, જેથી ભિક્ષુનું મન આ બાબત ઊંચું કે નીચું થાય. તેઓ એક બીજાને તાડૂકે કે ન તાડૂકે યાવત્ એક બીજાને દૂર કરે, હવે ભિક્ષુને તે કરવાનું પૂર્વે જ જણાવ્યું છે કે તેવા પ્રકારના સ્થાનમા તે નિવાસ, પથારી કે બેઠક કરશે નહિ

मूलम्-आयाण-मेयं भिक्खुस्स गाहावतिहि सद्धिं संवसमाणिस्सः-इहखलु गाहावती अप्पणो सअट्ठाए अगणिकाय उज्जालेज्ज वा पज्जालेज्ज वा विज्झावेज्ज वा, अह भिक्खू उच्चावयं णियच्छेज्जाः-एते खलु अगणिकायं उज्जालेतुं जाव मा वा विज्झवेतु अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सए नो ठाणं वा निसीहियं वा चेतेज्जा ॥ ४३८॥

અર્થ-ભિક્ષુને આ કર્મબંધનુ સ્થાન છે. ગૃહસ્થ સાથે એક જ સ્થાને વસતા હવે જો ગૃહસ્થ પોતાને માટે અગ્નિકાય પ્રગટાવે કે સળગાવે કે ઠારી નાખે, તે વખતે ભિક્ષુનું મન સંમતિ કે અસંમતિમા અનુક્રમે ઊંચુનીચુ થાય કે આ અગ્નિકાળ ભલે પ્રગટાવે અથવા ન પ્રગટાવે કે તેને ઠારી ન નાખે હવે ભિક્ષુને પૂર્વે જણાવવાનુ જણાવ્યું છે કે તેવા પ્રકારના સ્થાનમા તે નિવાસ. પથારી કે બેઠક ન કરે.

मूलम्-आयाण-मेय भिक्खूस्स गाहावतीहिं सद्धिं संवसमाणस्स इहखलु गाहावतिस्स कुंडले वा, गुणं वा, मणी वा, मोत्तिए वा, हिरन्ने वा, कडगाणि वा, तुडियाणि वा, तिसरगाणि वा, पालंवाणि वा, हारे वा, अद्धहारे वा, एगावती वा, मुत्तावली वा, कणगावली वा, रयणावली वा तरुणियं वा कुमारि अलंकिय विभुसियं पेहाए, अह भिक्खू उच्चावयं मयं णियच्छेज्जा, "एरिसिया वा सा, णोवा एरिसिया" इति वा णं बूया, इति वा णं मणं साएज्जा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा ॥ ४३९ ॥

અર્થ-ભિક્ષુને આ કર્મબંધનુ સ્થાન છે. ગૃહસ્થોની સાથે વસે ત્યારે તે જગાએ ગૃહસ્થના કુંડલ, સુવર્ણ-સૂત્ર, રત્ન, મોતી, રૂપુ, કડા કે બાજુબંધ કે ત્રણસરના આભૂષણ, લટકતાં દાગીના, હાર કે અર્ધહાર, એકાવલી હાર કે મોતીના કે સુવર્ણના બહુસરા હાર, રત્નમાળા કે, યુવાન કુમારીને અલંકૃત વિભૂષિત જોઈને ભિક્ષુનું મન ઊંચા પ્રકારે જાય કે નીચા

પ્રકારે જાય. તે આવા સ્વરૂપની છે અને તે આવા સ્વરૂપની નથી, એમ તેને તે કહે, અથવા ખરેખર તેનું મન રાગયુક્ત થાય. તેથી જણાવવાનું ભિક્ષુને પૂર્વે જણાવ્યું છે કે આવા સદોષ સ્થાનમા નિવાસ, શયન કે બેઠક તેણે કરવાં નહિ ૪૩૯

मूलम्-आयाण मेयं भिक्खूस्स गाहावतिहिं सद्धिं संवसमाणस्स इह गाहावतिणिओ वा, गाहावति-धूयाओ वा, गाहावतिसुण्हाओ वा, गाहावतिधातीओ वा, गाहावतिदासीओ वा, गाहावतिकम्मकरीओ वा, तासिं च णं एवं वुत्तपुव्वं भवति। "जे इमे भवंति समणा भगवंतो जाव उवरता मेहुणातो धम्मातो, णो खलु एतेसिं कप्पइ मेहुणधम्मं परियारणाए आउट्टित्तए, जा य खलु एतेसिं सद्धिं मेहुणधम्मं परियारणाए आउट्टाविज्जा, पुत्तं खलु सा लभेज्जा ओयस्सिं तेयस्सिं वच्चस्सिं जसस्सिं संपराइयं आलोयंदरिसणिज्जं," एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म तासिं च णं अण्णयरी सड्ढिया तं तवस्सिं भिक्खू मेहुण-धम्मपरियारणाए आउट्टावेज्जा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे सागारिए उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा ॥ ४४० ॥

અર્થ—ગૃહસ્થોની સાથે રહેનાર મુનિને આ પ્રમાણે (વળી બીજું) કર્મબંધનુ સ્થાન છે અહીં ગૃહસ્થની પત્નીઓ, તેમની દીકરીઓ, તેની પુત્રવધૂઓ, તેની આયાઓ, તેની દાસીઓ અને તેની કામ કરનારીઓ તેઓને પૂર્વે આમ કહેવામાં આવેલુ હોય છે અહીં જે શ્રમણભગવંતો હોય છે તેઓ મૈથુનધર્મથી વિરમેલા હોય છે તેઓને મૈથુનધર્મ, પ્રેરવો કે ઉત્તેજવો કલ્પે નહિ અને જે સ્ત્રી એમની સાથે મૈથુનધર્મની ચાલ માટે પ્રેરણા કરે છે, તેને ખરેખર પુત્ર પ્રાપ્ત થાય છે. તે પુત્ર ઓજસ્વી, તેજસ્વી, વર્ચસ્વવાળો. કીર્તિમાન, વ્યવહારુ, દેખાવડો અને સુંદર થાય છે, આવા પ્રકારનુ બોલવુ સાભળીને, અવધારીને તેઓમાથી કોઈ એક શ્રાવિકા તે તપસ્વી મુનિને મૈથુન વ્યવહાર ચલાવવાને પ્રેરણા કરે હવે તે મુનિને જણાવવાનુ પૂર્વે જણાવ્યુ છે કે તેવા પ્રકારના સ્થાનમા તે નિવાસ, શયન કે બેઠક સ્વીકારે નહિ

मूलम्-एयं खलु तस्स भिक्खूस्स भिक्खूणीए वा सामग्गियं ॥ ४४१ ॥

અર્થ—આ ખરેખર તે સાધુસાધ્વીનો આચાર છે

પહેલો ઉદ્દેશક પૂરો થયો

અગિયારમા અધ્યયનનો બીજો ઉદ્દેશક

मूलम्-गाहावई णामेगे सुइसमायारा भवंति, भिक्खू य असिणाणाए मोयसमायारे से तग्गंधे दुग्गंधे पडिले पडिलोमे यावि भवति। जं पुव्वकम्मं तं पच्छाकम्मं, जं पच्छाकम्मं तं पुव्वकम्मं ते भिक्खुपडियाए वट्टमाणे करेज्जा वा नो करेज्जा वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा ॥ ४४२ ॥

અર્થ-કેટલાક ગૃહસ્થો સફાઈના પાર૫રિક આચારવાળા હોય છે. ભિક્ષુ તો સ્નાન ન કરનાર, (કવચિત) મૂત્રથી શુદ્ધિ કરનાર, તેની ગંધવાળો, દુર્ગંધયુકત, હોવાથી પ્રતિકૂળ અને અપ્રિય તે ગૃહસ્થને જણાય છે આથી ગૃહસ્થો પોતાના સ્નાનભોજનાદિ પૂર્વે કરવાનું તે પછી કરે અને પછી કરવાનાં તે પૂર્વે કરી લે અથવા ભિક્ષુને માટે તે ક્રિયા કરે કે ન કરે હવે જણાવવાનું ભિક્ષુને પૂર્વે જણાવ્યુ છે કે એવા સ્થાને નિવાસાદિ ન કરે.

मूलम्-आयाण मेयं भिक्खुस्स गाहावतिहिं सद्धि संवसमाणस्स :- इहखलु गाहावतिस्स अप्पणो सअट्ठाए विरुविरुवे भोयणजाए उवखडिए सिया, अह भिक्खुपडियाए असणं वा पाणं वा खाइमं वा साइमं वा उवक्खडेज्ज वा उवकरेज्ज वा, त च भिक्खू अभिकंखेज्जा भोत्तए वा पीत्तए वा वियट्टित्तए वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं नो तहप्पगारे उवस्सए ठाणं चेतेज्जा ॥ ४४३ ॥

અર્થ-ગૃહસ્થોની સાથે એક જ સ્થાને રહેનાર મુનિ (આવું અન્ય) કર્મબંધનું કારણ છે અહી ગૃહસ્થને ત્યાં પોતાની જાતને માટે વિવિધ પ્રકારનાં ભોજનો તૈયાર કરેલાં હોય, હવે તે ભિક્ષુને જ માટે અન્નપાણીખાદિક કે સ્વાદિમ તૈયાર કરે અને તેને ભિક્ષુ ખાવાપીવા અને ત્યા જ લાલચથી ચાખવા ઈચ્છે હવે ભિક્ષુને જણાવવા યોગ્ય તો પૂર્વે જણાવી દીધું છે કે તેવા પ્રકારના નિવાસસ્થાનમાં તેણે વસવાટ, પથારી કે બેઠક સ્વીકારવું નહિ.

मूलम्-आयाण मेय भिक्खुस्स गाहावतिणा सद्धि संवसमाणस्स :- इहखलु गाहावतिस्स अप्पणो सयट्ठाए विरुवरुवाइं दारु याइ भिंदेज्ज वा किणेज्ज वा पामिच्चेज्ज वा दारुणा वा दारुपरिणामं कट्टु अगणिकाय उज्जालेज्ज वा पज्जालेज्ज वा तत्थ भिक्खू अभिकंखेज्जा वा आतावेत्तए वा पयावेत्तए वा वियडित्तए वा। अह भिक्खुणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सए णो ठाणं चेतेज्जा ॥ ४४४ ॥

અર્થ-હવે મુનિને (આ અનેરુ) કર્મબંધનુ કારણ છે ગૃહસ્થ પોતાને માટે લાકડાના ટુકડા તે જગાએ ખરખર ભાગે, ખરીદે, ઉછીના લાવે, લાકડે લાકડું અથડાવીને અગ્નિ પ્રગટાવે કે બળગાવે, ત્યા ભિક્ષુને આતાપના પ્રતાપના લેવાની કે બેસવાની ઈચ્છા થાય હવે ભિક્ષુને જણાવવા યોગ્ય પૂર્વે જ જણાવ્યું છે કે તેણે આવા પ્રકારના (સદોષ) નિવાસસ્થાનમા રહેવુ નહિ, સૂવું નહિ કે બેસવુ નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा उच्चारपासवणेणं उव्वाहिज्जमाणे राओ वा वियाले वा गाहावतिकुलस्स दुवारपाइं अवगुणेज्जा, तेणे य तस्संधियारी अणुपविसेज्जा, तस्स भिक्खुस्स णो कप्पति एवं वदित्तए-"अय तेणे पविसइ वा, णो वा पविसइ, उवालियति वा, णो वा, उवालियति, आवयति वा, णो वा आवयति, वदति वा णो वा वदति, तेण हडं अण्णेण हडं, तस्स हडं अण्णस्स हडं, अयं तेणे, अयं उवचरए, अयं हंता, अयं इत्थ मकासी," तं तवस्सिं भिक्खु अत्तेणं त्तेणं-त्ति संकति। अह भिक्खुणं पुव्वोवदिट्ठा जाव णो चेएज्जा ॥ ४४५ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ઝાડાપેશાબની હાજત પીડે ત્યારે રાત્રે કે બપોરે તે ગૃહસ્થના ઘરનાં બારણાં ઉઘાડે ત્યારે ચોર કે કોઈ ખાતરપાડુ ત્યારે દાખલ થઈ જાય. ત્યારે ભિક્ષુને આમ બોલવું કલ્પે નહિ કે આ ચોર પ્રવેશે છે કે નથી પ્રવેશતો, નજીક આવે છે કે નજીક નથી આવતો અથવા ધસી આવે છે કે નથી ધસી આવતો, બોલે છે કે નથી બોલતો, તે (કંઇ) ઉપાડી ગયો, અન્ય ઉપાડી ગયો, તેની પાસે ઉપાડી ગયો, બીજાની પાસે ઉપાડી ગયો, આ ચોર છે, આ જાસૂસ છે, આ ખૂની છે, એણે આમ કર્યું છે. (એમ ન બોલાય તેથી ગૃહસ્થ) તે તપસ્વી મુનિને (જ) ચોર છે એમ માનવાને પ્રેરાય છે. તેથી પૂર્વે જણાવ્યું છે યાવત્ સ્વીકારવું નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा, तंजहा :-तणपुंजेसु वा पलालपुंजेसु वा सअंडे जाव ससंताणए, तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहिय वा चेतेज्जा ॥ ४४६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને જો એમ જાણવામાં આવે કે એ સ્થાન ઘાસની ગંજીમાં છે, પરાળની ગંજીમા છે, તે ઇંડાવાળુ યાવત્ જાળાંવાળુ છે, તો તેવા પ્રકારનું નિવાસગૃહ, તેમાં નિવાસ, પથારી કે બેઠક તેણે કરવા નહિ. ૪૪૬

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा-तणपुंजेसु वा पलालपुंजेसु अप्पंडे जाव चेतेज्जा ॥ ४४७ ॥

અર્થ-તે ભિક્ષુ-ભિક્ષુણીને એમ જણાય કે ઘાસપંજમા કે પરાળપુજમાં ઈંડાજાળાં નહીંવત છે, તો ત્યાં રહેવાનું કરે.

मूलम्-से आगंतारेसु वा आरामागारेसु वा गाहावतिकुलेसु वा परियावसहेसु वा अभिक्खणं अभिक्खणं साहम्मिएहिं ओवयमाणेहिं णो ओवएज्जा ॥ ४४८ ॥

અર્થ-(હવે અન્યની વસતિ તજવારૂપ સ્થાન દર્શાવે છે) હવે રસ્તાના ઘરોમા, બગીચાના ઘરોમાં કે સતાપ સહે તેવા ગૃહસ્થોના ઘરમાં તે વારંવાર સાથીઓની સાથે આવી પહોચીને વસે નહિ

मूलम्-से आगंतारेसु वा जाव परियावसहेसु वा जे भयतारो उउवहिय वा वासावासियं वा कप्पं उवातिणिता तत्थेव भुज्जो भुज्जो संवसंति, अय भाउसो कालाइक्कंत किरिया भवति ॥ ४४९ ॥

અર્થ-તેણે આવજાવવાળા મઠમા કે ઉદ્યાનવર્તી ઘરમાં કે સંતાપ સહે તેવા ગૃહસ્થોના ઘરમા ચોમાસાનો કલ્પ પૂરો કરી ત્યાં જ ફરી ફરી (બીજે ન જઇ આવીને) વસે છે, તેને હે ભિક્ષુ આયુષ્માન, કાલાતિક્રમ દોષ કહે છે

मूलम्-से आगंतारेसु वा जाव परियावसहेसु वा जे भयंतारो उउलहियं वा वासावासियं वा कप्पं उवातिणावेत्ता तं दुगुणा दुतिगुणेण अपरिहरित्ता तत्थेव भुज्जो भुज्जो संवसंति अयमाउसो उवट्ठणकिरिया यावि भवति ॥ ४५० ॥

અર્થ-તે મઠાદિમાં કે ઉદ્યાનના ઘરમાં કે સંતાપ સહે તેવા ગૃહસ્થોના ઘરમા, ઋતુબદ્ધ ચોમાસાનુ રહેવાનું પૂરું કરીને, તેમા (બીજે) માસ, દ્વિમાસ, ત્રિમાસનો આંતરો પાડ્યા વિના ત્યા જ ફરી ફરી વસે છે તે આયુષ્માનો, અન્ય અવષ્ટંભ નામનો દોષ થાય છે.

मूलम्-इह खलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा संतेगतिया सड्ढा भवंति, तंजहा, गाहावती वा, जाव कम्मकरीओ वा। तेसिं च णं आयरगोयरे णो सुणिसते भवति। तं सद्दहमाणेहिं तं पत्तियमाणेहिं तं रोयमाणेहिं बहवे समण-माहण-अतिहि-किवण-वणीमए समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं अगाराइं चेइआइं भवंति, तंजहा :- आएसणाणि वा, आयतणाणि वा, देवकुलाणि वा, सहाओ वा, पवाणि वा, पणियगिहाणि वा, पणियसालाओ वा, जाणागिहाणि वा, जाणसलाओ, सुधाकम्मंताणि वा, दब्भकम्मंताणि वा, वद्धकम्मंताणि वा, वक्ककम्मंताणि वा, वणकम्मंताणि वा, इंगालकम्मंताणि वा, कट्ठकम्मंताणि वा, सुसाणकम्मंताणि वा, संतिकम्मंताणि वा, सुणागारकम्मंताणि वा, गिरिकम्मंताणि वा, कंदराकम्मंताणि वा, सेलोवट्ठाणकम्मंताणि वा, भवणगिहाणि वा, जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा तेहिं ओवयमाणेहिं ओवयंति, अय-माउसो अभिक्कंतकिरिया वि भवति ॥ ४९१ ॥

અર્થ-આ જગતમા પૂર્વમા, પશ્ચિમમાં, ઉત્તરમા કે દક્ષિણમાં કેટલાક ગૃહસ્થશ્રાવકો હોય છે તે ગૃહપતિથી માડીને દાસદાસી પણે હોય છે. તેમણે સાધુનો આચાર સારી રીતે સાભળ્યો હોતો નથી. તેથી તેમના શ્રદ્ધા ધરાવતા, વિશ્વાસ ધરાવતા, રુચિ ધરાવતા તેઓ ઘણા શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, દયાપાત્ર, ભિખારીને માટે ભિન્નભિન્ન સ્થાને ગૃહસ્થોએ કરેલાં મકાનો હોય છે. તે જેવા કે લોહારની કોઢ, મદિર નજીકના ઓરડા, દહેરીઓ, સભાઓ કે પરબો, જુગારગૃહો અને જુગારશાળાઓ, વાહનઘરો, વાહનશાળાઓ, ચુનાના કામ માટેની જગા, દર્ભના કામ માટેની જગા કે ચામડાની વાદળી બનાવવાની જગા, આટો (वक्क) બનાવવાની જગા, વનના ઝાડ ઉખેડવાના કામની જગાઓ, કોલસા પાડવાના નિંભાડાઓ, સ્મશાનના કામ માટેની જગાઓ, શાતિકર્મ માટેની જગાઓ, શૂના ઘરો, પર્વતના કામ માટેની જગા, ગુફામા કામ કરવાની જગા, પર્વતની તળેટી પરની જગા, અથવા બાધેલા માળવાળા ઘરો, જે તેનો આશરો લેનારા તે તે પ્રકારના લોહારની કોઢ યાવત્ માળવાળા મકાનોમા આવી પહોચે છે, બીજા સાથે આવતા અભિક્રાત દોષ (અલ્પ દોષવાળો) થાય છે

मूलम्-इहखलु पाईणं वा पडिण वा दाहिणं वा उदीणं वा संतेगतिया सड्ढा भवंति-जाव तं रोयमाणेहिं बहवे समण-माहण-अतिहि किवण-वणीमए समुद्दिस्स तत्थ तत्थ अगारीहिं आगाराइ चेइयाइ भवंति; तंजहा :- आएसणाणि वा जाव भवणगिहाणि वा। जे भयंतारो तहप्पगाराइ आएसणाणि वा जाव भवणगिहाणि वा तेहिं अणोवयमाणेहिं ओवयंति, अय माउसो, अणभिक्कंतकिरिया वि भवति ॥ ४९२ ॥

અર્થ-આ જગતમા ખરેખર પૂર્વમા, પશ્ચિમમા, ઉત્તરમા અથવા દક્ષિણમા કેટલાક શ્રાવકો હોય છે એવા લોકો યાવત રુચિ ધરાવતા, ઘણા શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, કૃપાપાત્ર, કે

ભિખારીને માટે ત્યા ત્યા ગૃહસ્થો ઘરો તૈયાર કરે છે; જેમકે લુહારની કોઢ ત્યાથી માંડીને એટલે સુધી કે માળવાળા ઘરો તે ઘરોમાં જે રહેવા માગતા મુનિ, તેઓ આવતા ન હોય ત્યારે પહોંચે તેમને અનભિક્રાત નામનો દોષ લાગે છે

मूलम्-इहखलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा संतेगइआ सड्ढा भवंति तंजहा :- गाहावई वा जाव कम्मकरी वा। तेसिं च णं एव वुत्तपुव्वं भवति-"जे इमे भवंति समणा भगवंतो सीलमता जाव उवरया मेहुणाओ धम्माओ, णो खलु एएसिं कप्पति आहाकम्मिए उवस्सए वत्थए, से जाणि इमाणि अम्हं अप्पणो अट्ठाए चेइयाइ भवंति तंजहा :- आएसणाणि वा जाव भवणगिहाणि वा, सव्वाणि ताणि समणाणं णिसिरामो। अवियाइं वयं पच्छा अप्पणो सयट्ठाए चेतिस्सामो, तंजहा :- आएसणाणि वा जाव भवणगिहाणि वा।" एयप्पगारं णिग्घोसं सोच्चाणिसम्म जे भयंतारो तहप्पगाराइ आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छ ति, उवागच्छिता इतरातरेहिं पाहुडेहि वहंति, अय-माउसो, वज्जकिरिया वि भवति ॥ ४५३ ॥

અર્થ-આ જગતમા ખરેખર પૂર્વમાં, પશ્ચિમમા, ઉત્તરમા કે દક્ષિણમા કેટલાક શ્રાવકો હોય છે તે ગૃહસ્થથી માડીને દાસદાસી પર્યંત હોય છે તેમને કોઇએ પૂર્વે આમ કહેલું હોય છે. જે આ શ્રમણભગવતો હોય છે તે શીલયુકત યાવત્ મૈથુનવ્યવહારથી વિરમેલા હોય છે, તેમને આધાકર્મિક (હિંસાથી નીપજેલ) જગા વસવાને કલ્પે નહિ તેથી આ જે ઘરો આપણે પોતાને માટે કર્યા છે; જેમકે લોહારની કોઢ યાવત્ માળ સહિત હવેલીઓ, તે બધા શ્રમણોને આપી દઈશું. અને વળી આપણે પોતાને માટે ગૃહો નિર્માણ કરી લઈશુ એ પ્રકારની વાત સાભળીને, અવધારીને વસનાર (મુનિ) તે પ્રકારના કોઢ વગેરે માળ-પર્યંતના ઘરો પાસે આવે છે. આવીને ભિન્નભિન્ન દીધેલા (पाहुड) ઘરોમા વસે છે, તે આયુષ્યમાનો, વર્જ્યક્રિયા નામનો દોષ છે

मूलम्-इहखलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा सतेगइया सड्ढा भवंति। तेसिं च णं आयारगोयरे णो सुणिसंते भवइ, जाव त रोयमाणेहि बहवे समण माहण-अतिहि-किवण-वणीमए पगणिय २ समुद्दिस्स तत्थ तत्थ अगारिहिं अगाराइ चेइयाइ भवति, तंजहा - आएसणाणि वा जाव भवणगिहाणि वा। जे भयंतारो तहप्पगाराइ आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छंति इयरायरेहिं पाहुडेहि वहति, अयमाउसो महावज्ज-किरिया वि भवइ ॥ ४५४ ॥

અર્થ- આ વિશ્વમાં ખરેખર પૂર્વ દિશામા, પશ્ચિમ દિશામા, ઉત્તર અને દક્ષિણ દિશામા કેટલાક શ્રાવકો હોય છે, તેમને સાધુના આચારકલ્પની બરાબર સાભળીને જાણ હોતી નથી યાવત્ રુચિ ધરાવતા તેઓ શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, દુખિયા, ભિખારીને ગણીગણીને તેમને માટે તે ગૃહસ્થો ઘરો કરે છે તે જેવા કે લોહારની કોઢ યાવત્ હવેલીઓ તેમા વસનાર સાધુ તે પ્રકારના કોઢથી માડીને મહેલ સુધીમાના (કોઈ) નિવાસસ્થાન પાસે આવે, છે, અને જે કોઈ આપેલ હોય તેમા વસે છે આ આયુષ્માનો, મહાવર્જ્ય નામે દોષ છે

मूलम्-इह खलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा संनगइया सट्ढा भवंति, जाव तं रोयमाणेहिं वहवे समणजाए समुदिस्स तत्थ तत्थ अगारीहिं अगाराइं चेइयाइं भवंति, तंजहा.- आएसणाणि वा जाव भवणगिहाणि वा। जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छति इयरायरेहिं पाहुडेहिं वहंति, अयमाउसो सावज्ज किरया वि भवइ ॥ ४५५ ॥

અર્થ-આ જગતમાં ખરેખર પૂર્વે, પશ્ચિમે, ઉત્તરે અથવા દક્ષિણે કેટલાક શ્રાવકો હોય છે યાવત્ તેઓ રુચિ ધરાવતા સાધુ વિશેષોને માટે ભિન્નભિન્ન સ્થાને તૈયાર કરેલાં ઘર ધરાવે છે, જેમકે લુહારની કોઢ યાવત્ હવેલીઓ તે વસવા ઈચ્છતા મુનિ તેમાથી અનેરાં અપાયેલાં ઘરો પાસે જાય છે અને આપેલામા રહે છે, આ આયુષ્માનો, સાવદ્યક્રિયા નામનો દોષ થાય છે

मूलम्-इह खलु पाईणं वा पडीणं वा दाहिणं वा उदीणं वा संतेगइया सट्ढा भवंति, तंजहा:- गाहावई वा जाव कम्मकरी वा। तेसिं च णं आयारगोयरे णो सुणिसंते भवति, जाव तं रोयमाणेहि एक्कं समणजायं समुदिस्सं तत्थ तत्थ अगारिहिं अगाराइं चेइयाइं भवंति तंजहा:-आएसणाणि वा जाव भवणगिहाणि वा महया पुढविकायसमारंभेण एवं महया आउ-तेउ-वाउ-वणस्सइ-तसकायसमारंभेण, महया संरंभेणं महया आरंभेण, महया विरुवरुवेहिं पावकम्मेहिं, तंजहा - छायणओ, लेवणओ, संथारदुवार पिहणओ, सीतोदए वा परिट्ठावियपुव्वे भवति, अगणिकाए वा उज्जालियपुव्वे भवति। जे भयंतारो तहप्पगाराइं आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छंति, इतरातरेहिं पाहुडेहिं वहंति, दुपक्खं ते कम्मं सेवंति, अय-माउसो, महासावज्जकिरिया वि भवइ ॥ ४५६ ॥

અર્થ-આ જગતમાં ખરેખર પૂર્વાદિ દિશાઓમા કેટલાક નીચે જણાવેલા પ્રકારના શ્રાવકો હોય છે તે ગૃહસ્થોથી માંડીને તેના ચાકર-ચાકરડી સુધી હોય છે તેઓમે ખરેખર સાધુના આચાર-ગોચર સારી રીતે સાભળીને જાણીતા હોતા નથી તેઓ મુનિઓ પર યાવત્ રુચિ ધરાવી એક શ્રમણને અનુલક્ષીને ભિન્નભિન્ન જગાએ ઘરો તૈયાર રખાવે છે તે આ પ્રમાણે કે લુહારની કોઢથી માડીને હવેલીઓ તેને ખૂબ પૃથ્વીકાયની હિસા કરીને તેમજ ખૂબ અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાયની હિસા કરીને, તેમજ ત્રસકાયની હિસા કરીને, મોટી તૈયારીથી, મોટા હિસોપમર્દથી, મોટા વિવિધ પાપકર્મોથી, જેમ કે છાદનથી, લીંપવાથી, પથારી માટે, બારણા ઢાકવા માટે, તેમજ પૂર્વે સચિત્ત પાણી છાટયુ કે ભર્યું હોય છે, પૂર્વે અગ્નિ પ્રગટાવ્યો હોય છે, તે પ્રકારના ઘરો જેમ કે લુહારની કોઢથી યાવત્ હવેલીઓ, તેની પાસે જઇ આપેલીમા વસે તે (ઈર્યાપથ અને સાપરાયિક) બેવડો દોષ આયુષ્માન, મહાસાવદ્યક્રિયા છે

मूलम्-इह खलु पाईणं वा जाव तं रोयमाणेहि अप्पणो सयट्ठाए तत्थ तत्थ अगारिहिं अगाराइं चेइयाइं भवंति, तंजहा:- आएसणाणि वा जाव भवणगिहाणि वा महया पुढविकाय समारंभेण जाव अगणिकाए वा उज्जालियपुव्वे भवति, जे भयंतारो तहप्पगाराइं

आएसणाणि वा जाव भवणगिहाणि वा उवागच्छंति इतरातरेहिं पाहुडेहिं वहंति, एगपक्खं ते कम्मं सेवंति, अय-माउसो अप्पसावज्ज किरिया वि भवति ॥ ४५७ ॥

અર્થ-આ જગતમાં ખરેખર પૂર્વાદિ દિશાઓમા, યાવત્ રુચિ ધરાવતા શ્રાવકો હોય છે. તે ગૃહસ્થોએ જાતે પોતાને માટે ભિન્નભિન્ન જગાએ ઘરો તૈયાર રાખ્યા હોય છે તે જેવા કે લુહારની કોઢ યાવત્ હવેલીઓ. તે તેમણે મોટા પૃથ્વીકાય સમારંભથી, યાવત્ ત્યાં અગ્નિકાય પૂર્વે પજળાવ્યો હોય છે તેમા વસવા ઇચ્છનાર મુનિ તે પ્રકારના કોઢ વ ઘરોની પાસે જઈ કોઈ પણ આપેલામાં વસે છે તેઓ એક પક્ષનુ કર્મ સેવે છે. આ આયુષ્માનો, અલ્પસાવદ્યક્રિયા છે

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ४५८ ॥

અર્થ-આ ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીની આચાર સામગ્રી છે

એમ બીજો ઉદ્દેશક પૂર્ણ થયો

અધ્યયન ૧૧ માનો ત્રીજો ઉદ્દેશક

मूलम्-"से य णो सुलभे फासुए उंच्छे अहेसणिज्जे। णो य खलु सुध्धे इमेहिं पाहुडेहिं त जहा - छायणओ, लेवणओ संथारदुवारपिहणओ पिंडवायेसणाओ। सेय भिक्खू चरियारए, ढाणरए निसीहियारए सेज्जा-संथार-पिंडवाते सणारए." संति भिक्खुणो एव मक्खाइणो उज्जुअडा णियागपडिवन्ना उम्मायं कुव्वमाणा वियाहिया ॥ ४५९ ॥

અર્થ-તે (નિવાસસ્થાન) વિશુદ્ધ, નિર્દોષ અને સ્વીકારવા યોગ્ય ખરેખર સુલભ નથી ખરેખર આ પ્રકારના અપાયેલા ઘરો, ખરેખર શુદ્ધ નથી જેમ કે, આચ્છાદન કરવાથી, લીપવાથી, પથારી કરવાથી કે બારણા પૂરી દેવાથી, અને ભોજન સ્વીકારવાની સુગમતા ન હોય તેવા હવે તે ભિક્ષુ જે સંયમતત્પર, સ્થાન કરવા તત્પર, બેઠક લેવા તત્પર, શૈયા, સ્થાન ગોચરી સ્વીકારમાં તત્પર તેને બીજા સરળ, સયમી, નિષ્કપટ મુનિઓ જો દોષો કહે તો તેને છળથી બચનારા મુનિ કહ્યા છે

मूलम्-संतेगइया पाहुडिया उक्खित्तपुव्वा भवति, एवं णिक्खित्तपुव्वा भवति, परिभाइय पुव्वा भवति, परिभुत्तपुव्वा भवति, परिट्ठावियपुव्वा भवति। एवं वियागरेमाणे समियाए वियागरेति ? हंता भवति ॥ ४६० ॥

અર્થ-કેટલાક ગૃહસ્થો કહેશે કે કેટલાક લીધેલ મકાન પૂર્વે જ જુદાં પાડેલાં છે પૂર્વે જ મૂકી રાખેલા છે પૂર્વે જ બીજા સાથે વાપર્યા છે કે સ્વયં વાપરવામા આવેલ છે આમ પૂર્વે જ નિયત કરેલા છે એ પૂછતા તે ગૃહસ્થ યોગ્ય જવાબ આપશે? હા, આપશે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा-खुड्डियाओ, खुड्डदुवारियाओ, नीयाओ, संनिरुद्धाओ भवंति-तहप्पगारे उवस्सए राओ वा वियाले वा णिक्खममाणे वा पविसमाणे वा पुरा हत्थेण पच्छा पाएण ततो संजतामेव णिक्खमेज्ज वा पविसेज्ज वा। केवली बूया "आयाण मेयं।" जे तत्थ समणेण वा माहणेण वा, छत्तए वा, मत्तए वा, दंडए वा, लट्ठिआ वा, भिसिया वा, चेले वा, चिलिमिलि वा, चम्मए वा, चम्मकोसए वा, चम्मच्छेदणए वा, दुब्बडे दुण्णिक्खित्ते अणिकंपे चलाचले; भिक्खू च राओ वा वियाले वा णिक्खम्ममाणे वा पविसमाणे वा पयलेज्ज वा पवडेज्ज वा। से तत्थ पयलेमाणे वा पवडेमाणे वा हत्थं वा पायं वा जाव इंदियजायं वा लूसेज्ज वा पाणाणि वा भूयाणि वा जीवाणि वा सत्ताणि वा अभिहणेज्ज वा जाव ववरोवेज्ज वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारे उवस्सए पुरा हत्थेणं पच्छा पाएणं ततो संजयामेव णिक्खमेज्ज वा पविसेज्ज वा ॥ ४६१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને તે મકાન સબંધે એમ જણાય કે તે નાનુ છે, નાના દ્વારો વાળુ છે, નીચે આવેલુ છે, ગૃહસ્થોથી રોકાયેલું છે, તે પ્રકારના સ્થાનમાથી રાત્રે કે બપોરે નીકળતા કે પ્રવેશતાં પહેલા હાથ વડે, પછી પગ વડે એમ જતનાપૂર્વક નીકળવું જોઈએ કે પ્રવેશવુ જોઈએ કેવળી પ્રભુ કહેશે, આ કર્મબંધનું સ્થાન છે. ત્યા જે સાધુ કે બ્રાહ્મણે છત્ર, પાત્ર, દંડ, લાઠી, થેલી, કપડું, પડદો, બેસવાનું ચામડું અથવા ચામડાંની થેલી કે ચામડાની દોરી તે ઢીલું બાંધેલ, જ્યાં ત્યાં મૂકેલ, પડે કે સ્થિરાસ્થિર હોય તેને કારણે બપોરે કે રાત્રે તે ભિક્ષુ પ્રવેશતો કે નીકળતો હલબલી જાય કે પડી જાય, હલબલી જતાં કે પડી જતા તે હાથ, પગ કે કોઈ ખાસ ઇંદ્રિયને ઈજા કરે, પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વો સાથે અથડાય અને તેને નિષ્પ્રાણ કરે. એટલે ભિક્ષુને જણાવવાનું પૂર્વે જ જણાવી દીધું છે કે તેણે પહેલાં હાથ વડે, પછી પગ વડે જતન રાખીને જ ત્યા પ્રવેશવુ અને નીકળવુ

ટિપ્પણી—આવા ઘરમા રહેવુ પડે તો આમ વર્તવુ જોઈએ, એમ દર્શાવ્યુ છે. જતના એ આચારગોચરનો પ્રાણ છે આવા મકાનમા રહેવું જ જોઈએ એવું નથી પણ બીજું વિશુદ્ધ ન મળે ત્યારે શુ કરવુ ઘટે તેનું કથન છે

मूलम्-से आगंतारेसु वा अणुवीइ उवस्सयं जाणेज्जा। जे तत्थ ईसरे जे तत्थ समाहिट्ठए, ते उवस्सयं अणुण्णवेज्जा :-"कामं खलु आउसो, अहालदं अहापरिण्णातं वसिस्सामो, जाव आउसंतो, जाव आउसंतस्स उवस्सए, जाव साहम्मियाए, तावता उवस्सयं गिण्हिस्सामो तेण परं विहरिस्सामो ॥ ४६२ ॥

અર્થ-તે મુનિએ મઠાદિ રહેઠાણનો વિચાર કરી તેને જાણી લેવુ ઘટે જે તેનો માલિક હોય અથવા જે ત્યા રહેતો હોય તેની રહેઠાણ બાબત આજ્ઞા માગી લેવી જોઈએ 'હે આયુષ્માન, તમારી ઈચ્છાનુસાર, તમારી જાણ પ્રમાણે, તમે રજા આપ્યા પ્રમાણે જેટલું આયુષ્માન આપશે, જેટલું સ્થાન આયુષ્માનનુ છે તેમાંથી જ, જેટલું સાધર્મિકને અપાયું છે તેમાથી જ અમે (અથવા નો) સ્થાન સ્વીકારીશુ, અને તે સ્થાનમા જ (તે મર્યાદામાં જ) અમે રહીશું

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा जस्सुवस्सए संवसेज्जा तस्स णामगोयं पुव्वामेव जाणेज्जा। तओ पच्छा तस्स गिहे णिमंतेमणस्स अणिमंतेमाणस्स वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा अफासुयं जाव णो पडिग्गाहेज्जा ॥ ४६३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જેના મકાનમાં રહે તેના નામ અને ગોત્રનામ એણે પહેલાં જ જાણી લેવાં જોઈએ તે પછી નિમંત્રણ મળે કે ન મળે તો પણ તેનાં (મકાનના દાતાનાં) અન્ન-પાણી, ખાદિમ, સ્વાદિમને અવિશુદ્ધ સમજીને તે રહેનાર મુનિઓએ સ્વીકારવા જોઈએ નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उवस्सयं जाणेज्जा-ससागारियं सागणियं सउदयं णो पण्णस्स णिक्खमणपवेसणाए णो पण्णस्स वायण जाव चिंताए-तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्जं वा निसीहियं वा चेतेज्जा ॥ ४६४ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી તે ઘરને ગૃહસ્થો વડે વસવાટ પામેલુ, અગ્નિ સહિત, જલ સહિત, પ્રાજ્ઞપુરુષની આવજાવ માટે અયોગ્ય, પ્રાજ્ઞના વાચન, પઠન, યાવત્ શરીરચિંતા માટે અયોગ્ય જાણે તો તે પ્રકારના મકાનમા વસવાટ, પથારી કે બેઠક તે કરે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उवस्सयं जाणेज्जा-गाहावइकुलस्स मज्झं मज्झेणं गंतु पए पए पडिवद्धं णो पण्णस्स णिक्खमण जाव चिंताए तहप्पगारे उवस्सए णो ठाणं वा सेज्जं वा णिसीहियं वा चेतेज्जा ॥ ४६५ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે આ સ્થાન ગૃહસ્થના ઘરની વચોવચથી જવું પડે તેવુ પગલે પગલે વિઘ્નવાળુ છે અને પ્રાજ્ઞની આવજાવ માટે, યાવત્ શરીરચિંતા માટે યોગ્ય નથી, તે પ્રકારના મકાનમા વસવાટ, પથારી કે બેઠક કરે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उवस्सयं जाणेज्जा-इह खलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्ण-मक्कोसंति वा जाव उद्दवेंति वा, णो पण्णस्स जाव चिंताए, तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा ॥ ४६६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો મકાન બાબત એમ જાણે કે અહીં ખરેખર ગૃહસ્થ, ગૃહસ્થપત્ની યાવત્ દાસદાસીઓ એક બીજાને આક્રોશ કરે છે અને ઉપદ્રવ કરે છે, આ સ્થાન પ્રાજ્ઞને સયમચિંતન માટે અયોગ્ય છે, તો તે પ્રકારના મકાનમા તેણે વસવાટ, પથારી કે બેઠક કરવી નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा सेज्ज पुण उवस्सयं जाणेज्जा-इहखलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्णस्स गायं तेल्लेण वा घएण वा णवणीएण वा वसाए वा अब्भंगे इ ति वा मक्खेति वा णो पण्णस्स जाव चिंताए-तहप्पगारे उवस्सए णो ठ.णं वा जाव चेते ज्जा ॥ ४६७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી તે મકાન સંબંધે એમ જાણે કે અહીં ખરેખર ગૃહસ્થ કે ગૃહસ્થની પત્ની યાવત્ દાસદાસીઓ એકબીજાના ગાત્રોને તેલ, ઘી કે માખણ કે ચરબીથી માલિશ કરે છે, તે પદાર્થો શરીરે ચોપડે છે, તેથી પ્રાજ્ઞને સંયમ-ચિંતન માટે આ અયોગ્ય છે, તો તે પ્રકારના મકાનમાં તેણે વસવાટ, પથારી કે બેઠક કરવી નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उवस्सयं जाणेज्जा-इहखलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्णस्स गायं सिणाणेण वा कक्केण वा लोद्देण वा वण्णेण वा चुण्णेण वा पउमेण वा आघंसंति वा पघंसंति वा उवलेवंति वा उव्वट्टिंति वा णो पण्णस्स णिक्खमण जाव चिंताए-तहप्पगारे उवस्सए णो ठाणं वा जाव चेतेज्जा ॥४६८॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી મકાન બાબત જો એમ જાણે કે અહીં ખરેખર ગૃહસ્થ યાવત્ દાસ-દાસી એક બીજાના ગાત્રો સ્નાનથી, આટાથી, લોધ્રના ચૂર્ણથી, બીજા સુગંધી દ્રવ્યથી કે ચૂર્ણથી, કમળો, ઘસે છે, ખૂબ ચોળે છે, ચોપડે છે અને લૂછે છે, એ પ્રાજ્ઞની સયમચિંતા માટે યોગ્ય સ્થાન નથી, તો તે પ્રકારના મકાનમાં તે વસવાટ, પથારી કે બેઠક સ્વીકારે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उवस्सयं जाणेज्जा-इहखलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्णस्स गायं सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलिंति वा पधोवेंति वा सिंचंति वा सिणावेंति वा णो पण्णस्स जाव णो ठाणं वा जाव चेतेज्जा ॥ ४६९ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો મકાન બાબત એમ જાણે કે અહીં ખરેખર ગૃહસ્થ, શેઠાણીથી માંડીને દાસદાસી પર્યંતના એકબીજાનાં ગાત્રોને સાફ શીતજલથી કે શુદ્ધ ઉષ્ણજલથી, વીંછળે છે, ધૂવે છે, સીંચે છે કે નવડાવે છે, તે સ્થાન પ્રાજ્ઞની સયમચિંતા માટે અનુચિત જાણી યાવત્ તેણે ત્યા વસવાટ વ. ન કરવુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उवस्सयं जाणेज्जा इहखलु गाहावई वा जाव कम्मकरीओ वा णिगिणा ठिता णिगिणा उवल्लीणा मेहुणधम्मं विण्णवेंति रहस्सियं वा मंतं मंतेंति णो पण्णस्स जाव णो ठाणं वा जाव चेतेज्जा ॥ ४७० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી મકાન બાબત જો એમ જાણે કે અહીં ખરેખર ગૃહસ્થ કે ગૃહસ્વામિની યાવત દાસ અને દાસીઓ નગ્ન રહેલા, નગ્નપણે છાના પડેલા, મૈથુનના વ્યવહાર માટે વિનવણી કરે છે અથવા ગુપ્ત મંત્રણાઓ ચલાવે છે, તો એ પ્રકારનુ સ્થાન પ્રાજ્ઞપુરુષને અયોગ્ય સમજીને તે સ્વીકારશે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उवस्सयं जाणेज्जा आइण्णसंलेखं, णो पण्णस्स जाव चिंताए जाव णो ठाणं वा सेज्जं वा निसीहियं वा चेतेज्जा ॥ ४७१ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી તે મકાનની બાબત એમ જાણે કે અહીં સ્ત્રી વગેરેના ચિત્રો કોતરેલા છે, તે મકાન પ્રાજ્ઞપુરુષને સયમચિંતન માટે અયોગ્ય જાણી ત્યા નિવાસ, પથારી કે બેઠક તેણે સ્વીકારવા નહિ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा संथारं एसितए ॥ ४७२ ॥

અર્થ–તે ભિક્ષુ જો પાટપાટલા વગેરે પથારીનાં સાધન ઇચ્છે તો (તેણે આ પ્રમાણે વિવેક રાખવો જોઈએ)

मूलम्–से ज्जं पुण संथारय जाणेज्जा सअंडं जाव संताणगं तहप्पगारं संथारगं लाभे संते णो पडिगाहेज्जा ॥ ४७३ ॥

અર્થ–હવે તે મુનિ જો જાણે કે આ પાગરણ ઇંડાવાળું યાવત્ જાળાવાળું છે, તો તે પ્રકારની સામગ્રી મળે છતા તે સ્વીકારે નહિ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा सेज्ज पुणं संथारय जाणेज्जा अप्पंडं जाव संताणगं गरुय–तहप्पगारं लाभे संते णो पडिगाहेज्जा ॥ ४७४ ॥

અર્થ–હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે આ પાગરણમાં ઇંડા યાવત્ જાળા નહીવત છે, પણ તે વજનદાર છે, તો તેવી સામગ્રી મળે છતા (સ્વવિરાધક હોઈ) તે ન સ્વીકારે

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण संथारय जाणेज्जा अपंडं जाव संताणगं लहुयं अप्पडिहारियं तहप्पगार सेज्जा–संथारयं लाभे संते णो पडिग्गाहेज्जा ॥ ४७५ ॥

અર્થ–જો તે ભિક્ષુ કે ભિક્ષુણી એમ જાણે કે આ પાગરણ નહીવત ઇંડા કે યાવત્ જાળા ધરાવતુ છે અને હલકું છે, પણ તે પાછી દેવા યોગ્ય નથી, તો તે પ્રકારની પાગરણની સામગ્રી તે મળશે છતા સ્વીકારશે નહિ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण संथारगं जाणेज्जा–अप्पडं जाव संताणगं लहुय पडिहारियं णो अहावद्धं तहप्पगारे लाभे संते णो पढिगाहेज्जा ॥ ४७६ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જાણે કે આ પાગરણ નહીંવત ઇંડા કે યાવત્ જાળા ધરાવતુ છે, હલકું અને પાછું દેવા યોગ્ય છે, પણ તે યોગ્ય (દૃઢ) બંધનવાળું નથી, તો તે પ્રકારની પાગરણની સામગ્રી તે મળતી હોવા છતાં સ્વીકારે નહિ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण संथारयं जाणेज्जा–अप्पंड जाव संताणग लहुय पडिहारियं अहावद्ध–तहप्पगारे संथारगं जाव लाभे संते पडिगाहेज्जा ॥ ४७७ ॥

અર્થ–હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી એમ જાણે કે આ પાગરણ ઇંડાજાળાં વિનાનુ, હલકુ, પાછુ સોપવા યોગ્ય અને યોગ્ય બધનવાળુ (પણ) છે, તો તે પ્રકારનું પાગરણ મળતું હોય તો તે સ્વીકારશે

मूलम्-इच्चेयाइं आयतणाइं उवातिकम्म। अह भिक्खू जाणेज्जा इमाहिं चउहिं पडिमाहिं संथारगं एसित्तए, तत्थ खलु इमा पढमा पडिमा :- से भिक्खू वा, भिक्खुणी वा उद्दिसिय उद्दिसिय संथारगं जाएज्जा, तंजहा, इक्कडं वा, कढिणं वा, जंतुयं वा, परगं वा, मोरगं वा, तणं वा, कुसं वा, कुच्चगं वा, पव्वगं वा, पिप्पलगं वा, पलालगं वा; से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा, भगिणि ति वा, दाहिसि मे एत्तो अण्णयरं संथारगं ?" तहप्पगारं सयं वा णं जाएज्जा परो वा से देज्जा फासुयं एसणिज्जं लाभे संते पडिग्गाहेज्जा। पढमा पडिमा ॥ ४७८ ॥

અર્થ-જ્યારે તે આ પ્રકારનાં દોષસ્થાનો ઓળંગીને, ભિક્ષુ આ ચાર પડિમા ( નિયમો ) દ્વારા પાગરણ લેવાનું ઈચ્છે ( ત્યારે) આ ખરેખર પહેલી પ્રતિમા છે ( ચાર પ્રતિમાઓ (૧) ઉદ્દિષ્ટ (૨) પ્રેષ્ય (દર્શનાગમન પામેલ) (૩) તેની જ અને (૪) યથાસંસ્તૃત એમ ચાર છે ) તે ભિક્ષુ કે ભિક્ષુણી પ્રકાર વિશે અભિપ્રાય ધારણ કરી કરી યાચના કરે, જેમકે અમુક ઇક્કડ નામના ઘાસનું, કે કઠણ, જંતુક નામના ઘાસનું, ફૂલગૂંથણીના ઘાસવાળું, મયૂરપિચ્છનું બનેલું, કે તૃણ કે કુશઘાસ, કે કૂચડાવાળું (કાથા વગેરે રૂપ), કે સાંધાવાળું કે પીપળાના પાનનું કે પરાળનું, તેને પૂર્વે જ પૂછે કે હે આયુષ્માન, હે બેન, મને આ પ્રકારના પાગરણમાંથી કોઈ પાગરણ આપશો ? એમ સંકલ્પે ધારેલું પાગરણ જો તે સ્વયં યાચતાં કે બીજાનાં દેવાથી તેને મળે તો તેણે સ્વીકારવું.

मूलम्-अहावरा दोच्चा पडिमा :- से भिक्खू वा भिक्खुणी वा पेहाए पेहाए संथारगं जाएज्जा तंजहा; गाहावई वा जाव कम्मकरी वा, से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भगिणि ति वा, दाहिसि मे एत्तो अण्णयरं संथारगं ?" तहप्पगारं संथारगं सयं वा णं जाएज्जा परो वा से देज्जा फासुयं एसणिज्जं जाव पडिग्गाहेज्जा दोच्चा पडिमा ॥४७९॥

અર્થ-હવે બીજી પ્રતિમા; તે ભિક્ષુ કે ભિક્ષુણી સંકલ્પિત પાગરણ જોઈ જોઇને તેની યાચના કરે, તે આ પ્રમાણે કે ગૃહસ્થ, યાવત નોકરડી વગેરેને તે પૂર્વે જ કહે કે 'હે આયુષ્માન, હે બેન, મને આ જોયેલમાથી કોઈ પણ આ પ્રકારનું પાગરણ આપશો ? તે પ્રકારનું પાગરણ ભલે જાતે યાચે કે સામાવાળો તેને આપે તે વિશુદ્ધ અને સ્વીકારવા યોગ્ય જાણી તેને સ્વીકારે. આ બીજી પ્રતિમા થઈ

मूलम्-अहावरा तच्चा पडिमा :- से भिक्खू वा भिक्खुणी वा जस्सुवस्सए संवसेज्जा, जे तत्थ अहासमण्णागते, तंजहा; इक्कडे वा जाव पलाले वा, तस्स लाभे संवसेज्जा, तस्स अलाभे उक्कुडुए वा निसज्जिए वा विहरेज्जा। तच्चा पडिमा ॥ ४८० ॥

અર્થ-હવે જુદી જ ત્રીજી પ્રતિમા, તે ભિક્ષુ કે ભિક્ષુણી જેના મકાનમા રહેતાં હોય, જે ત્યા યથાપ્રાપ્ત હોય તે પાગરણ વાપરે, જેમકે ઇક્કડ ઘાસની, યાવત પરાળની પથારી તેનો જો લાભ થાય તો પથારી ઉપયોગમાં લે જો ત્યા કાંઈ ન મળે તો ઉત્કટ આસન પર બેઠક કરી રહે. આ ત્રીજી પ્રતિમા થઈ

मूलम्-अहावरा चउत्था पडिमा :- से भिक्खू वा भिक्खुणी वा अहासंथडमेव संथारगं जाणेज्जा, तंजहा, पुढविसिलं वा, कट्ठसिलं वा अहासंथडमेव; तस्स लाभे संवसेज्जा; अलाभे उक्कुडए वा निसज्जिए वा विहरेज्जा। चउत्था पडिमा ॥ ४८१ ॥

અર્થ-હવે એથી જુદી ચોથી પ્રતિમા; તે ભિક્ષુ કે ભિક્ષુણીને પાથરેલી જ સામગ્રી યાચવાનો અભિગ્રહ હોય તેની જ તે યાચના કરે. જેમ કે પૃથ્વીની શિલા, લાકડાનો કોઈ ખંડ, પાથર્યો હોય તેમ જ તેને મળે તો તે શયન કરે ન મળે તો ઉત્કટાસન પર રહે અથવા બેસી રહે એ ચોથી પ્રતિમા થઈ

मूलम्-इच्चेयाणं चउण्हं पडिमाणं अण्णयरं पडिमं पडिवज्जमाणे तं चेव जाव अन्नोन्नसमाहीए एवं च णं विहरंति ॥ ४८२ ॥

અર્થ-એ પ્રમાણે આ ચાર પ્રતિમામાથી કોઇપણ પ્રતિમા સ્વીકારનાર તે જ પ્રમાણે અન્યોન્યને દુભવ્યા વિના વર્તે છે. (બીજી પ્રતિમાવાળાને સદોષ કહેશે નહિ )

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा संथारं पच्चप्पिणित्तए, से ज्जं पुण संथारगं जाव जाणेज्जा सअंडं जाव संताणगं तहप्पगारं संथारगं णो पच्चप्पिणेज्जा ॥ ४८३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે પાગરણ સામગ્રી પાછી આપવા ઈચ્છે ત્યારે તે પાગરણને જંતુઓના ઇંડાવાળું યાવત્ જાળાવાળું થયેલુ જાણે તો તે પ્રકારનું પાગરણ તે પાછું સોપે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा संथारगं पच्चप्पिणित्तए, से ज्जं पुण संथारगं जाणेज्जा अप्पंडं जाव संताणगं, तहप्पगारं संथारगं पडिलेहिय पडिलेहिय-पमज्जिय पमज्जिय आयाविय-आयाविय आयाविय विणिधूणिय विणिधूणिय तओ संजयामेव पच्चप्पिणेज्जा ॥ ४८४ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે પાગરણ પાછુ આપવા ઈચ્છે ત્યારે પાગરણને ઇંડા વિનાનુ યાવત્ જાળા વિનાનુ જાણે તે પ્રકારના પાગરણને પ્રતિલેખના અને પ્રમાર્જના કરી કરીને, તાપમા મૂકી મૂકી, ખખેરી ખખેરીને તે પછી યતનાપૂર્વક તે પાગરણ પાછુ સોપે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा समाणे वा वसमाणे वा गामाणुगामं दूइज्जमाणे पुव्वामेव णं पण्णस्स उच्चारपासवणभूमिं पडिलेहेज्जा। केवली बूया "आयाण-मेयं" अपडिलेहियाए उच्चारपासवणभूमीए भिक्खू वा, भिक्खुणी वा राओ वा वियालेवा उच्चारपासवणं परिट्ठवेमाणे पयलेज्ज वा पवडेज्ज वा। से तत्थ पयलेमाणे वा पवडेमाणे वा हत्थं वा पायं वा जाव लूसिज्जा, पाणाणि वा जाव ववरोवेज्जा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं पुव्वामेव पण्णस्स उच्चारपासवणभूमिं पडिलेहेज्जा ॥ ४८५ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી સમાન સ્થાનમા વસતા કે એક ગામથી બીજે ગામ જતાં પહેલેથી જ પ્રાજ્ઞપુરૂષને ઉચિત શૌચ-પેશાબની જગા જોઈને તપાસી રાખે કેવળી કહેશે કે આ કર્મબંધનું કારણ થશે કે જો શૌચપેશાબની જગા તપાસ્યા વિના ભિક્ષુ કે ભિક્ષુણી રાત્રે સંધ્યાકાળે શૌચપેશાબ કરતાં ધ્રૂજી જાય કે પડી જાય ત્યા ધ્રૂજતા કે પડી જતાં તે હાથ, પગ. યાવત્ કોઈ જ્ઞાનેદ્રિય જોખમાવે, જીવો પર પડે અને તેનો પ્રાણનાશ કરે તેથી ભિક્ષુને માટે જણાવવાનું આગળ જણાવ્યુ છે કે શૌચપેશાબની જમીનની પહેલેથી જ તે પ્રતિલેખના કરે.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा सेज्जासंथारगभूमिं पडिलेहित्तए, नन्नत्थ आयरिएण वा उवज्झाएण वा जाव गणावच्छेइएण वा वालेण वा वुड्ढेण वा सेहेण वा गिलाणेण वा आएसेण वा अंतेण वा मज्झेण वा समेण वा विसमेण वा पवाएण वा णिवाएण वा तओ संजयामेव पडिलेहिय पडिलेहिय पमज्जिय पमज्जिय बहुफासुयं सेज्जा संथारगं संथरेज्जा ॥ ४८६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે પોતાની શૈયા માટે પથારી કરવા ભૂમિની પ્રતિલેખના કરે ત્યારે તે નીચેના મતોએ સ્વીકારેલ ભૂમિ સિવાયની ભૂમિ જુએ, જેમકે આચાર્ય, ઉપાધ્યાય, યાવત્ ગણાવચ્છેદક, બાલમુનિ. વૃદ્ધમુનિ, શિષ્યમુનિ, બિમારમુનિ કે બહારના સાથે રહેનાર મુનિ તે ભૂમિ ભલે અંતે હોય, મધ્યે હોય, સમતલ હોય, ખરબચડી હોય, વાયુવાળી હોય કે નિર્વાત હોય, તેણે તો જતનાથી પ્રતિલેખના-પ્રમાર્જના કરી કરી શૈયા કરવી

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा बहुफासुयं सेज्जासंथारगं संथरित्ता अभिकंखेज्जा बहुफासुए सेज्जासंथारए दुरुहित्तए ॥ ४८७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી અત્યંત નિર્દોષ શૈયાસ્થાને સંથારો કરી તેના પર શયન કરવા ઈચ્છે ત્યારે-

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा बहुफासुए सेज्जासंथारए दुरुहमाणे से पुव्वामेव ससीसोवरियं कायं पाए य पमज्जिय पमज्जिय ततो संजयामेव बहुफासुए सेज्जासंथारगे दुरुहित्ता तओ संजयामेव बहुफासुए सेज्जासंथारए सएज्जा ॥ ४८८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી અત્યંત વિશુદ્ધ જમીન પરની પથારીમા પોઢતાં પોઢતા પોતાના શિરસહિત બધી કાયાનુ પ્રમાર્જન કરી લઈને પછી યતનાપૂર્વક વિશુદ્ધ પથારીએ જઈ, તે વખતે જતનાથી તે વિશુદ્ધ શૈયા પર પોઢવું

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा बहुफासुए सेज्जासंथारए सयमाणे णो अण्णमण्णस्स हत्थेण हत्थं पाएण पायं काएण कायं आसाएज्जा। से अणासायमाणे तओ संजयामेव बहुफासुए सेज्जासंथारए सएज्जा ॥ ४८९ ॥

અર્થ-હવે તે વિશુદ્ધ શૈયા પર પોઢતાં ભિક્ષુએ એકબીજાના હાથ સાથે હાથ, પગ સાથે પગ કે દેહ અથડાવવા નહિ આમ અથડાય નહિ તેમ યતનાથી વિશુદ્ધ પથારીએ પોઢવું. (પથારીઓ વચ્ચે એક હાથ જેટલો આંતરો જોઈએ.)

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा ऊससमाणे वा णीससमाणे वा कासमाणे वा छीयमाणे वा जंभायमाणे वा उड्डोए वा वातणिसग्गे वा करेमाणे पुव्वामेव आसयं वा पोसयं वा पाणिणा परिपिहित्ता तओ संजयोमेव ऊससेज्ज वा जाव वायणिसग्गं वा करेज्जा ॥ ४९० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી, ઉચ્છ્વાસ લેતાં, નિશ્વાસ લેતાં, ઉધરસ ખાતા, છીંક ખાતા, બગાસું ખાતા, ઓડકાર ખાતા, કે વાછૂટ કરતા, પહેલેથી જ મુખ કે બેઠકના સ્થાનને હાથથી ઢાંકીને પછી જતનાથી ઉચ્છ્વાસ-નિશ્વાસ કે વાછૂટ કરવા

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा, समा वेगया सेज्जा भवेज्जा, विसमा वेगया सेज्जा भवेज्जा, पवाता वेगया सेज्जा भवेज्जा, णिवाता वेगया सेज्जा भवेज्जा ससरक्खी वेगया सेज्जा भवेज्जा, अप्पससरक्खा वेगया सेज्जा भवेज्जा, सदंसमसगा वेगया सेज्जाभवेज्जा, अप्पदंसमसगा वेगया सेज्जा भवेज्जा, सपरिसाडा वेगया सेज्जा भवेज्जा, अपरिसाडा वेगया सेज्जा भवेज्जा, सउवसग्गा वेगया सेज्जा भवेज्जा, णिरुवसग्गा वेगंया सेज्जा भवेज्जा, तहप्पगाराहिं सेज्जाहिं संविज्जमाणाहिं पग्गहिततरागं विहारं विहरेज्जा, णो किंचिवि गिलाएज्जा ॥ ४९१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને કોઈ વખતે સમતલ શૈયા મળે, કોઈ વખતે ખરબચડી જમીન પર શૈયા મળે, કોઈ પવનવાળી જગા કે કોઈ વાર પવન વગરની જગા શૈયા માટે મળે, ક્યારેક રજવાળી, ક્યારેક રજ વગરની, ક્યારેક ડાંસમચ્છરવાળી તો ક્યારેક ડાસમચ્છર વગરની શૈયા મળે, ક્યારેક જુદી પાડેલી તો ક્યારેક નજીકનજીક, ક્યારેક ઉપદ્રવ સહિત, ક્યારેક ઉપદ્રવ રહિત શૈયા મળે, તે પ્રકારની શૈયાઓ દ્વારા (સયમના આરાધક મુનિએ) જરાયે ખેદ પામ્યા વગરનો ભાવ ધારણ કરી મળતી શૈયાઓ સેવવી, અને (તિતિક્ષા સેવનાર સાધુએ) જરા પણ કલેશ કરવો નહિ

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहिते सदा जएज्जासि त्ति बेमि ॥ ४९२ ॥

અર્થ-આ પ્રમાણે તે ભિક્ષુ કે ભિક્ષુણીનો આચારવિધિ છે જેથી સર્વ પદાર્થ બાબત સયમગુણોથી સહિત પુરુષે સદા યતના રાખવી, એમ હુ કહું છુ

એમ અગિયારમુ અધ્યયન પૂર્ણ થયુ.

અધ્યયન ૧૨માનો પ્રથમ ઉદ્દેશક.

દશમા અધ્યયનમા પિંડ અથવા ભોજનશુદ્ધિ દર્શાવી, અગિયારમા અધ્યયનમાં તે ભોજન કરવા માટેના સ્થાનની શુદ્ધિ, હવે આ બારમા અધ્યયનમા તે બન્નેને માટે ગમનાગમન કરવું પડે તેનો વિધિ દર્શાવ્યો છે.

मूलम्-"अब्भुवगते खलु वासावासे, अभिपवुट्ठे, वहवे पाणा अभिसंभूया, वहवे बीया अहुणुब्भिन्ना, अंतरा से मग्गा वहुपाणा वहुवीया जाव संताणगा, अणोक्कंता पंथा, णो विण्णाया मग्गा" सेवं णच्चा णो गामाणुगामं दूइज्जेज्जा, तओ संजयामेव वासावासं उवल्लिएज्जा ॥ ४९३ ॥

અર્થ-'ચોમાસું-વર્ષાકાળ ખરેખર આવી પહોંચ્યું', (વરસાદ) વરસ્યો, કેટલાયે જીવો ઉત્પન્ન થયા છે, ઘણાં બીજ અંકુરિત થયાં છે, માર્ગોની વચ્ચે, અનેક જીવો છે, અનેક બીજો છે, યાવત્ અનેક જાળાં છે માર્ગો પરથી ચાલવામાં આવતું નથી ત્યા કેડી જણાતી નથી ' એમ જાણી મુનિએ યતનાથી ગામેગામ જઈ સંયમથી ચોમાસે સ્થિર વસવું

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण जाणेज्जा गामं वा जाव रायहाणिं वा-इमंसि खलु गामंसि वा जाव रायहाणिंसि वा णो महत्ती विहारभूमि, णो महत्ती विचारभूमि णो सुलभे पीढ-फलग-सेज्जा-संथारए, णो सुलभे फासुए उञ्छे अहेसणिज्जे, वहवे जत्थ समण-माहण-अतिहि-किवण वणीमगा उवागया उवागमिस्संति य, अच्चाइण्णा वित्ती, णो पण्णस्स णिक्खमणपवेसाए जाव धम्मणुओगचिंताए-से वं णच्चा तहप्पगारं गामं वा णगरं वा जाव रायहाणिं वा णो वासावासं उवल्लिएज्जा ॥ ४९४ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને જો એમ જણાય કે આ ગામ નગર યાવત્ રાજધાની છે એ ગામમાં યાવત્ રાજધાનીમા વિહાર માટે (સ્વાધ્યાય માટે) વિશાળ જમીન નથી. બહાર ફરવા વિશાળ પ્રદેશ નથી, પીઠ ( બાજોઠ વ૦ ), પાટિયાં, પાઠ કે પાગરણ, વિશુદ્ધ, નિર્દોષ, અને લેવા યોગ્ય અહીં સુલભ નથી, જ્યા ઘણા સાધુ, બ્રાહ્મણ, અતિથિ, દુખિયા, યાચક આવી પહોંચ્યા છે અને આવી પહોચવાના છે, અહીં આજીવિકાની અતિશય સંકડાશ છે, અહીં પ્રાજ્ઞનું આવવું-જવું, કે ધર્મના પદાર્થોનુ ચિંતન કરવું શક્ય નથી તો એમ જાણીને તે પ્રકારના ગામ, નગર, યાવત્ રાજધાનીમા વર્ષાંક સ્થિરવાસ કરવો નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण जाणेज्जा गामं वा जाव रायहाणिं वा-इमंसि खलु गामंसि वा रायहाणिंसि वा महत्ती विहारभूमि, महत्ती विचारभूमि, सुलभे जत्थ पीढ फलग-सेज्जा संथारए, सुलभे फासुए उञ्छे अहेसणिज्जे, णो जत्थ वहवे समण जाव उवागया उवागमिस्संति य, अप्पाइण्णा वित्ती, जाव रायहाणिंसि वा ततो संजयामेव वासावासं उवल्लिएज्जा ॥ ४९५ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે આ ગામ, નગર યાવત રાજધાની છે ખરેખર એ ગામમા, નગરમા યાવત્ રાજધાનીમાં સ્વાધ્યાયભૂમિ વિશાળ છે, બહાર જવા માટે ભૂમિ વિશાળ છે, અહીં પાટ, પાટલા, પાટિયા, પથારી, પાગરણ, વિશુદ્ધ, નિર્દોષ અને લેવા યોગ્ય એવા સહેલાઈથી મળે છે અહીં શ્રમણબ્રાહ્મણાદિ બહુ આવ્યા કે આવવાના નથી આજીવિકા સંકટવાળી નથી તો તે પ્રકારના ગામાદિમા તેણે ચાતુર્માસની સ્થિરતા કરવી

मूलम्-अहपुण एवं जाणेज्जा, चतारि मासा वासाणं वीईक्कंता, हेमंताण य पंचदस रायकप्पे परिवुसिते, अंतरा से मग्गा वहुपाणा जाव संताणगा; णो जत्थ वहवे समण जाव उवागया उवागमिस्संतिय सेवं णच्चा णो गामाणुगामं दूइज्जेज्जा ॥ ४९६ ॥

અર્થ-હવે જો તે ભિક્ષુ એમ જાણે કે-વર્ષાઋતુના ચાર મહિના પસાર થઈ ગયા હેમંતના પાચ કે દસ રાત રહેવાનો કલ્પ પણ પૂરો થયો, પણ માર્ગની વચ્ચે બહુ જીવો યાવત્ કરોળિયા વગેરેનાં જાળા છે વળી અહીં બહુ શ્રમણબ્રાહ્મણાદિ આવ્યા કે આવશે નહિ, એમ જાણી બીજે ગામ તે જશે નહિ (માગશર સુધી રહેશે)

मूलम्-अहपुण एवं जाणेज्जा-चत्तारि मासा वासाण वीईक्कंता, हेमंताण य पंचदस रायकप्पे परिवुसिए, अंतरा से मग्गा अप्पंडा जाव संताणगा, वहवे जत्थ समण जाव उवागमिस्संति य, सेवं णच्चा तओ संजयामेव गमाणुगामं दूइज्जेज्जा ॥ ४९७ ॥

અર્થ-પરંતુ જો તે એમ જાણે કે વર્ષાઋતુ સબધે ચાર મહિના પૂરા થઇ ગયા, હેમતના પાચ કે દશ રાત્રિવાસ થઈ ગયા અને માર્ગની વચ્ચે હવે બહુ જીવો યાવત્ કરોળિયા જાળા રહેલા નથી, વળી અહીં અનેક શ્રમણ-બ્રાહ્મણ વગેરે આવેલા છે અને આવશે તો એમ જાણીને જતના રાખી તેણે એક ગામથી બીજે ગામ જવું.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे पुरओ, जुगमायं पेहमाणे दट्ठूण तसे पाणे उद्धट्टु पायं रीएज्जा, साहट्टु पायं रीएज्जा, उक्खिप्प पायं रीएज्जा, तिरिच्छं वा कट्टु पादं रीएज्जा, सति परक्कामे संजयामेव परक्कमेज्जा, णो उज्जुयं गच्छेज्जा, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ४९८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ, સામે ધૂંસરીપ્રમાણ જગા જોતા જોતા ચાલે ત્યારે ત્રસ જીવોને જોઇને પગ ઊંચે લઈને પછી પગ મૂકવા, સંકોચીને પગ ઠેકીને પગ મૂકવા, વાંકા કરીને પગ મૂકવા, શકિત હોય ત્યા સુધી જતના કરીને વરતવું, સરળ રીતે જવું નહિ આ રીતે જયણા રાખી એક ગામથી બીજે ગામ જવુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाणाणि वा वीयाणि वा हरियाणि वा उदए वा महिया वा अविद्धत्थे, सइ परक्कमे णो उज्जुयं गच्छेज्जा, तओ संजयामेव गामाणुगामं दूईज्जेज्जा ॥ ४९९ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે રસ્તા વચ્ચે, જીવો, બીજો, લીલુ ઘાસ, પાણી, માટી વગેરે વિધ્વંસ ન પામેલા એટલે સચિત્ત હોય, તો શકિત હોય ત્યા સુધી સીધાસીધા ન જવુ, જતનાપૂર્વક એક ગામથી બીજે ગામ જવું.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से विरुवरुवाणि पच्चंतकाणि दस्सुगायतणाणि मिलक्खुणि अणारियाणि दुस्सन्नप्पाणि दुप्पण्णवणिज्जाणि अकालपडि-

वोहीणि अकालपरिभोईणि, सति लाटे विहाराए संथरमाणेहिं जणवएहिं णो विहारवत्तियाए पवज्जेज्जा गमणाए। केवली बूया "आयाण मेयं" ते णं वाला "अयं तेणे, अयं उवचरए, अयं तओ आगए" त्ति कट्टु तं भिक्खुं अक्कोसेज्ज वा जाव उवद्दवेज्ज वा, वत्थं पडिग्गहं कंवलं पायपुच्छणं अच्छिंदेज्ज वा अभिंदेज्ज वा उवहरेज्ज वा परिभवेज्ज वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा पतिण्णा जाव जं णो तहप्पगाराणि विरूवरूवाणि पच्चंतियाणि दस्सुगायतणाणि जाव विहारवत्तियाए णो पवज्जेज्जा गमणाए, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ५०० ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે તેને વચ્ચે (સાડા પચ્ચીસ આર્ય દેશ સિવાયના) વિવિધ સીમાડાના દેશો, દસ્યુ (ચોર)ના વસવાટના સ્થાનો, મ્લેચ્છ અને અનાર્યના દેશો, જેમને આર્યત્વની સમજ આપવી મુશ્કેલ છે, જેમને ધર્મની સમજ આપવી મુશ્કેલ છે, જેઓ અકાળે જાગી જનાર છે, જેઓ અયોગ્યકાળે ભોજન અને ભોગસેવના કરનારા છે, હવે જે સમયે જે રસ્તે લાટદેશમાંથી વિહારનાં વસતિસ્થાનમા જવું પડે તેમ હોય ત્યારે વિહાર નિમિત્તે તે પ્રદેશમા જવાનુ સ્વીકારવુ નહિ કેવળી કહેશે આ કર્મબંધનું સ્થાન છે. તેઓ ખરેખર અજ્ઞાન છે, (અને કહેશે કે) 'આ ચોર છે, આ જાસૂસ છે, તેથી આ આવ્યો છે,' એમ કહીને મુનિને બરાડા પાડીને ધમકાવે, તેના પર આક્રમણ કરે, વસ્ત્ર, પાત્ર, કંબલ કે રજોહરણ, આચકી લે, ભાગી નાખે, લૂટી લે અથવા મુનિનુ અપમાન કરે એથી મુનિઓને જણાવવાનું પૂર્વે જણાવ્યું છે કે પર્યંતદેશો, દસ્યૂનિવાસોમાથી વિહાર સ્વીકારવો નહિ અને જતનાથી જ એક ગામથી બીજે ગામ જવુ.

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से अरायाणि वा गणरायाणि वा जुवरायाणि वा दोरज्जाणि वा वेरज्जाणि वा विरुद्धरज्जाणि वा सति लाढे विहाराए संथरमाणेहिं जणवएहिं णो विहारवत्तियाए पवज्जेज्ज गमणाए। केवली बूया "आयाण मेय"। ते णं वाला "अयं तेणे," तंचेव जाव णो विहारवतियाए पवज्जेज्ज गमणाए, तओ संजयामेव गामाणुगाम दूइज्जेज्जा ॥ ५०१ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ ફરતા હોય ત્યારે તેમને વચ્ચે 'રાજા જ્યા તરત જ મરણ પામ્યો હોય એવો દેશ,' ગણતંત્રરાજ્યો, યુવરાજ હજી રાજ્યારૂઢ નથી થયા એવા દેશ, બે મળેલ રાજ્ય, વિશિષ્ટ રાજ્યો, વિરુદ્ધ લડતા રાજ્યો, આવે ત્યારે લાટદેશ–અનાર્યદેશ તરફથી વિહારના ગામ આવતા હોય એ માર્ગે વિહાર (ગમન) સ્વીકારવો નહિ તેઓ અજ્ઞાન છે.... (પૂર્વનો જ અર્થ) યાવત્ વિહાર સ્વીકારવો નહિ ગ્રામાનુગ્રામ ફરવાનુ સંયમપૂર્વક જ કરવુ.

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा गामाणुगाम दूइज्जमाणे अंतरासे विहं सिया – से ज्जं पुण विहं जाणेज्जा एगाहेण वा दुयाहेण वा तियाहेण वा चउयाहेण वा पंचाहेण वा पाउणेज्ज वा, णो पाउणेज्ज वा तहप्पगारं विहं अणेगाहगमणिज्जं सति लाढे जाव णो

विहारवत्तियाए पवज्जेज्ज गमणाए। केवली बूया "आयाण मेयं"। अंतरा से वासंसि वा पाणेसु वा बीएसु वा हरिएसु वा उदएसु वा मट्टियाए वा अविद्धत्थाए। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं तहप्पगारं अणेगाहगमणिज्जं जाव णो गमणाए ततो संजयामेव गामाणुगाम दूइज्जेज्जा गमणाए ॥ ५०२ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી એક ગામ જતા હોય અને વચ્ચે તેને લાબીવાટ (વિહં) આવે તે જાણે કે આ વાટ એક દિવસે, કે બે દિવસે, ત્રણ દિવસે, ચાર દિવસે કે પાંચ દિવસે ત્યા પહોચશે કે નહિ પહોંચે તે પ્રકારનો દીર્ઘમાર્ગ જે અનેક દિવસે પૂરો થાય અથવા તો લાટદેશમા યાવત્ વિહારના હેતુએ જવુ એ સ્વીકારે નહિ કેવળી કહેશે કે આ કર્મબધનુ કારણ છે તેના વચ્ચેના પ્રદેશમા તેને જીવોમા, બીજોમાં, લીલા ઘાસમા, પાણીનાં કે માટીમા સચિત્ત હોય તેમા જવું પડે તેથી મુનિને જણાવવાનુ પૂર્વે જણાવ્યુ કે તે પ્રકારના અનેક દિવસે પહોચાય તેવા માર્ગમાં વિહાર તેણે શરૂ ન કરવો. તેથી જતનાએ જ તેણે ગામમાથી બીજે ગામ જવાને નીકળવું.

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से णावासंतारिमं उदय सिया से ज्जं पुण णावं जाणेज्जा;-असंजए भिक्खुपडियाए किणेज्ज, वा पामिच्चेज्ज वा, णावए वा, णावापरिणाम कट्टु थलाओ वा णावं जलंसि ओगाहेज्जा, जलाओ वा णावं थलंसि उक्कसेज्जा, पुण्णं वा णावं उस्सिंचेज्जा, सण्णं वा णावं उप्पीलावेज्जा, तहप्पगारं णावं उड्ढगामिणिं वा अहेगामिणि वा तिरियगामिणिं वा परं जोयणमेराए अद्धजोयणमेराए अप्पतरो वा भुज्जतरो वा णो दुरुहेज्ज गमणाए ॥ ५०३ ॥

અર્થ–હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી એક ગામથી બીજે ગામ જાય ત્યારે વચ્ચે તેને નૌકા તરી શકે તેવું પાણી હોય, તે એવી નૌકા જાણે કે તે ગૃહસ્થે ભિક્ષુને ખાતર ખરીદી હોય, ઉધાર લીધી હોય, અથવા પોતાની નાવના વિનિમય દ્વારા (નાની મોટી) નૌકા મેળવી હોય, તે જળમાં નાવડીને સ્થળ પરથી લાવે અથવા જલમાથી નાવડીને સ્થળમાં ખેંચે, ભરેલી હોય તો તેને ઊંચી કરે, અને ખાલી હોય તો તેને નીચી કરાવે, તે પ્રકારની ઊંચે જનારી કે નીચે જનારી અથવા તિરછી જનારી, જોજન મર્યાદા ઉપર કે અર્ધ જોજનની મર્યાદામાં, જરા વાર માટે કે બહુ વાર માટે તેણે જવા માટે આરુઢ થવુ નહિ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा पुव्वामेव तिरिच्छसंपातिम णावं जाणेज्जा, जाणित्ता से तमायाए एगंत मवक्कमिता भंडगं पडिलेहेज्जा, पडिलेहित्ता एगओ भोयणभंडगं करेज्जा, करित्ता ससीसोवरियं काय पाए य पमज्जेज्जा, पमज्जित्ता सागारियभत्तं पच्चक्खाएज्जा, पच्चाक्खाइता एगं पाय जले किच्चा एगं पायं थले किच्चा, तओ संजयामेव णाए दुरुहेज्जा ॥ ५०४ ॥

અર્થ–(હવે નૌકાગમન જરૂરી બની જાય ત્યારે તેનો વિધિ કહે છે) તે ભિક્ષુક કે ભિક્ષુણી પૂર્વે જ જાણે કે આ નૌકા તિરછી દિશામા જનારી છે, તે પોતાની સામગ્રી સહિત એક સ્થાને

આવી જાય. સામગ્રીનું પડિલેહણ કરી લે, તે કરીને ભોજનના વાસણ એકબાજુ કરી દે, માથા સહિત ઉપરની કાયા અને પગને પોંજી લે, પોંજીને ભોજનના સાપવાદ પચ્ચખાણ લઈ લે. પછી એક પગ જળમા અને એક પગ સ્થળમા કરી જતનાથી નાવ પર ચડે.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा णावं दुरुहमाणे णो णावाए पुरओ दुरुहेज्जा, णो णावाए अग्गओ दुरुहेज्जा, णो णावाए मज्झतो दुरुहेज्जा, णो वाहाओ पगिज्झिय पगिज्झिय अंगुलीए उवदंसिय उवदंसिय उण्णमिय उण्णमिय णिज्झाएज्जा ॥ ५०५ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી નાવમા ચડતી વેળા અગ્રભાગ પરથી ચડે નહિ, નાવ પરથી ચડઉતર કરનારા સામેથી ચડે નહિ, વળી નૌકાના મધ્યભાગથી ચડે નહિ, વળી કોઈના હાથનુ અવલબન કરી કરી કે આગળી ચીંધી ચીંધીને તે નિરીક્ષણ કરે નહિ

मूलम्-से णं परो णावागतो णावागय वएज्जा 'आउसंतो समणा, एयं तुमं णावं उक्कसाहि वा वोक्कसाहि वा खिवाहि वा, रज्जुए वा गहाय आगसाहि" णो सोयं परिन्नं परियाणेज्जा, तुसिणीओ उवेहेज्जा ॥ ५०६ ॥

અર્થ-તેને બીજો નાવ પર રહેલો નૌકા પ્રવિષ્ટને કહે 'હે આયુષ્માન શ્રમણ, તમે આ ઊંચે લાવો કે દૂર લાવો કે દોરીથી લઈને તેને જલમાં નાખો કે ખેંચો' તે બાબતનો તે સ્વીકાર કરે નહિ અને તે મૂગો જ રહે

मूलम्-से णं परो णावागतो णावागयं वएज्जा "आउसंतो समणा, णो संचाएसि णावं उक्कसित्तए वा वोक्कसित्तए वा खिवित्तए वा रज्जुयाए वा गहाय आकसित्तए, आहर एतं णावाए रज्जुयं, सयं चेव णं वयं नावं उक्कसिस्सामो वा जाव रज्जुए वा गहाय आकसिस्सामो," णो से यं परिन्नं परियाणेज्जा, तुसिणीओ उवेहेज्जा ॥ ५०७ ॥

અર્થ-નાવ પર આવેલ તે મુનિને બીજો નાવ પર આવેલ તે મનુષ્ય કહે: 'હે આયુષ્માન શ્રમણ, તું નાવને ઊંચે લેવા, નીચે લેવા, પાણીમાં મૂકવા કે દોરીથી પકડી ખેંચવા સમર્થ નથી (તેથી) આ નાવની દોરી તું લઈ આવ અમે જાતે જ નાવને ઊંચી કરીશું, યાવત્ દોરીથી પકડીને ખેંચીશું' તે બાબત તે સ્વીકારે નહિ અને મૂગો સ્થિર રહે

मूलम्-से णं परो णावागओ णावागयं वएज्जा "आउसंतो समणा, एयं ता तुमं णावं अलित्तेण वा पीढेण वा वंसेण वा वलएण वा अवल्लएण वा वाहेहि" णो से यं परिण्णं परिजाणेज्जा तुसिणीओ उवेहेज्जा ॥ ५०८ ॥

અર્થ-નાવ પર આવેલ તે મુનિને બીજો નાવપર આવેલ મનુષ્ય કહે 'હે આયુષ્માન શ્રમણ, તમે આ હલેસાથી (अलित्त), આ પાટિયાથી, વાંસથી, વાકા બાહુથી, કે સીધા બાહુથી નૌકા હંકારો.' તે આ બાબત સ્વીકારે નહિ મૂગો તેની ઉપેક્ષા કરે

मूलम्-से णं परो णावागओ णावागयं वएज्जा "आउसंतो समणा, एयं ता तुमं णावाए उदयं हत्थेण वा पाएण वा मत्तेण वा पडिग्गहेण वा णावाउस्सिंचणेण वा उस्सिंचाहि" णो से-यं परिण्णं परिजाणेज्जा तुसिणीओ उवेहेज्जा ॥ ५०९ ॥

અર્થ-હવે નૌકાગત તે મુનિને બીજો નૌકાગત કહે, 'હે આયુષ્યમાન શ્રમણ, તમે આ નૌકામા આવેલું પાણી, હાથથી, પગથી, પાત્રથી કે કૂંડીથી કે નૌકાની બાલદીથી બહાર કાઢો.' તે બાબત તે સ્વીકારે નહિ મૂકપણે તેની ઉપેક્ષા કરે.

मूलम्-से णं परो णावागतो णावागतं वएज्जा "आउसंतो समणा, एतं ता तुमं णावाए उत्तिंगं हत्थेण वा पाएण वा बाहुणा वा उरुणा वा उदरेण वा सीसेण वा काएण वा णावाउस्सिंचणेण वा चेलेण वा मट्टियाए वा कुसपत्तएण वा कुरुविंदएण वा पिहेहि" णो से-य परिण्णं परिजाणेज्जा ॥ ५१० ॥

અર્થ-તે નૌકાગત મુનિને બીજો નૌકાગત પુરુષ કહે, 'હે આયુષ્યમાન શ્રમણ, તમે આ નૌકાનુ કાણુ હાથથી, પગથી, ભુજાથી, સાથળથી, પેટથી, માથાથી કે કાયાથી, અથવા નાવને ઊંચી રાખનાર શઢના વસ્ત્રથી, માટીથી, કુશપત્રોથી કે કુરુવિંદ ઘાસથી પૂરી દો.' તેની એ પ્રતિજ્ઞા (બાબત) તે લક્ષમા લે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा णावाए उत्तिंगेणं उदयं आसवमाणं पेहाए उवरुवरिं णावं कज्जलावेमाणं पेहाए णो परं उवसंकमित्तु एवं बूया "आउसंतो गाहावइ, एयं ते णावाए उदयं उत्तिंगेण आसवति, उवरुवरि वा णावा कज्जलावेति" एतप्पगारं मणं वा वायं वा णो पुरओ कट्टु विहरेज्जा। अप्पुस्सुए अबहिलेस्से एगंतिगएणं अप्पाणं विओसेज्ज समाहीए, तओ संजयामेव णावासंतारिमे उदए अहारियं रीएज्जा ॥ ५११ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીએ નૌકાના કાણામાથી પાણીને આવતુ આવતુ જોઈ ઉપર ઉપર આવી નાવને ડુબાડતું જોઈ, બીજાની પાસે જઈને આમ કહેવું નહિ "હે આયુષ્માન ગૃહસ્થ, આ તારી નાવડીમા છિદ્રમાથી પાણી આવે છે ઊંચે ઊંચે ચડી તે નૌકાને ડુબાડે છે" આવા પ્રકારના વચન અને મન આગળ ન રાખીને તેણે વરતવુ. ઉત્સુકતા વિના બહિર્મુખ ભાવો ધાર્યા વિના, એકાંત સમાધિમા આત્મા સ્થાપી તેણે નૌકા તરાવનાર પાણીમા આર્યને શોભે તેમ વર્તવુ જોઈએ.

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहिते सदा जएज्जासि त्ति बेमि ॥ ५१२ ॥

અર્થ-આ તે ભિક્ષુ કે ભિક્ષુણીની આચાર-સામગ્રી છે કે સર્વ બાબતોમા ગુણયુક્ત થઈ સદા અપ્રમાદી રહેવુ

એમ પ્રથમ ઉદ્દેશક પૂરો થયો

અધ્યયન ૧૨માનો બીજો ઉદ્દેશક

मूलम्-से णं परो णावागओ नावागयं वदेज्जा :-"आउसंतो समणा, एयं ता तुम छतगं वा जाव चम्मछेयणगं वा गिण्हाहि, एयाणि तुमं विरुवरुवाणि सत्थजायाणि धारेहि, एयं ता तुमं दारगं वा दारिगं वा पज्जेहि," णो से त्तं परिण्णं परिजाणेज्जा तुसिणीओ उवेहेज्जा ॥ ५१३ ॥

અર્થ-હવે નાવ પર ચડેલા તે મુનિને કોઈ નૌકાનો માણસ કહે કે 'હે આયુષ્માન શ્રમણ, હવે તમે મારાં આ છત્રાદિક કે રાપી કે આ વિવિધ શસ્ત્રો તમે પકડી રાખો આ છોકરાને કે આ બાળકીને તમે સંભાળો' તેણે તેની તે બાબત સ્વીકારવી નહિ, છાનામાના તે તરફ દરકાર રાખ્યા વિના ઊભા રહેવુ

मूलम्-से णं परो णावागओ णावागयं वदेज्जा :-"एस णं समणे णावाए मंडभारिए भवति, से णं वाहाए गहाय णावाओ उदगंसि पक्खिवह," एतप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से य चीवरधारी सिया खिप्पामेव चीवराणि उवेहेज्ज वा णिव्वेहेज्ज वा उप्फेसं वा करेज्जा ॥ ५१४ ॥

અર્થ-હવે નાવ પર ચડેલા તે મુનિને કોઈ નૌકાનો માણસ કહે કે 'હે આયુષ્માન શ્રમણ, નૌકા સામાનથી વજનદાર થઈ છે. તેથી તેને (સામાનને) હાથથી લઈને નૌકામાથી પાણીમાં ફેંકી દો' એ પ્રકારની જાહેરાત સાભળીને તે જો ચીવરધારી હોય તો પોતાના ચીવરની ઉપેક્ષા કરે કે તેને સભાળે અથવા શિરબંધન કરી લે

मूलम्-अहपुण एवं जाणेज्जा :-अभिकंतकूरकम्मा खलु वाला वाहाहिं गहाय नावाओ उदगंसि पक्खिवेज्जा, से पुव्वामेव वएज्जा "आउसंतो गाहावती, मा मेत्तो वाहाए गहाय णावाओ उदगंसि पक्खिवह. सयं चेव णं अहं णावातो उदगंसि ओगाहिस्सामि," से णेवं वयंतं परो सहसा वलसा वाहाहि गहाय उदगंसि पक्खिवेज्जा, तं णो सुमणे सिया, णो दुम्मणे सिया, णो उच्चावयं मणं णियच्छेज्जा, णो तेसिं वालाणं घाताए वहाए समुट्ठेज्जा, अप्पुसुए जाव समाहीए ततो संजयामेव उदगंसि पवज्जेज्जा ॥ ५१५ ॥

અર્થ-હવે તેને એમ જાણે, જેમણે ક્રૂર કર્મો શરૂ કર્યા છે એવા અજ્ઞાન આ લોકો છે, હાથથી પકડીને નૌકામાથી પાણીમા નાખી દેશે તેમને તેણે પહેલેથી જ કહી દેવું કે 'હે આયુષ્યમાન ગૃહસ્થો, મને અહીંથી હાથ વડે પકડીને પાણીમા ફેંકી ન દેશો હું જાતે જ નૌકામાંથી નીકળી જલમા અવગાહના કરીશ' તે એમ કહે ત્યારે પણ સામાવાળો એકાએક બળપૂર્વક પકડીને પાણીમા ફેંકી દે, તો તેણે ન તો રાજી થવું, ન તો નારાજ થવું ઊંચું (અનુકૂળ) કે નીચું (પ્રતિકૂળ) મન કરવુ નહીં. તે અજ્ઞાન પુરુષોના ઘાત કે વધને માટે તેણે ધસવુ નહિ ઉત્સુકતા વગર સમાધિથી, અને જતનાથી જલમાં પડવુ જોઈએ

मूलम्-से भिक्खू वा भिक्खूणी वा उदगंसि पवमाणे णो हत्थेण हत्थं पाएण पायं काएण काय आसाएज्जा, से अणासादए अणासायमाणे तओ संजयामेव उदगंसि पवज्जेज्जा ॥ ५१६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીએ પાણીમા પડતા હાથથી હાથને કે પગથી પગને કે શરીરથી અન્ય શરીરને અફળાવવુ નહિ તે ન અથડાયા વિના જતનાથી પાણીમાં પડે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा उदगंसि पवमाणे णो उम्मगणिम्मग्गियं करेज्जा, मा मेयं उदगं कण्णेसुवा अच्छीसु वा णक्कंसि वा मुहंसि वा परियावज्जेज्जा, तओ संजयामेव उदगंसि पवज्जेज्जा ॥ ५१७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી પાણીમા પડતાં ઊંચે આવવું અને નીચે સરવું ન કરે. આ પાણી મારી આંખોમા, મારા નાકમા કે મુખમા ભરાઈ ન જાય એ વિચારે તેણે ઊંચાનીચા થવું નહિ તેણે સંયમથી જ પાણીમા તરવુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा उदगंसि पवमाणे दोव्वलियं पाउणेज्जा, खिप्पामेव उवधिं विगिंचेज्ज वा विसोहेज्ज वा, णो चेव णं सातिज्जेज्जा अह पुण एवं जाणेज्जा, पारए सिया उदगाओ तिरं पाअुणित्तए, तओ संजयामेव उदउल्लेण वा ससिणिद्धेण वा काएण उदगतीरे चिट्ठेज्जा ॥ ५१८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી પાણીમાં તરતા તરતા થાક (દુર્બળતા) અનુભવે તો તરત તેણે પાત્રાદિ તજી દેવા અથવા તેમાં કોઈ ભાગ છોડી દેવો. હવે તેના પર આસકત રહેવુ નહિ. પરંતુ જો એમ જણાય કે પાણીમાથી તીરે પહોચવા તે સમર્થ છે, તો જતનાથી, જલભીની અથવા ચીકણી કાયા સહિત (સૂકાય ત્યા સુધી) જલને કાંઠે તેણે રહેવું

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा उदउल्लं वा ससिणिद्धं वा काय णो आमज्जेज्ज वा पमज्जेज्ज वा संलिहेज्ज वा णिल्लेहेज्ज वा उव्वलेज्ज वा उव्वट्टेज्ज वा आयावेज्ज वा पयावेज्ज वा। अह पुण एवं जाणेज्जा, विगतोदए मे काए वोच्छिण्णसिणेहे, तहप्पगारं काय आमज्जेज्ज वा जाव पयावेज्ज वा, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥५१९॥

અર્થ-તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ ભીની કે ચીકણી કાયાને મસળવી ન જોઈએ કે પોંછવી ન જોઈએ ન તો તેનુ મર્દન કરનુ જોઈએ, ન તો તેને કોઈ વસ્તુથી ઘસવી જોઈએ ન તો વાળવી જોઈએ કે ન તો ઉથલાવવી જોઇએ ન તો તપાસવી જોઇએ કે ન તો લાભો શેક કાયને આવવો જોઈએ હવે જ્યારે જાણે કે મારી કાયા પાણીથી મુક્ત થઈ છે અથવા ચીકાશ છૂટી થઈ છે, તેવા શરીરની જરા પ્રમાર્જના કે પૂર્ણ પ્રમાર્જના કરે અથવા તાપમાં તપે પછી જનતાએ વિહાર કરે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे णो परेहिं सद्धिं परिजविया परिजविया गामाणुगामं दूइज्जेज्जा। तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ५२० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ જતાં હોય ત્યારે બીજાની સાથે મોટેથી વાત કરતા ચાલવું નહિ હવે તેણે જતનાથી એક ગામથી બીજે ગામ વિહાર કરવો

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से जंघासंतारिमे उदए सिया, से पुव्वामेव ससीसोवरियं कायं पादे य पमज्जेज्जा, से पुव्वामेव पमज्जित्ता एगं पायं जले किच्चा एगं पाय थले किच्चा तओ संजयामेव जंघासंतारिमे उदए अहारियं रीएज्जा ॥ ५२१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજા ગામ વિહરતા હોય ત્યારે વચ્ચે જો તેને સાથળ સુધીના પાણી આવે તો પહેલા જ તે માથા સહિત ઉપરની કાયા અને પગને પોજે. પૂજીને એક પગ જલમા અને એક પગ સ્થળમાં રાખી પછી જતનાથી તે સાથળ સુધીના પાણીમા આર્યને શોભે તેમ (જતનાથી) ગતિ કરે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा जंघासंतारिमे उदगे अहारियं रीयमाणे णो हत्थेण वा हत्थं पादेण वा पादं काएण वा कायं आसाएज्जा। से अणासादए अणासादमाणे तओ संजयामेव जंघासंतारिमे उदए आहारियं रीएज्जा ॥ ५२२ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી સાથળ સુધી ઊંચા પાણીમા જતા જતા હાથ બીજા હાથને, પગ બીજા પગને કે કાયાના કોઈ ભાગને કાયાનો કોઈ ભાગ અફળાવે નહિ ન પછડાનાર તે શાત રીતે પછીથી સાથળ સમાણા પાણીમા આર્યને શોભે તેમ ગતિ કરે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा जंघासंतारिमे अुदए अहारीय रीयमाणे णो सायावडियाए णो परिदाहवडियाए महति महालयंसि अुदगंसि कायं विओसेज्जा। तओ संजयामेव जंथासंतारिमे अुदए अहारियं रीएज्जा। अहपुण एवं जाणेज्जा पारए सिया अुदगाओ तीरं पाअुणित्तए तओ संजयामेव अुदअुल्लेण वा ससिणिद्धेण वा काएण अुदगतीरे चिट्ठेज्जा ॥५२३॥

અર્થ-તે ભિક્ષુ કે તે ભિક્ષુણી જાઘસમાણા પાણીમાં આર્યને શોભતી રીતે જ્યા શાતા (ઠંડક) મેળવવા માટે, દાહ ખૂબ થયેલો તે ટાળવા માટે પુષ્કળ પાણીમા કાયાને શીતલ કરવાને રાખે નહિ તેથી જાઘસમાણા પાણીમા આર્યને શોભે તેમ ગતિ કરવી જો એમ (બરાબર) જણાય કે તીરે પહોંચવા હું સમર્થ છુ તો જલકાઠે ભીની કે ચીકણી કાયા સહિત બેસી રહેવું.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अुदअुल्लं वा कायं ससिणिद्धं वा कायं णो आमज्जेज्ज वा पमज्जेज्ज वा। अहपुण एवं जाणेज्जा: विगतोदए मे काए छिण्णसिणेहे, तहप्पगारं कायं आमज्जेज्ज वा जाव पयावेज्ज वा। तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ५२४ ॥

અર્થ-તે ભિક્ષુ કે તે ભિક્ષુણી ભીની કે ખરડાવેલી કાયાને પ્રમાર્જે કે લૂછે નહિ જો એમ લાગે

કે મારી કાયાનુ પાણી સુકાયુ કે ચીકાશ દૂર થઈ છે, તો તેણે કાયા પોજવી કે લૂછવી ત પછી યતના સહિત એક ગામથી બીજે ગામ તેણે જવું.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे णो मट्टियागएहिं पाएहिं हरियाणि छिंदिय छिंदिय विकुज्जिय २ विफालिय २ उम्मग्गेणं हरियवहाए गच्छेज्जा, "जहेयं पाएहिं मट्टियं खिप्पामेव हरिताणि अवहरंतु" माइट्ठाणं संफासे। णो एवं करेज्जा। से पुव्वामेव अप्पहरियं मग्गं पडिलेहेज्जा, तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ५२५ ॥

અર્થ-તે ભિક્ષુ કે તે ભિક્ષુણી એક ગામથી બીજે ગામ જતાં માટીવાળા પગે, લીલા ઘાસ છેદી છેદી, છૂદી છૂદી કે અથડાવી અથડાવી, લીલા ઘાસનો વધ થાય તેમ ન ચાલે આ મારા પગની માટી લીલા ઘાસ જલદીથી દૂર કરે (એમ વિચારે) તો તે માયાસ્થાનનો સ્પર્શ કરે છે તેણે એમ કરવુ જોઇએ નહિ તેણે પૂર્વે જ નહીવત્ ઘાસવાળો માર્ગ જોઈ પછી જતનાથી પ્રવાસ કરવો.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से वप्पाणि वा फलिहाणि वा, पागाराणि वा तोरणाणि वा अग्गलाणि वा अग्गलपासगाणि वागड्डाओ वा दरीओ वा सति परक्कमे संजयामेव परक्कमेज्जा, णो उज्जुयं गच्छेज्जा। केवली बूया 'आयाण मेयं।' से तत्थ परक्कमाणे पयलेज्ज वा पवडेज्जवा ॥ ५२६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ ફરતા હોય ત્યારે તેના રસ્તે વચ્ચે કિલ્લાની દીવાલો, ખાઈઓ, ઊંચા કિલ્લા, તોરણો, આગળિયા કે આગળિયા મૂકવાનુ સ્થાન, ખાડા, કે ગુફાઓ આવે તો સામર્થ્ય હોય ત્યા સુધી તેણે જતનાથી વિહરવું, સીધેસીધા ચાલવુ નહિ. કેવલી કહેશે, આ કર્મબંધનુ સ્થાન છે. તે ત્યાથી જતા કંપે કે પડી જાય

मूलम्-से तत्थ पयलेमाणे वा पवडेमाणे वा रुक्खाणि वा गुच्छाणि वा गुम्माणि वा लयाओ वा वल्लीओ तणाणि वा गहणाणि वा हरियाणि वा अवलंबिय अवलंबिय उत्तरेज्जा, जे तत्थ पाडियहिया उवागच्छंति ते पाणी जाएज्जा, तओ संजयामेव अवलंबिय, अवलंबिय उत्तरेज्जा, तओ गामाणुगामं दूइज्जेज्जा ॥ ५२७ ॥

અર્થ-તે ત્યા લથડે કે પડે ત્યારે વૃક્ષોને, વનસ્પતિના છોડાને, ઝાડીઓને, લતાઓને, વેલોને, ઘાસને, ગાઢ ઝાડીને કે લીલી ગોદરીને ટેકવી ટેકવીને ઊતરે (એ યોગ્ય છે). વળી ત્યા જે સહપ્રવાસી ચાલતા હોય તે હાથ પકડવાનુ કહે તો તેણે ત્યા તેણે જતનાથી હાથ અવલંબી અવલબીને ઊતરવું ઘટે તે પ્રમાણે એક ગામથી બીજે ગામ મુનિએ વિહરવું.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से जवसाणि वा सगडाणि वा रहाणि वा सचक्काणि वा परचक्काणि वा सेणं वा विरुवरुवं संणिविट्ठं पेहाए सति परक्क मे संजयामेव णो उज्जुय गच्छेज्जा ॥ ५२८ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી ગામેગામ ફરતા હોય ત્યારે માર્ગ વચ્ચે જો ઘઉંના રોપ, ગાડાં, રથો, પોતાના રાજાની કે વિદેશી રાજાની સેના વગેરે વિવિધ પ્રકારે રહેલું જોઇ તેણે જવું પડે તો જતનાથી જ જવું, સીધાસીધા જવું નહિ.

मूलम्–से णं परो सेणागतो वदेज्जा, "आउसंतो एसणं समणो सेणाए अभिनिवारियं करेइ से णं वाहाए गहाय आगसह." से णं परो वाहाहिं गहाय आगसेज्जा, तं णो सुमणे सिया जाव समाहीए तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ५२९ ॥

અર્થ–તેને બીજો સેનાનો માનવી કહે, 'આ ખરેખર આયુષ્માન શ્રમણ સેનાનો અટકાવી દેશે. અને તેને હાથથી ખેંચો' તેને સામો જો હાથી પકડી ખેંચે તો તેણે રાજી–નારાજ થવું નહિ, સમાધિપૂર્વક સંયમમાર્ગે જ ગામેગામ ફરવું.

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा अंतरा से पाडिपहिया उवागच्छेज्जा, ते णं पाडिपहिया एवं वदेज्जा "आउसंतो समणा, केवतिए एस गामे रायहाणी वा? केवइया एत्थ आसा, हत्थी. गामपिंडोलगा, मणुस्सा, परिवसंति ? से वहुभत्ते वहुउदए वहुजणे वहुजवसें ? से अप्पुदए अप्पभत्ते अप्पजणे अप्पजवसे ? एयप्पगाराणि पसिणाणि पुट्ठो णो आइक्खेज्जा· एतप्पगाराणि पसिणाणि णो पुच्छेज्जा ॥ ५३० ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણીને વાટની વચ્ચે સામે આવતા પ્રવાસી પાસે આવીને એમ પૂછે, 'હે આયુષ્માન શ્રમણ, આ ગામ કે રાજધાની કેવડી છે? અહીં કેટલા ઘોડા, હાથી, ભિખારી અને નગરજનો વસે છે? આ બહુ ભોજનવાળું, બહુ જલવાળું, બહુ માણસવાળુ અને બહુ ઘાસવાળુ છે? કે આ અલ્પ ભોજનવાળુ, અલ્પ જલવાળુ, અલ્પ માણસોવાળુ અને અલ્પ ઘાસવાળું છે?' એવા પ્રકારના પ્રશ્નો પૂછવામા આવે ત્યારે તેણે બોલવું નહિ આવા પ્રકારના પ્રશ્નો તેણે પૂછવા નહિ.

मूलम्–एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ५३१ ॥

અર્થ–આ ખરેખર ભિક્ષુ કે તે ભિક્ષુણીની ક્રિયાની સામગ્રી છે.

આમ દ્વિતીય ઉદ્દેશક પૂરો થયો

અધ્યયન ૧૨માનો તૃતીય ઉદ્દેશક.

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से वप्पाणि वा, फलिहाणि वा, पागाराणि वा, जाव दरीओ वा, कूडागाराणि वा, पासादाणि वा, णूमगिहाणि वा, रुक्खगिहाणि वा पव्वयगिहाणि वा, रुक्खं वा चेतियकडं, थूमं वा चेतियकडं, आएसणाणि वा, जाव भवणगिहाणि वा, णो वाहाओ पगिज्झिय पगिज्झिय अंगुलियाए उद्दिसिय उद्दिसिय ऊणमिय णिज्झाएज्जा ततो संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ५३२ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણીને એક ગામથી બીજે ગામ જતાં માર્ગમા વચ્ચે, ગઢની દીવાલો, ખાઈઓ, કિલ્લા યાવત્ અથવા તો ગુફાઓ, વળી પર્વત પરના ઘરો, મંદિરો, ભૂમિગૃહો (ભોયરા) અથવા વૃક્ષ પરના ઘરો અથવા પર્વતરૂપ ઘરો, અથવા નીચે દેરી સ્થાપેલુ વૃક્ષ, અથવા દેવતાનિમત્તે સ્તૂપ, લોખંડ વગેરેના કારખાના, ત્યાંથી માંડીને માળવાળાં ઘરો, આવે તે બાહુ ફેલાવી ફેલાવીને, આંગળી વડે ચીંધી ચીંધીને, ઊંચા-નીચા નમીને નહિ નીરખવા નથી ત્યાથી તેણે જતના રાખીને ગામથી બીજે ગામ ચાલ્યા જવું.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से कच्छाणि वा दवियाणि वा णूमाणि वा वलयाणि वा गहणाणि वा गहण विदुग्गाणि वा वणाणि वा वणपव्वयाणि वा पव्वतविदुग्गाणि वा पव्वतगिहाणि वा अगडाणि वा तलागाणि वा दहाणि वा णदीओ वा वावीओ वा पुक्खरिणिओ वा दीहियाओ वा गुंजालियाओ वा सराणि वा सरपंतियाणि वा सरसरपंतियाणि वा, णो बाहाओ पगिज्झिय जाव णिज्झाएज्जा। केवली बूया आयाण मेयं'। जे तत्थ मिगा वा पसू वा, पक्खी वा सिरीसिवा वा, सीहा वा, जलचरा वा, थलचरा वा, खचरा वा सत्ता ते उत्तसेज्ज वित्तसेज्ज वा वाडं वा सरणं वा कंखेज्जा "वारेति मे अयं समणे।" अह भिक्खुणं पुव्वोवदिठा पतिण्णा जं णो बाहाओ पगिज्झिय जाव णिज्झाएज्जा। तओ संजयामेव आयरियउवज्झाएसद्धिं गामाणुगामं दूइज्जेज्जा ॥५३३॥

અર્થ-તે ભિક્ષુ કે તે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ વિહરતા હોય ત્યારે રસ્તામા વચ્ચે તેને નદી નજીકનો નીચો પ્રદેશ આવે, રાજાએ રાખેલ ઘાસનુ બીડ, ભોયરા કે ફરતી નદીવાળા પ્રદેશ, ગાઢ ઝાડી કે, ઝાડીમા રહેલ કિલ્લા, વનો કે વનપર્વતપ્રદેશો, પર્વતના કિલ્લા, કે પર્વતના ઘરો, કૂવાઓ કે તળાવો, ધરાઓ કે નદીઓ, વાવો કે કમળોવાળી પગથિયાવાળી વાવો, મોટા વિસ્તારવાળી વાવો, સરોવરો, સરોવરોની હાર કે મોટી હાર આવે તો યાવત્ તેણે બાહુ ફેલાવી ફેલાવીને તેને નીરખવી જોઈએ કેવલી કહે, આ કર્મબંધનુ સ્થાન છે ત્યા જે હરણો, પશુઓ, પક્ષીઓ, પેટે ચાલતા જીવો, સિંહો, જળચર, સ્થળચર કે ખેચર પ્રાણી હોય તે ગભરાય, ત્રાસ પામે અને વાડની કે રક્ષણની ઇચ્છા કરે આ શ્રમણ મને અટકાવે છે એમ તે માને, તેથી ભિક્ષુને જણાવવાનુ આગળ જણાવ્યુ કે બાહુઓ ફેલાવી ફેલાવીને યાવત્ તેણે નીરખવુ નહિ ત્યથી જતનાપૂર્વક આચાર્ય કે ઉપાધ્યાયની સાથે ગામતરુ કરવુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा आयरियउवज्झाएहिं सद्धिं गामाणुगामं दूइज्जमाणे णो आयरियऊवज्झायस्स हत्थेण वा हत्थ जाव अणासायमाणे तओ संजयामेव आयरिय-उवज्झाएहिं सद्धिं जाव दूइज्जेज्जा ॥ ५३४ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી આચાર્ય કે ઉપાધ્યાયની સાથે એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે તેણે આચાર્યના હાથની સાથે હાથ અથડાવવા નહિ ત્યાથી આચાર્ય-ઉપાધ્યાયની સાથે જતના રાખીને જવુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा आयरियउवज्झाएहिं सद्धिं दूइज्जमाणे अंतरा से पाडिपहिया उवागच्छेज्जा। तेणं पाडिपहिया से एवं वदेज्जा "आउसंतो समणा के तुब्भे? कओ वा

एह? कहिं वा गच्छिहिह?" जे तत्थ आयरिए उवज्झाए वा से भासेज्ज वा वियागरेज्ज वा। आयरियोवज्झायस्स भासमाणस्स वा वियागरेमाणस्स वा णो अंतराभासं करेज्जा। तओ संजयामेव अहारातिणियाए दूइज्जेज्जा ॥ ५३५ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી આચાર્ય કે ઉપાધ્યાયની સાથે એક ગામથી બીજે ગામ જતાં હોય ત્યારે રસ્તામા તેની પાસે સામે આવતા મુસાફરો આવે; તે મુસાફરો તેને એમ કહે, 'હે આયુષ્માન શ્રમણ. તમે કોણ છો? અથવા કયાંથી આવો છો? અથવા કયાં જશો?' જે ત્યાં આચાર્ય કે ઉપાધ્યાય હોય તે (આનો જવાબ) બોલે કે સમજાવે આચાર્ય-ઉપાધ્યાય બોલતા કે સમજાવના હોય ત્યારે તેણે વચ્ચે બોલવુ નહિ ત્યાથી તેણે રત્નાધિકના ક્રમને જાળવીને એક ગામથી બીજે ગામ ચાલવુ જોઇએ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अहारातिणियं गामाणुगामं दूइज्जमाणे णो अहारातिणियस्स हत्थेण हत्थं जाव अणासायमाणे तओ संजयामेव अहारातिणियं गामाणुगामं दूइज्जेज्जा ॥ ५३६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી રાત્નિક (ગુણપર્યાયે અધિક) ના ક્રમે એક ગામથી બીજે ગામ જતાં હોય ત્યારે રાત્નિકના હાથની સાથે હાથ પછાડે નહિ. ત્યાથી જતનાથી રાત્નિકના ક્રમે એક ગામથી બીજે ગામ જાય

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अहारातिणियं दूइज्जमाणे अंतरा से पाडिपहिया उवागच्छेज्जा। तेणं पाडिपहिया एवं वदेज्जा :-"आउसंतो समणा, के तुब्भे? कओ वा एह? कहिं वा गच्छीहीह" जे तत्थ सव्वरातिणिए से भासेज्ज वा वागरेज्ज वा। अहारातिणिदस्स भासमाणस्स वियागरमाणस्स वा णो अंतराभासं भासेज्जा। तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ५३७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે રાત્નિકના ક્રમાનુસાર એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે સામે દિશામા જતા મુસાફરો તેની પાસે આવે અને તેઓ તેને એમ કહે, 'હે આયુષ્માન શ્રમણ, તમે કોણ છો? અથવા કયાથી આવો છો? અથવા કયા જવાના છો?' ત્યાર જે તેમા સૌના (વડા) રાત્નિક હોય તે જવાબ કહે અથવા સમજાવે. હવે રાત્નિક જ્યારે બોલતા હોય કે સમજાવતા હોય ત્યારે ભિક્ષુ વચ્ચે બોલે નહિ ત્યાંથી જતનાપૂર્વક તે એક ગામથી બીજે ગામ જાય. ૫૩૭

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया आगच्छेज्जा। तेणं पाडिपहिया एवं वदेज्जा :-"आउसंतो समणा, अवियाइं एत्तो पडिपहे पासह, तंजहा, मणुस्सं वा गोणं वा महिसं वा पसु वा पक्खिं वा सिरीसिवं वा सींह वा जलचरं वा आइक्खह दंसेह." तं णो आइक्खेज्जा, णो दंसेज्जा, णो तेसिं तं परिण्णं परिजाणेज्जा, तुसिणीओ उवेहेज्जा, जाणं वा, णो जाणंति वएज्जा। तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ५३८ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી જે વખતે એક ગામથી બીજે ગામ જતાં હોય ત્યારે રસ્તા વચ્ચે તેમને મુસાફરો સામા આવે, તે મુસાફરો ખરેખર તેને એમ કહે, 'હે આયુષ્માન શ્રમણ, શુ તમે આ માર્ગમાં આ પ્રમાણે માણસ, બળદ, પાડા, પશુ, પંખી, પેટ ચાલનાર જીવ, સિંહ, જલચર વગેરે શુ જોયા છે? તે તમે કહો અને દેખાડો' તેને કહેવું નહિ, તે દેખાડવુ નહિ, તેમનુ બોલવું સાંભળ્યુ કરવુ નહિ મૂકપણે તેની ઉપેક્ષા કરવી અથવા જાણતા હોવા છતા 'હું નથી જાણતો' એમ કહેવુ ત્યાંથી તે પછી જતનાપૂર્વક ગામેગામ વિહાર કરવો.

मूलम्-से भिक्खू वा भिक्खुणी गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया आगच्छेज्जा। तेण पाडिपहिया एवं वदेज्जा :-"आउसंतो समणा, अवियाइ एत्तो पडिपहे पासह उदगपसूयाणि कंदाणि वा मूलाणि वा तयाणि वा पत्ताणि वा पुप्फाणि वा फलाणि वा बीयाणि वा हरिताणि वा. उदगं वा सणिहियं, अगणिं वा संणिक्खित्त. सेसं तं चेव, से आइक्खह, जाव दूइज्जेज्जा ॥ ५३९ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે મુસાફરો તેની સામે આવે; તે મુસાફરો તેને એમ કહે, 'હે આયુષ્માન શ્રમણ, શુ તમે આ રસ્તામા જલમાથી ઉત્પન્ન કદો કે મૂળિયા, કે છાલ, કે પાદડા, પુષ્પો, ફળ, બીજ, લીલાં ઘાસ કે નજીકમા રહેલુ પાણી કે કોઇ પેટેલો અગ્નિ જોયો છે?" બાકી ઉપર પ્રમાણે જ તે તમે કહો યાવત્ તેણે જતનાથી વિહરવુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया उवागच्छेज्जा। तेणं पाडिपहिया एवं वदेज्जा :-"आउसंतो समणा, अवियाइ एत्तो पडिपहे पासह जवसाणि वा जाव सेणं वा विरूवरूवं सणिविट्ठं. से आइक्खह, जाव दूइज्जेज्जा ॥५४०॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે વચ્ચે તેની પાસે મુસાફરો આવે, તે મુસાફરો તેને એમ કહે, 'હે આયુષ્માન શ્રમણ, શુ અહીંના રસ્તા પર તમે ઘાસ, યાવત્ અહી વિવિધ રહેલ જોયુ તે કહો' યાવત્ તેણે જતનાથી વિહાર કરવો.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया जाव "आउसंतो समणा, केवतिए एत्तो गामे वा जाव रायहाणी वा, से आइक्खह जाव दूइज्जेज्जा ॥ ५४१ ॥

અર્થ-તે ભિક્ષુ અને ભિક્ષુણી જ્યારે ગામથી ગામ વિહરતા હોય ત્યારે વચ્ચે મુસાફરો યાવત્ 'હે આયુષ્માન શ્રમણ, અહીંથી ગામ કેટલુ દૂર છે?' અથવા યાવત્ રાજધાની કેટલી દૂર છે, તે કહો ત્યાથી માડીને તેણે ઉપેક્ષા કરી જતનાથી વિહરવુ ૫૪૧

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से पाडिपहिया जाव "आउ-

संतो समणा, केवतिए एत्तो गामस्स वा णगरस्स वा जाव रायहाणीए वा मग्गे, से आइक्खह, तहेव जाव दुइज्जेज्जा ॥ ५४२ ॥

અર્થ-તે ભિક્ષુ કે તે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ વિહાર કરતા હોય ત્યારે વચ્ચે તેમની પાસે મુસાફરો આવે. યાવત્ 'હે આયુષ્માન શ્રમણ, અહીંથી ગામનો, નગરનો કે રાજધાનીનો પંથ કેટલો?' તે જ પ્રમાણે તે કહે. યાવત્ જતનાથી વિહરવું.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दुइज्जमाणे अंतरा से गोणं वियलं पडिपहे पेहाए जाव चित्ताचेल्लडं वियालं पडिपहे पेहाये णो तेसिं भीतो उम्मग्गेण गच्छेज्जा, णो मग्गाओ मग्गं संकमेज्जा, णो गहणं वा, दुग्गं वा, अणुपविसेज्जा, णो रुक्खंसि दुरुहेज्जा, णो महति महालयंसि उदयंसि कायं विउसेज्जा, णो वाडं वा सरणं वा सत्थं वा कंखेज्जा। अप्पुसुए जाव समाहीए तओ संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ५४३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી એક ગામથી બીજે ગામ જતાં હોય ત્યારે રસ્તામા વિકરાળ (મસ્ત થયેલ) બળદને જોઈને, અથવા કે ચિત્તા જેવું પ્રાણી વિકરાળ જોઈને, તેનાથી ડરીને આડા માર્ગે ન જવું એક રસ્તેથી બીજે રસ્તેથી તેણે ફેરફાર ન કરવો, કોઈ ઝાડી કે દુર્ગમાં પ્રવેશવું નહિ, વૃક્ષ પર ચડવું નહિ. મોટા, ખૂબ વિશાળ જળમા કાયા પધરાવવી નહિ આડ, આશરા કે શસ્ત્રની ઈચ્છા કરવી નહિ. ઉત્સુકતા વિના સમાધિથી તેણે જતનાપૂર્વક ગામેગામ વિહરવું

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से विहं सिया। सेज्जं पुण विहं जाणेज्जा. इमंसि खलु विहंसि बहवे आमोसगा उवकरणपडियाए संपिडिया गच्छेज्जा, णो तेसिं भीओ उम्मग्गं चेव जाव समाहीए तओ संजयामेव गामाणुगाम दूइज्जेज्जा ॥ ५४४ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી એક ગામથી બીજે ગામ જતા વચ્ચે કોઈ રાની દીર્ઘ માર્ગ હોય; વળી તે માર્ગની બાબતમાં તે એમ જાણે કે માર્ગ પર ઘણા ચોરો છે, તો ઉપકરણ લેવા ભેગા થઈને તે ફરે છે. તેમનાથી ડરી આડે માર્ગે જવું નહિ યાવત્ સમાધિપૂર્વક જતનાથી ગામેગામ વિહરવુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से आमोसगा संपिडिया गच्छेज्जा। तेणं आमोसगा एवं वदेज्जा :-"आउसंतो समणा, आहर एयं वत्थं वा पायं वा कंबलं वा पायपुंच्छणं वा, देहि, णिक्खिवाहि," तं णो देज्जा, णिक्खिवेज्जा, णो वंदिय वंदिय जाएज्जा, णो अंजलिं कट्टु जाएज्जा, णो कलुणपडियाए जाएज्जा", धम्मियाए जाएज्जा, तुसिणीयभावेण वा से णं आमोसगा "सयं करणिज्जं ति कट्टु अक्कोसंति वा, जाव उवद्दवंति वत्थं वा, पायं वा केवलं वा, पायपुंछणं वा अच्छिंदेज्ज वा जाव परिट्ठवेज्ज वा, त णं णो गामसंसारियं कुज्जा, णो रायसंसारियं

कुज्जा, णो परं उवसकमित्तु बूया "आउसंतो गाहावई, एते खलु मे आमोसगा उवकरण पडियाए 'सय जरणिज्जं' त्ति कट्टु अक्को संति वा जाव परिट्ठवेंति वा। एतप्पगारं मणं वा वयं वा णो पुरओ कट्टु विहरेज्जा, अप्पुस्सुए जाव समाहिए तओ संजयामेव गामाणुगामं दुइज्जेज्जा ॥ ५४५ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ જતાં હોય ત્યારે વચ્ચે તેમની પાસે ટોળીબંધ ચોરો આવે તે ચોરો તેમને એમ કહે, 'હે આયુષ્માન શ્રમણ, આ વસ્ત્ર, કે પાત્ર કે કંબલ કે પાદપૂંજણી તું લઈ આવ, આપ કે ફેંક તે દેવી નહિ, તે ફેંકવી નહિ. તેને હાથ જોડીને (જવા દેવાને) યાચવો નહિ. અંજલિ શિર પર કરી યાચવું નહિ, કરુણ આજીજી કરી યાચવુ નહિ, ધર્મનો વિચાર સમજાવી તેની પાસે જવા દેવા માગણી કરવી અથવા મૂંગા રહેવું તે ચોરો પોતાનું કર્તવ્ય માનીને જો બરાડા પાડે યાવત્ ઉપદ્રવ કરે વસ્ત્ર, પાત્ર, કંબલ, પગપોંજણી આચકી લે, ત્યાથી માડીને ફેંકી દે. તે ગામમા કથા ફેલાવવી નહિ, રાજાને વાત કહેવી નહિ બીજા પાસે જઈને કહેવું નહિ કે 'હે આયુષ્માન ગૃહસ્થ, આ ચોરો ઉપકરણો મેળવવા, પોતાનુ કર્તવ્ય માની મારા પર આક્રોસ કરે છે, યાવત્ ઉપકરણો ફેંકી દે છે. આ પ્રકારનું મન કે વચન આગળ કરીને ચાલવું નહિ. ઉત્સુકતા વિના સમાધિપૂર્વક જતના સહિત એક ગામથી બીજે ગામ વિહરવું જોઈએ.

मूलम्–एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वठेहिं सहिते सया जाएज्जासि त्ति बेमि ॥ ५४६ ॥

અર્થ–આ ખરેખર તે ભિક્ષુ અને ભિક્ષુણીની સામગ્રી (આચારવિચાર) સંબંધે છે સર્વ સ્થાને, ગુણસહિત પુરુષે સદા જતનાવંત રહેવું, એમ હું કહુ છુ

બારમું અધ્યયન પૂરુ થયુ

અધ્યયન ૧૩માનો પ્રથમ ઉદ્દેશક :

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा इमाइं वयायाराइं सोच्चा णिसम्म इमाइं अणायरियपुव्वाइं जाणेज्जा, जे कोहा वा वायं विउजंति, जे माणा वा, जे माणाए वा, जे लोभा वा वायं विउंजंति, जाणओ वा फरुसं वयंति, अजाणओ वा फरुसं वयंति; सव्व मेतं सावज्जं वज्जेज्जा विवेग मायाए ॥ ५४७ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી આ ભાષાના વ્રતના આચારો સાભળીને, લક્ષમા લઈને, આ પૂર્વના ઋષિએ ન આચરેલ (અનાચારો) જાણી લેવા જોઈએ. જે ક્રોધથી, માનથી, માયાથી કે લોભથી વાણીનો પ્રયોગ, અને જે જાણતા કે અજાણતાં કઠોર બોલે છે, એ બધું વિવેકનો આશરો લઈ સાવદ્યક્રિયા રૂપ હોવાથી તજવું જોઈએ

मूलम्–धुवं चेयं जाणेज्जा, अधुयं वा, असणं वा पाणं वा खाइमं वा साइमं वा लभिय णो लभिय, भुंजिय, णो भुंजिय, अदुवा आगते, अदुवा णो आगते, अदुवा एति, अदुवा णो एति,

अदुवाणहिति, अदुवा णो एहिति; एत्थवि आगते, एत्थवि णो आगते. एत्थवि एति, एत्थवि णो एति; एत्थवि एहिति, एत्थवि णो एहिति ॥ ५४८ ॥

અર્થ–(વળી કોઈની સાથે વાત કરતાં) આ નક્કી જાણજો, આ અનિશ્ચિત છે, તે અન્ન, પાણી, ખાદિમ કે સ્વાદિમ, પ્રાપ્ત કરશે કે નહિ કરે, તે (રસ્તામાં) ખાઈને આવશે, કે ખાઈને નહિ આવે, અથવા તે આવેલ છે, તે નથી આવેલ, અથવા તે નથી આવતો કે આવે છે, અથવા તે આવશે કે નહિ આવે, અહીં પણ આવેલ છે કે નથી આવેલ, વગેરે (નિશ્ચિત) રૂપ ભાર દઈ વચન તે બોલે નહિ.

मूलम्–अणुवीइ णिठाभासी समियाए संजए भासं भासेज्जा; तंजहा, एगवयणं, दुवयणं बहुवयणं, इत्थिवयणं पुरिसवयणं, णपुंसगवयणं, अज्झत्थवयणं. अवणीतवयणं, उवणीयवयणं, उवणीयावणीय-वयणं, अवणीय-उवणी-यवयणं, तीयवयणं, पडुप्पन्नावयणं, अणागतवयणं, पच्चक्खवयणं परोक्खवयणं, ॥ ५४९ ॥

અર્થ–વિચાર કરીને જ ભારપૂર્વક વચન બોલનાર તે સમિતિપૂર્વક સંયમથી ભાષા બોલે જેમકે એકવચન, દ્વિવચન, કે બહુવચન, સ્ત્રીલિંગ, કે પુંલ્લિગ, કે નપુંસકલિંગ, અધ્યાત્મ અથવા સારભૂત વચન, પ્રશંસાનુ વચન કે નિંદાનું વચન, સ્તુતિનિંદાથી મિશ્રવચન, કે નિંદાસ્તુતિવાળું વચન, ભૂતકાળનું કથન, વર્તમાનનુ કથન કે ભવિષ્યનું કથન, પ્રત્યક્ષનું કથન કે પરોક્ષનું કથન, (એ બધું વિચારે તે પછી બોલે.)

मूलम्–से एगवयणं वदिस्सामीति एगवयणं वदेज्जा, जाव परोक्खवयणं, वदिस्सामीति परोक्खवयणं वदेज्जा। इत्थी वे स, पुरिस वे स, णपुंसग वे-स, एवं वा वेयं, अण्णहा वा वेयं, अणुवीइ णिट्ठाभासी समियाए संजए भासं भासेज्जा, इच्चेयाइं आयतणाइं उवातिकम्म ॥ ५५० ॥

અર્થ–તેણે જ્યારે એકવચન બોલવાનો આશય હોય ત્યારે એકવચનમાં બોલે, યાવત્ પરોક્ષવચન બોલવાનો આશય હોય ત્યારે પરોક્ષ વચન બોલે આ સ્ત્રી છે કે આ પુરુષ છે કે આ નપુંસક છે, એ પ્રમાણે છે કે એ અન્ન પ્રકારે છે તે વિચારી ભાર દઈ બોલતાં સમિતિયુક્ત સંયમી ભાષા બોલે. તે આ દોષસ્થાનો ઓળગીને બોલે.

मूलम्–अह भिक्खू णं जाणेज्जा चतारि भासाजायाइं; तंजहा, सच्चमेगं पढमं भासज्जायं, बीयं मोसं, तइयं सच्चामोसं, जं णेव सच्चं णेव मोसं "असच्चामोसं" णाम त चउत्थं भासज्जातं ॥ ५५१ ॥

અર્થ–હવે તે ભિક્ષુએ જાણવું ઘટે કે ચાર પ્રકાર ભાષાના છે. તે આ પ્રમાણે–સત્ય જ એકલું એ પ્રથમ ભાષા પ્રકાર. બીજો જૂઠું, ત્રીજો સાચું–જૂઠું અને જે સાચું નહિ તેમજ જૂઠું નહિ તે અસત્ય–અમૃષા નામનો ચોથો ભાષાપ્રકાર છે.

मूलम्–से बेमि अतीता जेय पडुप्पन्ना जे य अणागता अरहंता भगवंता, सव्वे ते एयाणि चेव

चत्तारि भासज्जाइं भासिंसु वा भासंति वा भासिस्संति वा, पण्णविंसु वा पण्णवन्ति वा पण्णविस्स ति वा। सव्वाइं च णं एयाणि अचित्ताणि वण्णमंताणि गंधमंताणि रसवंताणि फासमंताणि चओवचइयाइं विपरिणामधम्माइं भवंतीति समक्खायाइं ॥ ५५२ ॥

અર્થ–(સુધર્મસ્વામી ભગવંત કહે છે) હું એમ કહું છું કે પૂર્વના, હાલના, ભવિષ્યના તીર્થંકરો હશે, તે બધા આ જ ચાર ભાષા પ્રકારો જણાવે છે, તેમણે જણાવ્યા છે કે જણાવશે. નિરુપ્યા છે, નિરૂપે છે અને નિરૂપશે આ સર્વ ભાષાવર્ગણાના પુદ્‌ગલો અચિત છે, તે વર્ણવાળા છે, ગંધવાળાં છે, રસવાળાં છે, સ્પર્શવાળા છે અને ચય–ઉપચય અને વિનાશના સ્વભાવવાળા છે (અર્થાત્ મૂર્તદ્રવ્ય છે), એમ સર્વજ્ઞોએ જણાવ્યુ છે.

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा, पुव्वं भासा अभासा, भासमाणा भासाभासा भासासमय-वितिक्कंता भासिया भासा अभासा ॥ ५५३ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણીએ (બોલવા) પૂર્વની ભાષાને અભાષા જાણવી, બોલતી ભાષાને ભાષા જાણવી અને બોલવાનો સમય પસાર થઈ ગયો તે બોલાતી ભાષાને અભાષા જાણે.

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा जाय भासा सच्चा, जायभासा मोसा, जाय भासा सच्चामोसा, जाय भासा असच्चामोसा, तहप्पगारं भासं सावज्जं सकिरियं कक्कस कडुयं णिट्ठुरं फरुसं अण्हयकरिं छेदकरिं परितावणकरिं उवद्दवकरिं भूतोवघाइयं, अभिकंख णो भासं भासेज्जा ॥ ५५४ ॥

અર્થ–વળી તે ભિક્ષુ કે ભિક્ષુણી જે આ સાચી ભાષા છે, જે આ ખોટી ભાષા છે, જે આ સત્યાસત્ય ભાષા છે કે જે અસત્યામૃષા ભાષા છે તે જાણી લે તેવા પ્રકારની કે જે ભાષા સાવદ્ય, સક્રિય, કર્કશ, કડવી, નિષ્ઠુર, કઠોર, આશ્રવ કરનાર, છેદ કરનાર, સંતાપ કરનાર, ઉપદ્રવકારી કે જીવને પીડા કરનારી, એવી ભાષા ઇચ્છાપૂર્વક બોલવી ન જોઈએ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा से जं पुण जाणिज्जा, जाय भासा सच्चा सुहुमा जाय भासा असच्चामोसा तहप्पगारं भासं असावज्जं अकिरियं जाव अभूओवघाइयं अभिकंख भासं भासेज्जा ॥ ५५५ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી તે જે ભાષાને, સાચી અને સૂક્ષ્મ જાણે કે જે ભાષાને અસત્ય–અમૃષા જાણે તે પ્રકારની અસાવદ્ય, અક્રિય યાવત્ પ્રાણીને ઇજા ન કરનારી ભાષા વિચારીને તેણે બોલવી જોઇએ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा पुमं आमंतेमाणे, आमंतिते वा अपडिसुणमाणे णो एवं वदेज्जा;–होले–ति वा, साणे ति वा, तेणे ति वा, चारिए ति वा, माई ति वा, मुसावादी ति वा, एयाइं तुमं, इतियाइं ते जणगा। एतप्पगारं भासं सावज्जं जाव अभिकंख-णो भासेज्जा ॥ ५५६ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી કોઈ પુરૂષને બોલાવે ત્યારે કે કોઈ પુરુષ દ્વારા આમંત્રિત હોય ત્યારે કે કોઈ તેનું વચન ન સ્વીકારે ત્યારે તેણે આ પ્રમાણે બોલવું ન જોઈએ, હે મૂર્ખ, હે કૂતરા, હે ચોર, હે જાસૂસ, હે જૂઠું બોલનાર, અથવા આવો તું છે અથવા આવા તારા માબાપ છે આવા પ્રકારની સાવદ્ય ભાષા યાવત્ વિચાર કરીને તેણે બોલવી ન જોઈએ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा पुमं आमंतेमाणे आमंतिए वा अपडिसुणमाणे एवं वदेज्जा :– अमुंगति वा, आउसो ति वा, आउसंतो ति वा, सावगेति वा, उपासगेति वा, धम्मिएति वा, धम्मपियेति वा। एयप्पगारं भासं असावज्जं जाव अभूतोवघातियं अभिकख भासेज्जा ॥ ५५७ ॥

અર્થ–તે ભિક્ષુએ કે તે ભિક્ષુણીએ આમંત્રણ આપતા કે સંબોધન પામતા કે અસ્વીકાર કરતા બીજા પુરુષને આમ સંબોધવો જોઈએ, હે અમુક, હે આયુષ્માન્, હે મહાશય, હે શ્રાવક, હે ઉપાસક, હે ધાર્મિક, હે ધર્મપ્રિય, આ પ્રકારની અસાવદ્ય અક્રિય યાવત્ જીવોને પીડા ન કરનારી ભાષા વિચારીને તેણે બોલવી જોઈએ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा इत्थी आमंतेमाणे आमन्तिते य अपडिसुणमाणी नो एवं वदेज्जा –होलेति वा, गोलेति वा, इत्थिगमेणं णेतव्वं ॥ ५५८ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણીએ, બોલાવતા, સંબોધન પામતા કે તે સ્ત્રી અવગણના કરે ત્યારે તેને એમ ન કહેવુ, હે મૂર્ખી, હે દાસી, એમ સ્ત્રી સંબંધે કલ્પી લેવું (તેમ બોલવુ નહિ)

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा इत्थियं आमंतेमाणे आमंतिए य अपडिसुणमाणी एवं वदेज्जा; आउसो ति वा, भगिणि ति वा, भगवति ति वा, साविगे ति वा, उवासिए ति वा, धम्मिए ति वा, धम्मप्पिए ति वा। एतप्पगारं भासं असावज्जं जाव अभिकख भासेज्जा ॥ ५५९ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે કોઇ સ્ત્રીને બોલાવે કે તેના વડે બોલાવાય કે તે ઉપેક્ષા કરે ત્યારે આમ બોલવું જોઈએ, હે સન્નારી, હે આયુષ્મતી, હે બહેન, હે પૂજ્યા. હે શ્રાવિકે, હે ઉપાસિકે, હે ધાર્મિકે, હે ધર્મપ્રિયે, એ પ્રકારની અસાવદ્ય ભાષા વિચારીને તેણે બોલવી જોઇએ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा णो एवं वदेज्जा :–णभोदेवे ति वा, गज्जदेवे ति वा, विज्जुदेवे ति वा, पवुट्ठदेवे ति वा, निवुट्ठदेवे ति वा, पडउ वासं, मावा पडउ, णिपज्जउ वा सस्सं, मावा णिपज्जउ, विभायउ वा रयणी, मावा विभायउ; उदउ वा सूरिए, मावा उदउ सो वा राया जयउ, मा वा। णो एतप्पगारं भासं भासेज्ज पण्णवं ॥ ५६० ॥

અર્થ–એ (આર્હંત સિદ્ધાંતવાળો) ભિક્ષુ કે ભિક્ષુણીએ એમ બોલવું નહિ; આ આકાશમા દેવ છે (વરસાદ છે), આ ગર્જનામા વરસાદ છે, આ વીજળી વરસાદ સૂચવે છે, વરસાદ ખૂબ વરસ્યો, વરસાદ નિષ્ફળ થયો, વરસાદ પડો કે વરસાદ પડો નહિ, ધાન ઉપજે વા ન ઉપજે, રાતનુ પ્રભાત થાઓ કે ન થાઓ, સર્યોદય થાઓ કે તે ન થાઓ, રાજા જય પામો કે તે જય ન પામો આ પ્રકારની ભાષા બુદ્ધિમાન બોલે નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अंतलिक्खे ति वा, गुज्झाणुचरिएति वा, समुच्छिए वा णिवइए पओए, एवं वदेज्ज वा, वुट्ठे वलाहगेति ॥ ५६१ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણીએ અતરિક્ષ સબધે વાદળ હોય, કે વાદળ અદૃશ્ય હોય, વાદળ નીચે આવ્યુ હોય ત્યારે એમ બોલવું કે વાદળ વરસ્યુ છે

मूलम्-एय खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गिय ॥ ५६२ ॥

અર્થ–એ પ્રમાણે ખરેખર તે મુનિ કે સાધ્વીની આચારસામગ્રી છે ૫૬૨

પહેલો ઉદ્દેશક પૂરો થયો.

અધ્યયન ૧૩માનો દ્વિતીય ઉદ્દેશક

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा जहावेगइयाइ रुवाइं पासेज्जा तहावि ताइ णो एवं वदेज्जा, तंजहा, गंडी गडीति वा, कुट्ठो कुट्ठो ति वा, जाव, महुमेही महुमेहिति वा, हत्थच्छिण्णे हत्थच्छिण्णे ति वा, एव पाद-णक्क-कण्ण-उट्ठ-च्छिण्णे ति वा। जेया वन्ने तहपगारा तहप्पगाराहिं भासाहिं अभिकंख णो भासेज्जा ॥ ५६३ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે કેટલાક (રોગી) સ્વરૂપના માણસો જુએ તો પણ તેમને એમ કહે નહિ, જેમ કે ગડમાળવાળાને તે ગડી ન કહે. કોઢિયાને કોઢિયો ન કહે, યાવત્ પ્રમેહવાળાને મીઠી પેશાબનો રોગી એમ ન કહે, હાથકટ્ટાને હાથકટ્ટો એમ, પગ–નાક–કાન–હોઠ કપાયેલાને તે પ્રમાણે ન બોલાવે જે વળી તેના જેવા પ્રકાર છે તે પ્રકારની ભાષામા વિચારીને પ્રવર્તવુ નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा जहावेगइयाइ रुवाइं पासेज्जा तहावि ताइं एवं वदेज्जा: ओयंसी ओयंसीति वा, तेयंसी तेयंसीति वा, वच्चंसी वच्चंसीति वा, जसंसी जसंसीति वा, अभिरुवं अभिरुवेति वा, पडिरुयं पडिरुवेति वा, पासादियं पासादियेति वा, दरिसणिज्ज दरिसणीएति वा। जेयावण्णे तहप्पगारा एयप्पगाराहिं भासाहि बूइया बूइया नो कुप्पंति माणवा, तेयावि तहप्पगारा एयप्पगाराहिं भासाहिं अभिकंख भासेज्जा। तहप्पगारं भासं असावज्जं जाव भासेज्जा ॥ ५६४ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે કેટલાક (પ્રતાપી) સ્વરૂપના માણસો જુએ ત્યારે તેમને આ પ્રમાણે બોલાવે, ઓજસ્વીને ઓજસ્વી કહે તેજસ્વીને તેજસ્વી, વર્ચસ્વીને (પ્રતાપીને) વર્ચસ્વી કહે. યશસ્વીને યશસ્વી, સ્વરૂપવાનને સ્વરૂપવાન, લાયકને લાયક, આહ્‌લાદકને આહ્‌લાદક, અથવા દર્શનીયને દર્શનીય કહે. જે આ તે પ્રકારે છે તેને તે પ્રકારની ભાષાથી બોલાવે તો બોલાવેલા કોપે નહિ. તેથી તેમના પ્રત્યે આ પ્રકારની ભાષાથી વિવેક પૂર્વક બોલવું. તે પ્રકારની ભાષા અસાવદ્ય યાવત્ પ્રાણીઓને ઉપદ્રવ ન કરનારી છે, તેવી બોલાવી જોઈએ.

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा जहा वेगतियाइ रुवाइ पासेज्जा, तंजहा, वप्पाणि वा, जाव भवणगिहाणि वा, तहाविताइ णो एवं वदेज्जा, तंजहा, सुणकडे इ वा, साट्ठकडे इ वा कल्लाणे इ वा, करणिज्जे इ वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा ॥ ५६५ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે કેટલાક (ગૃહાદિના) રૂપો જુએ, જેમકે ગઢની દિવાલો, યાવત્ માળવાળી હવેલીઓ. તે પ્રકારના રૂપો બાબત એમ કહે નહિ; જેમકે આ મકાન સરસ બનાવ્યુ છે, આ સારી રીતે બનાવ્યુ છે, આ મકાન કર્યું તે સારું છે, કલ્યાણમય છે કે કર્તવ્ય છે એ પ્રકારો સાવદ્ય છે તેથી બોલવા નહિ

मूलम्–से भिक्खु वा भिक्खुणी वा जहावेगाइयाइं रुवाइं पासेज्जा, तंजहा, वप्पाणि वा, जाव, भवणगिहाणि वा, तहावि ताइं एवं वदेज्जा, तंजहा, आरंभकडे ति वा, सावज्जकडे ति वा पयत्तकडे ति वा, पासाइयं पासादिए ति वा, दरिसणीय दरिसणीए ति वा, अभिरुवं अभिरुवेत्ति वा, पडिरुवं पडिरुवे ति वा। एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा ॥ ५६६ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે કેટલાક (ગૃહાદિના) રૂપો જુએ, જેમ કે ગઢની દિવાલ, યાવત્ માળવાળી હવેલીઓ, છતાં પણ તે રૂપો સંબધે એમ કહે, આ હિંસા દ્વારા બનાવેલ છે, આ સાવદ્યકર્મથી બનેલ છે, આ પ્રયત્નથી કરેલ છે તે આહ્‌લાદક હોય તો આહ્‌લાદક કહે, દર્શનીય હોય તો સુંદર કહે, આદર્શરૂપ હોય તો આદર્શરૂપ કહે આ પ્રકારની ભાષા અસાવદ્ય છે, એમ માનીને બોલવી જોઈએ

मूलम्–से भिक्खू वा, भिक्खुणी वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा उवक्खडिय पेहाए, तहावि तं णो एवं वदेज्जा, तंजहा,–सुकडे ति वा, सुट्ठकडे ति वा, साहुकडे ति वा कल्लाणे ति वा, करणिज्जे ति वा एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा ॥ ५६७ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે અન્ન, પાણી, નાસ્તો કે મુખવાસ જુએ, તેને તૈયાર કરેલ જુએ છતા પણ આ પ્રમાણે ન બોલે, આ સારી રીતે બનાવેલ છે, આ સરસ બનાવેલ છે, આ બનાવનારને સાબાશી છે, આ કલ્યાણમય છે, આ કરવા યોગ્ય છે એ પ્રકારની વાણી સાવદ્ય યાવત્ પ્રાણીઓને પીડા કરનારી ન બોલવી જોઈએ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा उवक्खडियं पेहाए एवं वदेज्जा, तंजहा, आरंभकडे ति वा, सावज्जकडे तिवा, पयत्तकडे ति वा, भद्द भद्दएति वा, ऊसट्ठं ऊसढे ति वा, रसियं रसिए ति वा, मणुण्णं मणुण्णे ति वा। एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा ॥ ५६८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે તૈયાર કરેલુ ભોજન, પાણી, ઉપહાર કે મુખવાસ તૈયાર કરેલુ જોઈને આ પ્રમાણે કહેશે, જેમકે આ હિંસાથી તૈયાર કરેલ છે, આ સાવદ્યકર્મથી તૈયાર થયુ છે, આ પ્રયત્નપૂર્વક તૈયાર કર્યુ છે રૂડુ હોય તો રૂડુ, ઉત્તમ પ્રકારનુ હોય તો ઉત્તમ, રસમય હોય તો રસમય, અને મનોહર હોય તો મનોહર, એમ અસાવદ્ય યાવત્ બોલે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा मणुस्सं वा गोणं वा, महिसं वा, मिगं वा, पसु वा, पक्खिं वा, सिघिसिघ वा, जलथर वा,-से तं परिवूढकायि-पेहायं णो एवं वदेज्जा, थुल्ले ति वा, पमेतिले ति वा, वट्टे ति वा वज्झे तिवा, पाइमे ति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा ॥ ५६९ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીએ, મનુષ્યને, બળદને, પાડાને, હરણને કે પશુને કે પખીને કે પખીના પીછાને, અથવા સ્થલચરને, તેને ખૂબ વિશાળકાયાવાળુ જોઈને એમ ન કહેવુ જોઈએ કે આ સ્થૂલ છે, આ ચરબીવાળુ છે, આ ગોળ છે, આ હણવા યોગ્ય છે, આ રાધવા યોગ્ય છે એ પ્રકારની ભાષા જે સાવદ્ય તે મુનિ બોલે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा मणुस्सं जाव जलयरं वा से त्त परिवूढकायं पेहाए एवं वदेज्जा :-परिवूढकाए ति वा, उवचितकाए ति वा, उवचितमंससोणिए ति वा, थिरसंघयणे ति वा, वहुपडिपुण्णइंदिए ति वा, एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा ॥ ५७० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીએ મનુષ્યને યાવત્ સ્થળચરને, તેને ખૂબ વિશાળકાયાવાળુ જોઈને એમ કહેવુ, આ વિશાળકાયાવાળુ છે, આ વધેલી કાયાવાળુ છે, આના માસરક્ત વિકાસ પામ્યાં છે, તેનુ બધારણ મજબૂત છે, તેની ઈદ્રિયો ખામી વગરની છે' આ પ્રકારની અસાવદ્ય ભાષા તેણે બોલવી

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा विरुवरुवाओ गाओ पेहाए णो एवं वदेज्जा, तंजहा, गाओ दोज्झा ति वा, दम्मा इ वा गोहरा, वाहिमा ति वा रहजोग्गा ति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा ॥ ५७१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીએ જુદાજુદા પ્રકારના ગાયબળદ જોઈને એમ ન બોલવુ, જેમકે, આ ગાયો દોહવા જેવી છે, આ બળદો પલોટવા જેવા છે, વહન કરવા યોગ્ય કે રથે જોડવા યોગ્ય છે એવા પ્રકારની સાવદ્ય ભાષા બોલવી નહિ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा विरूवरूवाओ गाओ पेहाए एवं वदेज्जा, तंजहा :–जुवं गवे ति वा, धेणू ति वा, रसवती ति वा; हस्से ति वा महल्लए ति वा, महव्वए ति वा, संवाहणे ति वा। एयप्पगारं भासं असावज्जं जाव अभिकख भासेज्जा ॥ ५७२ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જુદાજુદા પ્રકારનાં ગાય–બળદો જોઈને આમ બોલે, જેમકે આ યુવાન બળદ છે, આ ગાય છે તે ગોરસવાળી છે, આ નાનું છે, આ વાછરડું મોટું છે, આ બહુ ખર્ચવાળું છે, આ વાહનમાં બંધાતું છે. એ પ્રકારની અસાવદ્ય ભાષા મુનિએ બોલવી

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा तहेव गंतु मुज्जाणाइं पव्वयाइ वणाणि वा रुक्खा महल्ला पेहाए णो एवं वदेज्जा, तंजहा :–पासायजोग्गा ति वा, तोरणजोग्गा ति वा, गिहजोग्गा त वा, फलिहजोगा ति वा, अग्गल–णावा उदगदोणि पीठ–चंगवेर–णंगल कुलिय जंतलट्ठि–णालि गंडी आसण–सयण जाण उवस्सय जोग्गा ति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा ॥ ५७३ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી ઉદ્યાનોમા કે પર્વતો પર જઈને કે વનમા જઈને કે મોટાં વૃક્ષો જોઈને એમ બોલે નહિ, જેમકે આ મહેલ બનાવવા યોગ્ય છે, આ (પર્વતો કે વૃક્ષો) તોરણ (કમાન) બનાવવાને લાયક, આ ઘર બનાવવા લાયક છે, આ આગળિયો બનાવવા લાયક છે, કે આગળિયાની પટ્ટી, પાણીનું વાસણ, બાજોઠ, કાષ્ઠનું પાત્ર, લગર (કે હળ), નાની નળી, યત્રની લાકડી, મોટી નાલિકા, સોનીનું સાધન, આસન, પથારી કે મકાનમા યોગ્ય છે, એમ સાવદ્ય ભાષા બોલે નહિ

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा तहेव गंतु मुज्जाणाइ पव्वयाणि वणाणिय, रुक्खा महल्ला पेहाए एवं वदेज्जा, तंजहा, जातिमंता ति वा, दीहवट्टा ति वा, महालया ति वा, पयायसाला ति वा, विडिमसाला ति वा, पासाद्दिया ति वा, जाव पडिरूवा ति वा, एयप्पगारं भासं असावज्ज जाव अभिकख भासेज्जा ॥ ५७४ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી પર્વતો કે ઉદ્યાનો પર જઈને, અથવા વનમાં જઈને, મોટા વૃક્ષોને જોઈને એમ બોલે, જેમકે આ વૃક્ષો ઉત્તમ પ્રકારનાં છે, તે મોટા અને ગોળ છે, તે વિશાળ છે, તે વિકસેલી શાખાવાળાં છે, તે કાચી શાખાવાળાં છે, તે મનોહર છે યાવત્ અજોડ છે, એવા પ્રકારની અસાવદ્ય ભાષા મુનિ વિચારપૂર્વક બોલે.

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा बहुसंभूता वणफला पेहाए तहावि ते णो एवं वदेज्जा, तंजहा :–पक्का ति वा, पायखज्जा ति वा, वेलोचिया ति वा, टाला ति वा, पेहियाति वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा ॥ ५७५ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે બહુ એકઠા થયેલ વનફળો જુએ ત્યારે એમ બોલે નહિ, જેમકે આ ફળો પાકેલા છે પકવીને ખાવા યોગ્ય છે, તેની પકવવાની વેળા આવી છે, તેના ઠળિયા થયા નથી, તે બે ફાડિયાં કરવા લાયક છે, એવી અસાવદ્ય ભાષા યાવત્ બોલવી નહિ

મૂલમ્–से भिक्खू वा भिक्खुणी वा वहुसंभूतफला अंबा पेहाए एवं वदेज्जा, तंजहा –असंथडा ति वा, वहुणिवट्टिमफला ति वा, वहुसंभूया ति वा, भूतरुवा ति वा। एयप्पगारं भासं असावज्जं जाव भासेज्जा ॥ ५७६ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે બહુ કેરી ઉત્પન્ન થયેલ આંબાને જુએ તે વખતે આમ બોલે; જેમકે આ વૃક્ષો પરસ્પર ગીચ નથી, બહુ ફળ પેદા કરનારા છે, આ ફળો બહુ પાકયાં છે, અથવા તે પોતાના રૂપ પર પહોંચ્યાં છે. એ પ્રકારની અસાવદ્ય વાણી મુનિ વિચાર-પૂર્વક બોલે

મૂલમ્–से भिक्खू वा भिक्खुणी वा वहुसंभूयाओ ओसहीओ पेहाए तहावि ताओ णो एवं वदेज्जा, तंजहा :–पक्का ति वा, नीलिया ति वा छवी इ वा, लाइमा इ वा, भज्जिमा इ वा, वहुखज्जा इ वा। एयप्पगारं भासं सावज्जं जाव णो भासेज्जा ॥ ५७७ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી બહુ સારી રીતે ઉગેલી વનસ્પતિઓને જોઈને એમ ન બોલે, જેમકે આ વનસ્પતિ પકવ છે, આ કાચી છે, આ રંગબેરંગી, આ ફરી રોપવા લાયક છે, આ ભાગવા લાયક આ બહુ ખાવા લાયક છે, એમ સાવદ્ય ભાષા મુનિ બોલે નહિ

મૂલમ્–से भिक्खू वा भिक्खुणी वा वहुसंभूयाओ ओसहीओ पेहाए तहावि एवं वदेज्जा, तंजहा :–रुढा ति वा, वहुसंभूता ति वा, थिराति वा, ऊसढा ति वा, गब्भिया ति वा, पसुया ति वा ससराउ ति वा। एयप्पगारं असावज्जं जाव भासेज्जा ॥ ५७८ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે ખૂબ ઉત્પન્ન થયેલ વનસ્પતિ જુએ ત્યારે પણ આમ બોલે, જેમકે આ વનસ્પતિઓ ઉગી છે, ખૂબ ઉપજી છે, સ્થિર છે, ઉત્તમ પ્રકારની છે, ગર્ભમા સાગ્વાળી છે, ઉત્પન્ન થયેલ છે કે નસોવાળી છે એ પ્રકારની અસાવદ્ય વાણી મુનિ બોલે

મૂલમ્–से भिक्खू वा भिक्खुणी वा जहावेगइयाइ सद्दाइ सुणेज्जा तहावि एयाइं णो एवं वदेज्जा, तंजहा –सुसद्दे ति वा दुस्सद्दे ति वा। एयप्पगारं सावज्जं जाव णो भासेज्जा। तहावियाइ एवं वदेज्जा, तंजहा:–सुसद्द सुसद्दे ति वा, दुसद्द दुसद्दे ति वा। एयप्पगारं असावज्जं जाव भासेज्जा ॥ ५७९ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી કેટલાક અવાજો સાભળે તો પણ તેને એને માટે એમ ન કહે, 'આ સારો શબ્દ છે, આ બૂરો અવાજ છે' એ પ્રકારનું સાવદ્ય વચન તે બોલે નહિ તે પ્રકારોની બાબતમા આમ બોલે, જેમકે સારા અવાજને સારો અવાજ કહે, કર્કશ અવાજને કર્કશ કહે એ પ્રકારે અસાવદ્ય ભાષા મુનિ બોલે

મૂલમ્–एवं रुवाइ कण्हे ति वा, गंधाइ सुब्भिगंधे ति वा रसाइ तित्ताणि वा फासाइं कक्खडाणि वा ॥ ५८० ॥

અર્થ-એ પ્રમાણે રૂપો કાળા અથવા....ગંધો સુવાસ અથવા ...રસો કડવા અથવા....સ્પર્શો ખરબચડા અથવા સમજી લેવા.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा वंता कोहं च, माणं च, मायं च, लोभ च, अणुवीइ णिट्ठाभासी. णिसम्मभासी, अतुरियभासी, विवेगभासी समियाए संजते भासं भासेज्जा ॥ ५८१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ક્રોધ, માન, માયા ને લોભના વમનારા, વિચાર કરીને નિશ્ચયથી બોલનાર, સાંભળી, લક્ષમાં લઈને બોલનાર, ધીમે બોલનાર, વિવેકથી બોલનાર સંયમી અને અસાવદ્ય ભાષા બોલનાર હોય છે.

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ५८२ ॥

અર્થ-એ પ્રમાણે ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીની આચારની સામગ્રી છે.

બીજો ઉદ્દેશક પૂર્ણ થયો.

અધ્યયન ૧૩માનો પ્રથમ ઉદ્દેશક

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा वत्थं एसित्तए। से ज्जं पुण वत्थं जाणेज्जा, तंजहा,-जंगियं वा, भंगियं वा साणयं वा, पोत्तयं वा, खोमियं वा, तूलकडं वा, तहप्पगारं वत्थं ॥ ५८३ ॥

અર્થ-(અહીં વસ્ત્ર મેળવવાનો વિધિ કહેવાય છે.) તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે વસ્ત્રની તપાસ કરવા ઇચ્છે ત્યારે તે જો જાણે કે આ વસ્ત્ર પશુના વાળનું છે, મિશ્રિત છે, કે શણના પાદડાથી બનેલ, સુવાળા રૂનુ કે અર્કાદિ રૂનું છે તો તેવા પ્રકારનું વસ્ત્ર ...

मूलम्-जे णिग्गंथे तरुणे जुगवं बलुवं अप्पायंके थिरसंवयणे, से एगं वत्थं धारेज्जा, णो वितियं। जा णिग्गंथी सा चत्तारि संघाडीओ धारेज्जा :-एगं दुहत्थवित्थारं, दो तिहत्थवित्थाराओ, एगं चउहत्थ वित्थारं। एएहिं वत्थेहिं अविज्जमाणेहिं अह पच्छा एगमेगं संसीविज्जा ॥ ५८४ ॥

અર્થ-જે જુવાન નિર્ગ્રંથ (જૈન) મુનિ, સમયના ઉપદ્રવ રહિત, બળવાન, અલ્પ જે રોગપીડિત, સ્થિર બાધાવાળા હોય તે એક વસ્ત્ર ધારણ કરે, બીજું નહિ જે નિર્ગ્રંથી (સાધ્વી) હોય ને ચાર સાડી ધારણ કરે એક બે હાથ પહોળી, બીજી બે-ત્રણ હાથ પહોળી અને ચોથી ચાર હાથ પહોળી આ વસ્ત્રો ન વિદ્યમાન હોય તો પછી વસ્ત્રોને પરસ્પર સીવી લેવા

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा परं अद्धजोयणमेराए वत्थपडियाए नो अभिसंधारेज्जा गमणाए ॥ ५८५ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીએ વસ્ત્ર ગવેષણાને માટે અર્ધ યોજનથી બહાર જવાને સકલ્પ ન કરવો ઘટે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा, अस्सिंपडियाए एगं साहम्मियं समुद्दिस्स पाणाइं, (जहा पिंडेसणाए) ॥ ५८६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે આ વસ્ત્ર એક જૈન મુનિને, આને માટે પ્રાણાદિની હિંસા કરીને બનાવ્યુ છે.. તો પિંડેષણા પ્રમાણે અત્ર સમજવુ

मूलम्-एवं-बहवे साहम्मिया, एगं साहम्मिणि, बहवे साहम्मिणीओ, बहवे समण माहणा, तहेव पुरिसंतरकडं (जहा पिंडेसणाए) ॥ ५८७ ॥

અર્થ-એ જ પ્રમાણે બહુ જૈનસાધુઓ, એક સાધ્વી, બહુ સાધ્વીઓ, બહુ શ્રમણ બ્રાહ્મણોને ઉદ્દેશી અન્યપુરૂષ માટે કરેલું ન સ્વીકારવુ, પણ તે પુરુષે જો સ્વીકારી લીધુ હોય તો તે લેવુ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण वत्थं जाणेज्जा, अस्संजए भिक्खुपडियाए कीतं वा, धोयं वा, रत्तं वा, घट्ठं वा, मट्ठं वा, संसट्ठ वा, संपधूमितं वा, तहप्पगारं वत्थं अपुरिसंतरकडं जाव णो पडिगाहेज्जा। अहपुण एवं जाणेज्जा, पुरिसंतरकडं जाव पडिगाहेज्जा ॥ ५८८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી વસ્ત્ર બાબત એમ જાણે કે ગૃહસ્થે ભિક્ષુને માટે જ ખરીદ્યુ છે, ધોયુ છે, રગ્યુ છે, લીસુ કર્યું છે, બરાબર સમારાવ્યુ છે, સધાવ્યુ છે, સુગધી કરાવ્યુ છે, તો તે પ્રકારે અન્ય માણસ માટે ન બનેલ વસ્ત્ર તેણે સ્વીકારવુ નહિ પણ જો જાણે કે બીજા પુરુષ માટે બનેલુ છે તો તે સ્વીકારશે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण वत्थाइं जाणेज्जा विरूवरूवाइं महद्धणमोल्लाइं, तंजहाः-आजिणाणि वा, सहिणाणि वा, सहिणकल्लाणाणि वा, आयाणि वा, कायकाणि वा, खोमियाणि वा, दुगुल्लाणि वा, पट्टाणि वा, मलयाणि वा, पतुण्णाणि अंसुयाणि वा, चीणसुयाणि वा, देसरागाणि वा, अमिलाणि वा, गज्जलाणि वा, फालियाणि वा, कायहाणि वा, कंबलगाणि वा, पावरणाणि वा, अण्णयराणि तहप्पगाराइं वत्थाइं महद्धणमोल्लाइं लाभे संते णो पडिगाहेज्जा ॥ ५८९ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એમ જાણે કે આ વિવિધ વસ્ત્રો બહુ ભારે ધનના મૂલ્યવાળા છે, જેમકે ચામડાના વસ્ત્ર, સૂક્ષ્મ વસ્ત્ર, સૂક્ષ્મ અને શોભે તેવા, અજ અર્થાત બકરાના રોગના, અલપાકા જેવા ઇંદ્રનીલવર્ણના કપાસના, સામાન્ય કપાસના, રેશમના, પટ્ટના સૂત્રમાથી બનેલા, મલયદેશમા ઉત્પન્ન, વલ્કલના તતુઓથી બનેલા, બીજા દેશના ઉત્તમ કોટિનાં, કે ચીનના રેશમી, દેશના રગ વાળા, ન બગડેલા, ગજવેલ જેવા, સ્ફટિક જેવા, લીલા

રૂથી બનેલાં, (પાઠાંતર कायकाणि છે) કામળા, કે ચાદરો, કે તેવા પ્રકારનાં બીજાં મહા મૂલ્યવાન વસ્ત્રો મળે છતાં મુનિ (મોહનું કારણ સમજી તેને) સ્વીકારશે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण आईणपाउरणाणि वत्थाणि जाणेज्जा, तंजहा; उद्दाणि वा पेसाणि वा, पेसलेसाणि वा, किण्हमिईणगाणि वा, णीलमिगाईणगाणि वा, गोरमिगाणईगाणि वा, कणगाणि वा, कणगकंताणि वा, कणगपट्टाणि वा, कणगखइयाणि वा, कणगफुसियाणि वा, वग्घाणि वा, विवग्घाणि वा, आभरणाणि वा, आभरणविचित्ताणि वा, अण्णयराणि वा. तहप्पगाराणि आईण पाउरणाणि वत्थाणि लाभे संते नो पडिगाहेज्जा ॥ ५९० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જે વસ્ત્રો પશુચર્મમાંથી નિષ્પન્ન વસ્ત્રો જાણે, જેમકે ઉદ્રમત્સ્યમાથી ઉત્પન્ન, (સિંધ પ્રદેશે), તેવા ત્યાનાં જ, વળી સુવાળા, કૃષ્ણમૃગના અજિન (ચર્મ)ના કે નીલમૃગના ચર્મના કે સફેદ મૃગના ચર્મના, કે સોનેરી, કે સોનેરી જેવા સુંદર, કે સોનેરી પટ્ટાવાળા, કે સોનેરી વડે ગૂંથેલા, કે સોનેરી બુટ્ટા મૂકેલ, કે વાઘના ચામડાનાં, કે વિશેષ પ્રકારના વાઘના, (પાઠાંતર વિગાઇ વરુનાં ચામડાના) આભરણ રૂપ કે આભરણ એટલે શણગારથી વિચિત્ર એવા પ્રકારનાં બીજાં ચર્મ નિષ્પન્ન વસ્ત્રો મળે તો પણ મુનિ ગ્રહણ કરશે નહિ

मूलम्-इच्चेयाइं आयतणाइं उवातिकम्म अह भिक्खू जाणेज्जा चउहिं पडिमाहिं वत्थं एसित्तए ॥ ५९१ ॥

અર્થ-એમ આ કર્મબંધના સ્થાનો ઓળંગીને ચાર પ્રતિમાઓ (અભિગ્રહ વિશેષ) સહિત વસ્ત્ર એષણાને જાણશે

मूलम्-तत्थ खलु इमा पढमा पडिमा-से भिक्खू वा भिक्खुणी वा उद्दिसिय वत्थ जाएज्जा, तंजहा, जंगिय वा भंगियं वा, साणयं वा, पोत्तयं वा, खोमियं वा, तूलकडं वा, तहप्पगारं वत्थं सयं वा णं जाएज्जा, परो वा णं देज्जा. फासुयं एसणीयं लाभे संते पडिगाहेज्जा। पढमा पडिमा ॥ ५९२ ॥

અર્થ-ત્યાં પહેલો ખરેખર સંકલ્પ એવો કે ભિક્ષુ કે ભિક્ષુણી પોતે સંકલ્પ રાખીને વસ્ત્ર યાચે, જેમકે, પશુના વાળનું, મિશ્ર, શણ વગેરેનું, પત્રાદિકનું, રૂનું, આકડા વગેરેનું વસ્ત્ર પોતે યાચી લે કે બીજો આપે, તેનો લાભ થાય તો તે સ્વીકારે. આ પહેલી પ્રતિમા

मूलम्-अहावरा दोच्चा पडिमा-से भिक्खू वा भिक्खुणी वा पेहाए पेहाए वत्थं जाएज्जा, तंजहा, गाहावती वा, जाव, कम्मकरी वा,-से पुव्वामेव आलोएज्जा, "आउसो" त्ति वा, "भगिणि त्ति" वा, "दाहिसि मे एत्तो अण्णतरं वत्थं?" तहप्पगारं वत्थं सयं वा णं जाएज्जा, परो वा से देज्जा, जाव फासुय एसणीयं लाभे संते पडिगाहेज्जा दोच्चा पडिमा ॥ ५९३ ॥

અર્થ-હવે અનેરી બીજી પ્રતિમા તે ભિક્ષુ કે ભિક્ષુણી જોઈને (પહેલી પ્રતિમામા તે લાગલુંજ

મળવુ જોઈએ અહીં જોવાની છૂટ છે.) વસ્ત્ર યાચે. તે આ પ્રમાણે કે ગૃહસ્થથી માંડી દાસીપર્યંત તને તે પૂર્વે જ કહે, હે આયુષ્માન, હે બહેન, મને આમાંથી કોઈ પ્રકારનુ વસ્ત્ર આપશો ? તે પ્રકારનું વસ્ત્ર તે જાતે યાચે કે સામી વ્યક્તિ તેને આપે, નિર્દોષ અને સ્વીકાર્યનો લાભ થાય તો તેણે સ્વીકારવુ આ બીજી પ્રતિમા

मूलम्-अहावरा तच्चा पडिमा,-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुणं वत्थं जाणेज्जा, तंज्जहा, अंतारेज्जगं वा, उत्तरिज्जगं वा तहप्पगारं वत्थं सयं वा णं जाएज्जा, जाव पडिग्गाहेज्जा। तच्चा पडिमा ॥ ५९४ ॥

અર્થ-હવે અનેરી ત્રીજી પ્રતિમા તે ભિક્ષુ-ભિક્ષુણી જાણે કે આ વસ્ત્ર આતરવસ્ત્ર કે ઉત્તરીયવસ્ત્ર ભોગવાયેલુ, વાપરેલું છે અથવા શય્યાતરનુ વાપરેલુ છે, તેવું વસ્ત્ર જ તે યાચીને કે સામેથી આપેલુ સ્વીકારે આ ત્રીજી પ્રતિમા

मूलम्-अहावरा चउत्था पडिमा:-से भिक्खू वा भिक्खुणी वा उज्झियधम्मियं वत्थं जाएज्जा। जचण्णे वहवे समण-माहण-अतिहि-किवण-वणीमगा णावकखंति, तहप्पगारं उज्झिय-धम्मियं वत्थं सयं वा ण जाएज्जा परो वा से देज्जा फासुयं जाव पडिगाहेज्जा। चउत्था पडिमा ॥ ५९५ ॥

અર્થ-હવે અનેરી ચોથી પ્રતિમા તે ભિક્ષુ કે ભિક્ષુણી જાણે કે તજી દેવા અર્થેનુ વસ્ત્ર છે, જે વસ્ત્રને બીજા શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, દુખિયા. યાચક ઈચ્છતા નથી, તે પ્રકારનુ તજવા માટે વસ્ત્ર સ્વય યાચી લે કે સામો આપે, નિર્દોષ હોય તો સ્વીકારે આ થઈ ચોથી પ્રતિમા

मूलम्-इच्चेयाणं चउण्हं पडिमाण जहा पिंडेसणाए ॥ ५९६ ॥

અર્થ-આમ આ ચાર પ્રતિમાનો વિશેષ અધિકાર પિંડૈષણા પ્રમાણે.

मूलम्-सिया ण तीए एसणाए एसमाणं परो वदेज्जा "आउसतो समणा, एज्जाहिं तुम मासेण वा, दसराएण वा, पंचराएण वा, सुए वा सुयतरे वा, तो ते वयं आउसो अण्णयरं वत्थं दासामो," तहप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा, भइणि त्ति वा णो खलु मे कप्पति, एयप्पगारे सगारे वयणे पडिसुणेत्तए अभिकंखसि मे दाउं, इयाणिमेव दलयाहि," से सेवं वदंत परो वदेज्जा "आउसंतो समणा अणुगच्छाहि तो ते वयं अण्णयरं वत्थं दासामो," से पुव्वामेव आलोएज्जा, "आउसो त्ति वा भइणि त्ति वा, णो खलु मे कप्पइ एयप्पगारे संगारे पडिसुणेत्तए। अभिकंखसि मे दातु, इयाणिमेव दलयाहि।" से सेव वदंतं परो णेत्ता वदेज्जा 'आउसो त्ति वा भइणि त्ति वा, आहरेयं वत्थं, समणस्स दास्सामो, अवियाइ वयं पच्छावि अप्पणो सअट्ठाए पाणाइं भूयाइं जीवाइं सत्ताइं समारब्भ समुद्दिस्स जाव चेएस्सामो." एयप्पगार णिग्घोसं सोच्चा णिसम्म तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ५९७ ॥

અર્થ-હવે જો તે વસ્ત્ર-ગવેષણાએ ગયા હોય ત્યારે મુનિને સામો માણસ કહે, 'હે આયુષ્માન સાધુ, તમે એક માસ પછી, દશ દિવસો પછી, પાચરાત્રિ પછી, કાલે કે પરમદિ આવજો, તો તમને હે મહાશય, અમે બીજું કોઈ વસ્ત્ર આપીશુ' તે પ્રકારનુ વચન સાભળી અવધારી તેને પૂર્વેજ કહી દેવું, 'હે આયુષ્માન, હે બહેન, આ પ્રકારનુ શરતનુ વચન સ્વીકારવું મને કલ્પે નહિ જો તમે મને આપવા ઇચ્છતા હો તો હાલ જ આપો' એમ બોલનાર તેને સામી વ્યકિત જો કહે કે 'હે આયુષ્માન શ્રમણ, તું મારી પાછળ ચાલ તો તને અન્ય વસ્ત્ર આપીશું' તેને તે પૂર્વે જ કહી દે, 'હે આયુષ્માન, હે બહેન, આ પ્રકારની શરત સ્વીકારવી મને કલ્પે નહિ જો દેવાને તમે ઇચ્છતાં હો તો હાલ જ આપો.' તે એ પ્રમાણે કહેનારને સાચો નાયક કહે, હે ભાઈ, હે બહેન, આ વસ્ત્ર તું લઈ આવ, તે આપણે મુનિને આપીશુ વળી આપણે પોતાને કાજે પ્રાણ, ભૂત, જીવ, સત્વની હિંસા કરી લક્ષ આપણો રાખી તૈયાર કરી લેશું આ વાત સાભળીને અવધારીને તે પ્રકારનું વસ્ત્ર અશુદ્ધ ગણી મુનિએ સ્વીકારવું નહિ

मूलम्-सिया णं परो णेत्ता वएज्जा "आउसो त्ति वा, भइणि त्ति वा, आहारेयं वत्थ, सिणाणेण वा जाव आघंसित्ता वा पघंसिना वा समणस्स णं दास्सामो." एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से पुव्वामेव आलोएज्जा, "आउसो त्ति वा, भइणि त्ति वा, मा एयं तुमं वत्थं सिणाणेण वा जाव पघंसाहि वा। अभिकंखसि मे दातु एमेवं दलयाहि।" से सेवं वदंतस्स परो सिणाणेण वा जाव पघंसिता दलएज्जा, तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ५९८ ॥

અર્થ-હવે જો સામાવાળો નાયક કહે, 'હે આયુષ્માન, હે બહેન, એ વસ્ત્ર લઈ આવ' તે સ્નાનમા, ઘર્ષણ, મર્દનમાં વાપરીને આપણે તે શ્રમણને આપીશું એ પ્રકારની બાબત સાંભળીને, અવધારીને તેને પૂર્વે જ કહી દેવું જોઈએ, 'હે આયુષ્માન, કે હે બહેન, તમે આ વસ્ત્રને સ્નાન, ઘર્ષણ, મર્દનમા ઉપયોગમા લેવા ઈચ્છો છો જો મને દેવા ઈચ્છતા હો તો એમ જ આપો' તે એમ બોલે તે સમયે સામાવાળો જો સ્નાનમા લૂછીને આપે તો તે પ્રકારનુ વસ્ત્ર અશુદ્ધ માનીને સ્વીકારવું નહિ

मूलम्-से णं परो णेत्ता वदेज्जा 'आउसो त्ति वा भइणि त्ति वा, आहर एतं वत्थं, सीओदग-वियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेत्ता वा पधोवेत्ता वा समणस्स दास्सामो" एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्मसे पुव्वामेव आलोएज्जा आउसो त्ति वा भइणि त्ति वा "मा एयं तुमं वत्थं सीओदगवियडेण वा, उसिणोदगवियडेण वा, उच्छोलेहि वा पधोवेहि वा। अभिकंखसि-सेसं तहेव, जाव णो पडिगाहेज्जा ॥ ५९९ ॥

અર્થ-હવે જો સામો નાયક કહે, 'હે આયુષ્માન, હે બહેન, એ વસ્ત્ર ઠડા પાણીથી કે સાફ ગરમ પાણીમા ઝબોળીને, ધોઈને શ્રમણને આપીશું' એ પ્રકારની બાબત સાંભળીને અવધારીને તેને પહેલેથી જ કહેવું જોઈએ, 'હે આયુષ્માન, હે બહેન, તમે આ વસ્ત્રને શુદ્ધ ઠંડા પાણીથી કે શુદ્ધ ઊના પાણીથી ધોશો નહિ જો દેવા માગો તો એમ જ આપો. છતા જો ધૂએ તો ત્યા સુધી કે સ્વીકારવુ ન જોઈએ

मूलम्-से णं परो णेत्ता वदेज्जा.-'आउसो त्ति वा, भइणित्ति वा, आहरेतं वत्थं, कंदाणि वा हरियाणि वा विसोधेता समणस्स दासामो." एयप्पगारं णिग्धोसं सोच्चा णिसम्म जाव, "भइणी त्ति वा, मा एयाणि तुमं कंदाणि वा जाव विसोहेहि, णो खलु मे कप्पति एत्तप्पगारे वत्ये पडिग्गाहित्तए।" से सेवं वदंतस्स परो कंदाणि वा जाव विसोहेत्ता दलएज्जा तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ६०० ॥

અર્થ-હવે સામો નાયક કહે, 'હે ભાઈ, હે બહેન, લાવ એ વસ્ત્ર, આપણે કંદો અને લીલુ. ઘાસ, એનાથી સાફ કરીને શ્રમણને આપીશું' એ પ્રકારની બાબત સાભળીને. અવધારીને તેને પહેલેથી જ કહેવું જોઈએ, 'હે બહેન, તમે એ કદમૂળ કે ઘાસ સાફ કરશો નહિ એવુ વસ્ત્ર સ્વીકારવું મને કલ્પે નહિ' હવે એમ કહે તે સમયે સામો કંદ વગેરે શુદ્ધ કરીને આપે તો તે પ્રકારનુ વસ્ત્ર અશુદ્ધ જાણી ન સ્વીકારે.

मूलम्-सिया से परो णेत्ता वत्थं णिसिरेज्जा, से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भइणि त्ति वा, तुमं चेवणं संतियं वत्थं अंतोमंतेण पडिलेहिस्सामि" केवली बूया 'आयाण-मेयं;-वत्थंतेण ओबद्धे सिया कुंडले वा, गुणे वा, हिरण्णे वा, सुवण्णे वा, मणि वा, जाव, रयणावली वा, पाणे वा, बीए वा, हरिए वा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा जाव जं पुव्वामेव वत्थं अंतोअंतेण पडिलेहिज्जा ॥ ६०१ ॥

અર્થ-હવે જો મુનિને સામો નેતા વસ્ત્ર આપી દે તો તેને પૂર્વે જ કહી દેવું 'હે આયુષ્માન, હે બહેન, તમારી માલિકીનુ આ વસ્ત્ર હું એક છેડેથી બીજે છેડે પ્રતિલેખન કરી તપાસીશ કેવળી કહે છે કે આ (અપ્રતિલેખના) કર્મબંધનુ કારણ છે વસ્ત્રને છેડે બાંધેલ, કોઈ કુંડલ હોય, કોઈ સૂત્ર હોય, કોઈ રૂપુ કે સોનુ, રત્ન યાવત્ રત્નમાળા, કે પ્રાણી, બીજ, લીલોતરી હોય એટલે ભિક્ષુને અમે પૂર્વે વાત જણાવી છે કે તેણે વસ્ત્રને સાદ્યંત તપાસી લેવું

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा सअंडं जाव संताणगं, तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ६०२ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી જો તે વસ્ત્રને, ઈંડા સહિત યાવત કરોળિયાનાં જાળા સહિત હોય તો તે પ્રકારના વસ્ત્રને તે અશુદ્ધ જાણી તે સ્વીકારે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण वत्थं जाणेज्जा अप्पंडं जाव संताणगं अणलं अथिरं अधुवं अधारणिज्जं रोइज्जंतं ण रोच्चइ, तहप्पगारं वत्थं अफासुयं जाव णो पडिगाहेज्जा ॥ ६०३ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી તે વસ્ત્રને ઈંડા વગરનુ ત્યાંથી માંડીને કરોળિયાનાં જાળા વગરનુ જાણે (છતા) અણટકાઉ, અસ્થિર, તરત નાશ પામનાર કે ન ધારવા યોગ્ય, સાધુને જે કલ્પે નહિ એવુ (અથવા દાતાને ન રુચતુ) વસ્ત્ર અશુદ્ધ જાણી મુનિ ન સ્વીકારે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्ज पुण वत्थं जाणेज्जा अप्पंडं जाव संताणगं अलं थिरं धुवं धारणिज्जं रोइज्जंतं रुच्चइ तहप्पगारं वत्थं फासुयं जाव पडिग्गाहेज्जा ॥ ६०४ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો તે વસ્ત્રને ઇંડારહિત યાવત જાળારહિત જાણીને, તેને સ્થિર, ટકાઉ, નાશ ન પામનાર, અને ધારવા યોગ્ય તેમ જ કલ્પે તેવું જાણે તો શુદ્ધ જાણી સ્વીકારે.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा "णो णवए मे वत्थे" त्ति कट्टु णो बहुदेसिएण सिणाणेण वा जाव पघंसेज्जा ॥ ६०५ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી 'મારું વસ્ત્ર નવું નથી,' એમ વિચારી થોડા કે ઘણા સુગંધીદ્રવ્યના લેપથી સુંદર બનાવે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा "णो णवए मे वत्थे" त्ति कट्टु णो बहुदेसिएण सीतोदग-वियडेण वा जाव पधोवेज्जा ॥ ६०६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી 'મારુ વસ્ત્ર નવુ નથી' એમ વિચારી થોડે ભાગે કે ઘણે ભાગે તેને શીતલ જલથી ધૂએ નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा "दुब्भिगंधे मे वत्थे" त्ति कट्टु णो बहुदेसिएण सिणाणेण वा, तहेव, सीतोदगवियडेण वा उसिणोदगवियडेण वा, (आलावओ) ॥ ६०७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી 'મારું વસ્ત્ર દુર્ગંધ મારે છે' એમ વિચારીને બહુ કે અલ્પ સુગંધ લેપથી કે શીતલ કે ઉષ્ણ જળથી તેને ધૂએ નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा वत्थं आयावेत्तए वा पयावेत्तए वा तहप्पगारं वत्थं णो अणंतरहियाए पुढवीए, णो ससणिद्धाए, जाव संताणाए आयावेज्ज वा पयावेज्ज वा ॥ ६०८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે વસ્ત્રને તડકો દેખાડવા માગે કે તપાવવા માગે ત્યારે તેને પૃથ્વી પર જ જ્યા ચીકાશ યાવત્ જાળા ન હોય ત્યા જ સૂકવે કે તપાવે (વસ્ત્ર મુશ્કેલ પરિસ્થિતિમા, લોકનિંદા ભયથી, ધૂએ પણ છે)

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा वत्थं आयावेत्तए वा पयावेत्तए वा तहप्पगारं वत्थं थूणंसि वा, गिहेलुगंसि वा, उसुयालंसि वा, कामजलंसि वा अण्णयरे वा तहप्पगारे अंतलिक्खजाए दुब्बद्धे दुन्निक्खित्ते अणिकंपे चलाचले णो आयावेज्ज वा णो पयावेज्ज वा ॥ ६०९ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે વસ્ત્રને સુકાવવા કે તપાવવા ઇચ્છે, તે પ્રકારે વસ્ત્રને થાંભલા

પર, ઊંબરા પર, ખાડણિયા પર, સ્નાનની ઊંચી બાજોઠી (सिणाणपीढं तु कामजल) કે તે પ્રકારના બીજા ઊંચા સ્થાનો પર, બરાબર બાંધ્યા વિના, જેમ તેમ નાખીને, કંપે તેમ, ફરફરે તેમ સૂકવે નહિ કે તપાવે નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकखेज्जा वत्थं आयावेत्तए वा, पयावेत्तए वा, तहप्पगारं वत्थ कुलियंसि वा, भित्तिसि वा, सेलंसि वा, अण्णतरे वा तहप्पगारे अंतलिक्खजाए जाव णो आयावेज्ज वा पयावेज्ज ॥ ६१० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે વસ્ત્રને સૂકવવા કે તપાવવા માગે ત્યારે તે પ્રકારના વસ્ત્રને, માટી પર (કામચલાઉ ભીંત પર), ભીંત પર, ટેકરા પર, કે બીજા તે પ્રકારના આકાશી સ્થાનો પર સૂકવે, તપાવે ત્યારે બરાબર બાંધ્યા વિના, યાવત્ સૂકવે-તપાવે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकखेज्जा वत्थं आयावेत्तए वा पयावेत्तए वा, तहप्पगारे वत्थे खंधंसि वा, मंचंसि वा, मालंसि वा पासायंसि वा, हम्मियतलंसि वा, अण्णयरे वा, अंतलिक्खजाए जाव णो आयावेज्ज वा पयावेज्ज वा ॥ ६११ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે વસ્ત્રને સૂકવવા કે તપાવવા માગે ત્યારે તે પ્રકારના વસ્ત્રને ઊંચા થાંભલા પર, માચડા પર, માળ પર, મહેલ પર કે અગાશી પર, કે તેવા કોઈ આકાશી સ્થાન પર બરાબર બાંધ્યા વિના યાવત ફરફરે તેમ સૂકવે નહિ

मूलम्-से-त-मादाय एगंत मवक्कमेज्जा, अहे ज्झामथंडिलंसि वा जाव, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि पडिलेहिय पडिलेहिय पमज्जिय (२) ततो संजयामेव वत्थं आयावेज्ज वा पयावेज्ज वा ॥ ६१२ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીએ એક છેડા પર જવું અથવા કુંભાર આદિના નિભાડા જેવા સ્થાને કે અનેરા કોઈ તેવા સ્થાને, નીરખી, નીરખી, પોંજીપોંજી જતનાથી તે વસ્ત્ર સૂકવવુ કે તપાવવુ જોઈએ.

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ६१३ ॥

અર્થ-આ પ્રમાણે ખરેખર તે ભિક્ષુની આચાર-સામગ્રી છે.

પ્રથમ ઉદ્દેશક પૂર્ણ થયો.

અધ્યયન ૧૪માનો દ્વિતીય ઉદ્દેશક

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अहेसणिज्जाइं वत्थाइं जाएज्जा, अहापरिग्गहाइं वत्थाइं धारेज्जा. णो धोएज्जा, णो रएज्जा, णो धोयरत्ताइं वत्थाइं धारेज्जा, अपलिउंचमाणे गामंतरेसु ओमचेलिए। एतं खलु वत्थधारिस्स सामग्गियं ॥ ६१४ ॥

અર્થ—તે ભિક્ષુ કે ભિક્ષુણીએ સ્વીકારવા યોગ્ય વસ્ત્રો યાચવા જોઈએ, સ્વીકારેલાં વસ્ત્રો પહેરવાં, તેને ધોવા નહિ, તેને રંગવા નહિ, વસ્ત્રો ધોઈ—રંગીને પહેરવાં નહિ. કંઈ પણ સંતાડ્યા વિના તે અસારવસ્ત્રધારી એક ગામથી બીજે ગામ ફરે. આ ખરેખર વસ્ત્રધારીનો કલ્પ છે.

मूलम्—से भिक्खू वा भिक्खुणी वा गाहावइकुलं पिंडवायपडियाए पविसिउकामे सव्वं चीवर मायाए गाहावइकुलं पिंडवायपडियाए णिक्खमेज्ज वा पविसेज्ज वा। एवं बहिया विचारभूमिं वा विहारभूमिं वा गामाणुगामं दूइज्जेज्जा। अह पुण एवं जाणेज्जा तिव्वदेसियं वा वासं वासमाणं पेहाए, जहा पिंडेसणाए, णवरं, सव्वं चीवर-मायाए ॥ ६१५ ॥

અર્થ—તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે ગૃહસ્થને ઘેર ભિક્ષા મેળવવા જવાને ઈચ્છે ત્યારે બધા ચીવર ધારીને ગૃહસ્થને ઘેર આવે કે ત્યાથી પાછો આવે એ પ્રમાણે ફરવાને માટેની ભૂમિ કે સ્વાધ્યાયભૂમિ કે ગ્રામાંતર જતાં તેણે સમજવું હવે જો એમ જણાય કે ભયાનક દેશમા વાસ વસતા વિચારીને, તો પિંડેષણા પ્રમાણે, ફરક એટલો કે સર્વ ચીવર લઈને જવુ

मूलम्—से एगइओ मुहुत्तगं मुहुत्तगं पडिहारियं वीयं वत्थं जाएज्जा, जाव एगाहेण वा, दुयाहेण वा, तियाहेण वा, चउयाहेण वा, पंचाहेण वा, विप्पवसिय, उवागच्छेज्जा। तहप्पगारं वत्थं णो अप्पणा गिण्हेज्जा, णो अण्णमण्णस्स देज्जा, णो पामिच्चं कुज्जा, णो वत्थेण वत्थपरिणामं करेज्जा, णो परं उवसंकमित्तु एवं वदेज्जा "आउसंतो समणा! अभिकंखसि वत्थं धारेत्तए वा, परिहरित्तए वा;" थिरं वा णं संतं णो पलिच्छिंदिय पलिच्छिंदिय परिट्ठवेज्जा· तहप्पगारं ससंधितं वत्थं तस्स चेव णिसिरेज्जा; णो अत्ताणं साइज्जेज्जा ॥ ६१६ ॥

અર્થ—તે કોઈ મુનિ થોડે થોડે સમયે બીજું વસ્ત્ર પ્રાતિહારિક (પાછું આપવાની શરતે) યાચતો હોય, યાવત્ એક દિન માટે બે દિન માટે, ત્રણ દિન માટે, ચાર દિન માટે કે પાંચ દિન માટે; હવે તે સાધુ પ્રવાસે ગયેલો દાતા જાણે તો તે પ્રકારનું વસ્ત્ર પોતાને માટે ગ્રહણ કરી લે નહિ, પરસ્પરના કોઈને આપે નહિ, ઉધાર દે નહિ, તે વસ્ત્ર તે વસ્ત્ર સાથે બદલાવે નહિ, બીજા સાધુ પાસે જઈને તે એમ કહે નહિ 'હે આયુષ્માન શ્રમણ, તમે વસ્ત્ર ધારવા કે તજી દેવા ઈચ્છો છો?' વસ્ત્ર મજબૂત હોય તો તેના ટુકડા કરી કરી તેને પરઠી દે નહિ તે પ્રકારનુ સાંધાવાળુ (શરતવાળુ) વસ્ત્ર તેણે તેને જ આપવુ અને જાતને મલિન કરવી નહિ

मूलम्—से एगतिओ तहप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म "जे भयंतारो तहप्पगाराणि वत्थाणि ससंधियाणि मुहुत्तगं (२) जाइत्ता जाव एगाहेण वा दुयाहेण वा तियाहेण वा चउयाहेण वा पंचाहेण वा विप्पवसिय उवागच्छंति, तहप्पगाराणि वत्थाणि णो अप्पणो गेण्हंति णो अण्णमण्णस्स अणुवयंति, तं चेव, जाव, णो सातिज्जंति, बहुवयणेण भासियव्वं ॥ ६१७ ॥

અર્થ—હવે કોઈ મુનિ જો આ પ્રકારનો શબ્દધ્વનિ સાભળે અને અવધારે કે 'જે શ્રમણ ભગવતો

તે પ્રકારના સાંધાવાળા વસ્ત્રો થોડા થોડા સમય માટે યાચીને, જેમકે એક દિન માટે...
યાવત્ પંચ દિન માટે યાચી પ્રવાસ કરીને આવે છે, તે પ્રકારનાં વસ્ત્રો જાતે લેતા નથી,
ન તો એક બીજાને આપે છે યાવત્ ન તો પોતે વાપરે છે, એમ બહુવચનથી પાઠ કહેવો

मूलम्-से हंता 'अहमवि मुहुत्तं परिहारियं वत्थं जाइता जाव एगाहेण वा दु-ति-चउ पंचाहेण वा विप्पवसिय विप्पवसिय उवागच्छिस्सामि, अवियाइं एयं ममेव सिया' माइट्ठाणं संफासे णो एवं करेज्जा ॥ ६१८ ॥

અર્થ-એમ જાણી, 'હું પણ થોડા સમય માટે પાઢિયારું વસ્ત્ર યાચીને એક દિન યાવત્ પાચદિન પ્રવાસ કરી આવીશ, એટલે એ વસ્ત્ર મારુ થશે આમ કરે તો કપટનુ સ્થાન સ્પર્શે છે એમ મુનિએ કરવુ નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा णो वण्णमंताइ वत्थाइ विवण्णाइं करेज्जा, णो विवण्णाइ वण्णमंताइ करेज्जा, "अण्णं वा वत्थं लभिस्सामि त्ति" कट्टु णो अण्णमण्णस्स देज्जा, णो पामिच्चं कुज्जा; णो वत्थेण वत्थपरिणामं करेज्जा, णो परं उवसंकमित्तु एवं वदेज्जा, "आउसंतो समणा, अभिकंखसि से वत्थं धारित्तए वा परिहरित्तए वा," थिरं वा णं सतं णो पलिच्छिंदिय पलिच्छिंदिय परिट्ठवेज्जा, जहाचेयं वत्थं पावगं परो मन्नइ। परं चणं अदत्तहारिं पडिपहे पेहाए तस्स वत्थस्स णिदाणे णो तेसिं भीओ उम्मग्गेण गच्छेज्जा। जाव अप्पुस्सुए जाव ततो संजयामेव गामाणुगामं दूइज्जेज्जा ॥ ६१९ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી વર્ણવાળા (જે મુખ્ય નિયમ લેવાના નથી, પણ અપવાદે લેવાયા હોય તો) વસ્ત્રોને રગ વગરના કરે નહિ, રગ વગરનાને રગવાળા કરે નહિ, હુ બીજુ વસ્ત્ર મેળવી લઇશ એ વિચારે, બીજા સ્વગચ્છીયને આપે નહિ બીજા મુનિ પાસે જઈને આમ બોલે નહિ 'હે આયુષ્માન શ્રમણ, આપ વસ્ત્ર પહેરવા કે તજી દેવા ઇચ્છો છો?' વસ્ત્ર મજબૂત હોય તો તેને છેદી છેદી પરઠી ન દે, એ બુદ્ધિએ કે આ વસ્ત્રને સામાવાળો બૂરુ માનશે વળી રસ્તે ચોરને જોઈ, તેની નજર વસ્ત્ર પર હોય તો તેથી ડરીને આડે માર્ગે મુનિ ન જાય, યાવત્ ઉત્સુકતા વિના સમાધિપરિણામે ત્યાથી જતનાપૂર્વક ગામેગામ જવુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगाम दूइज्जमाणे अंतरा से विहं सिया। से जं पुण विह जाणेज्जा 'इमंसि खलु विहंसि वहवे आमोसगा वत्थपडियाए सपिंडिया,' णो तेसि भीओ उम्मग्गेण गच्छेज्जा। जाव गामाणुगामं दूइज्जेज्जा ॥ ६२० ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે એક ગામથી બીજે ગામ જતા હોય ત્યારે વચ્ચે મોટો રાની મારગ હોય, તે એ જગલ મારગ સબધે જાણે કે અહી ઘણા ચોરો રહે છે, તેઓ વસ્ત્ર મેળવવા એકઠા થયા છે, તો તેમનાથી ડરીને તે આડવાટે જાય નહિ યાવત્ સમાધિપરિણામે જતનાથી વિહરવુ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गामाणुगामं दूइज्जमाणे अंतरा से आमोसगा संपिडिया-गच्छेज्जा, ते णं आमोसगा एवं वदेज्जा "आउसंतो समणा, आहरेतं वत्थं, देहि निक्खवाहि," जहा इरियाए णाणत्तं वत्थपडियाए ॥ ६२१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી એક ગામથી બીજે ગામ જતાં હોય ત્યારે વચ્ચે એકઠા થયેલા ચોરો તેની પાસે આવે, તે ચોરો તેને એમ કહે, 'હે આયુષ્માન મણુશ્ર, એ વસ્ત્ર લઇ આવ, આપી દે, અહીં છોડ તો આર્યને યોગ્યપણે વર્તવું. (યાચના ધર્મસંબંધે કરવી)

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं ॥ ६२२ ॥

અર્થ-એ પ્રમાણે ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીની આચાર-સામગ્રી છે

અધ્યયન ચૌદમુ પૂરુ થયુ.

અધ્યયન ૧૫માનો પ્રથમ ઉદ્દેશક

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा पायं एसित्तए। से ज्जं पुण पायं जाणेज्जा तंजहा,-अलाउपाय वा, दारुपाय वा, मट्टियापाय वा तहप्पगारं पायं जे णिग्गंथे तरुणे जाव थिरसंघयणे से एगं पाय धारेज्जा, णो बीयं ॥ ६२३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે પાત્ર મેળવવા ઈચ્છે ત્યારે તે એમ જાણે કે, જેમકે આ પાત્ર તુંબડાનું પાત્ર છે, આ લાકડાનું પાત્ર છે; આ માટીનું પાત્ર છે, તો તે પ્રકારનું પાત્ર જે નિર્ગ્રંથમુનિ યુવાન અને દૃઢ બાંધાના હોય તેણે એક પાત્ર રાખવું, બીજુ નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा परं अद्धजोयणमेराए पायपडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ ६२४ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી અર્ધા જોજનની મર્યાદાથી બહાર પાત્ર મેળવવા જવાનો વિચાર કરે નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण पायं जाणेज्जा, अस्सिंपडियाए एगं साहम्मियं समुद्दिस्स पाणाइं, जहा पिंडेसणाए चत्तारि आलावगा। पंचमे वहवे समणमाहणा पगणित्ते तहेव ॥ ६२५ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે તે પાત્ર બાબત જાણે કે આ હેતુએ એક જૈનમુનિને માટે પ્રાણ વગેરેની હિંસા કરી ...જેમ પિંડૈષણામા કહ્યુ છે તેમ ચાર આલાપક કહેવા પાચમા આલાપકમાં 'ઘણા શ્રમણ બ્રાહ્મણ ગણી ગણી' બાકી તેમ જ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अस्संजए भिक्खूपडियाए वहवे समणमाहणा (वत्थेसणालायओ) ॥ ६२६ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જાણે કે ગૃહસ્થે ભિક્ષુને માટે બહુ શ્રમણ–બ્રાહ્મણો. (વસ્ત્રૈષણાનો આલાપક)

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण पादाइं जाणेज्जा विरुवरुवाइं महद्धणमुल्लाइं, तंजहा, अयपादाणि वा, तओपादाणि वा तंबपादाणि वा, सीसग-हिरण्ण-सुवण्ण-रीरिया हारपुड पायाणि वा, मणिकाय-कंस-संख-सिंग-दंत-चेल-सेल-पायाणि वा, चम्मपायाणि वा, अण्णयराणि वा तहप्पगाराइं विरुवरुवाइं महद्धणमोल्लाइं पायाइं अफासुयाइं जाव णो पडिग्गाहेज्जा ॥ ६२७ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણીને એમ જણાય કે આ વિવિધ પ્રકારે બહુ દ્રવ્યના મૂલ્યવાળા પાત્રો છે, જેમકે, લોઢાના પાત્રો, કલાઈના પાત્રો, તાંબાના પાત્રો, સીસાના પાત્રો, રૂપાનું, સોનાનું કે શોભાવેલ પાત્ર, પોલાદનું પાત્ર વળી મણિ, કાચ, કાંસુ શંખ, શિંગડા. દાંત, વેલાઓનું કે શિલાઓનું પાત્ર, ચામડાનું પાત્ર કે બીજા તેવા પ્રકારના પાત્ર બહુદ્રવ્યનાં મૂલ્યવાળા હોવાથી અશુદ્ધ જાણીને મુનિએ પાત્ર ગ્રહણ વેળાએ સ્વીકારવા ન જોઈએ.

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा से ज्जाइं पुण पादाइं जाणेज्जा विरुवरुवाइं महद्धणबंधणाणि वा, अयबंधणाणि वा, जाव चम्मबंधणाणि वा, अन्नयराइं तहप्पगाराइं महद्धणबंधणाइं अफासुयाइं जाव णो पडिगाहेज्जा। इच्चेयाइं आयतणाइं उवाति कम्म ॥ ६२८ ॥

અર્થ–વળી તે ભિક્ષુ કે ભિક્ષુણીને જણાય કે આ પાત્રોમાં બહુમૂલ્ય પદાર્થના બંધન છે તે વિવિધ આ પ્રકારે, જેમકે લોહ ધાતુના બંધનથી માંડીને ચર્મબંધનવાળા કે એવા કોઈ તે પ્રકારનામાંથી બહુમૂલ્ય બંધનવાળું પાત્ર અશુદ્ધ જાણી મુનિ ન સ્વીકારે આ કર્મબંધના સ્થાનોનિવારી પાત્ર સ્વીકાર કરે

मूलम्–अह भिक्खू जाणेज्जा चउहिं पडिमाहिं पादं एसित्तए। तत्थ खलु इमा पढमा पडिमा,– से भिक्खू वा भिक्खुणी वा उद्दिसिय उद्दिसिय पायं जाएज्जा, तंजहा, लाउयपायं वा, दारुपायं वा, मट्टियापायं वा, तहप्पगारं पाय सयं वा ण जाएज्जा, जाव पडिगाहेज्जा पढमा पडिमा ॥ ६२९ ॥

અર્થ–હવે તે ભિક્ષુ કે ભિક્ષુણીએ પાત્ર ગવેષતા ચાર પ્રતિમાઓ જાણવી ત્યાં ખરેખર આ પહેલી પ્રતિમા છે તે ભિક્ષુ કે ભિક્ષુણી મનમાં સંકલ્પી સંકલ્પીને અમુક પાત્રની યાચના કરે જેમકે તુંબડાનું પાત્ર યાવત્ લાકડાનું, માટીનું કે તે પ્રકારનું પાત્ર સ્વયં માગી લે કે સામો ધણી આપે, શુદ્ધ મળે તો તે સ્વીકારે એ થઈ પહેલી પ્રતિમા.

मूलम–अहावरा दोच्चा पडिमा –से भिक्खू वा भिक्खुणी वा पेहाए पेहाए पायं जाएज्जा, तंजहा, गाहावई वा जाव कम्मकरी वा, से पुव्वामेव आलोएज्जा 'आउसो त्ति वा. दाहिसि मे एत्तो अण्णयर पादं, तंजहा, लाउयपादं वा" जाव तहप्पगारं पाय सयं वा णं जाएज्जा, परो वा से देज्जा जाव पडिगाहेज्जा दोच्चा पडिमा ॥ ६३० ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે જોઈને જોઈને ધારેલું પાત્ર મળે,...જેમકે ગૃહસ્થ યાવત્ દાસદાસીને તે પૂર્વે જ કહે 'હે આયુષ્માન, હે બહેન, મને આમાથી એક પ્રકારનું પાત્ર આપશો ? જેમકે તુણડીનું પાત્ર યાવત્ તે પ્રકારનું જે ધાર્યું હોય તે પાત્ર.' તે પ્રકારનુ પાત્ર તે જાતે યાચે અથવા સામી વ્યક્તિ તેને આપે તો તે સ્વીકારી લેશે આ બીજી પ્રતિમા.

मूलम्–अहावरा तच्चा पडिमाः से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण पादं जाणेज्जा संगतियं वा वेजयंतियं वा, तहप्पगारं पायं सयं वा जाव पडिग्गाहेज्जा। तच्चा पडिमा ॥ ६३१ ॥

અર્થ–હવે એથી જુદી ત્રીજી પ્રતિમા. તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે પાત્રને લગભગ વપરાયેલું કે વારાફરતી વપરાયેલું કે તેવા પ્રકારનું પાત્ર જાણે ત્યારે તે જાતે માગી લે કે સામો આપે અને સ્વીકારે એ ત્રીજી પ્રતિમા.

मूलम्–अहावरा चउत्था पडिमा,–से भिक्खू वा भिक्खुणी वा उज्झियधम्मियं पादं जाणेज्जा; जं च–ण्णे वहवे समणमाहणा जाव वणीमगा णावकंखंसि, तहप्पगारं पादं सयं वाणं जाव पडिगाहेज्जा। चउत्था पडिमा ॥ ६३२ ॥

અર્થ–હવે એથી જુદી ચોથી પ્રતિમા. તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે ફેંકવા યોગ્ય પાત્ર જાણે અને જાણે કે જે ઘણા સાધુ. બ્રાહ્મણો યાવત્ ભિખારી તેને ઇચ્છતા નથી તો તે પ્રકારનુ પાત્ર જાતે માગી લે કે સામો આપે, તે સ્વીકારી શકે છે આ થઈ ચોથી પ્રતિમા

मूलम्–इच्चेयाणं चउण्हं पडिमाणं अण्णयरं पडिमं (जहा पिंडेसणाए) ॥ ६३३ ॥

અર્થ આ ચાર પ્રતિમાઓમાથી કોઈ એક પ્રતિમાને મુનિ ધારે (જે પ્રમાણે પિંડૈષણામા કહ્યું છે તેમ)

मूलम्–से णं एताए एसणाए एसमाणं परो पासित्ता वदेज्जा "आउसंतो समणा एज्जासि तुमं मासेण वा" (जहा वत्थेसणाए) ॥ ६३४ ॥

અર્થ–હવે આ એષણાના નિયમે પાત્ર મેળવતા મુનિને જોઈને શ્રાવક કહે, 'હે આયુષ્માન શ્રમણ, તમે મહિના પછી અથવા પક્ષ પછી ...આવજો. (વસ્ત્રૈષણાની માફક સમજવું)

मूलम्–से णं परो णेत्ता वदेज्जा आउसो त्ति वा भइणी त्ति वा आहरेय पादं, तेल्लेण वा, घएण वा, णवणीएण वा, वसाए वा, अब्भंगेत्ता वा तहेव, सिणाणाइ तहेव, सीतोदग-कदादि तहेव ॥ ६३५ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણીને જોઈ સામો નાયક જ્યારે ઘરના માણસ પ્રત્યે કહે, 'હે ભાઈ, હે બહેન, એ પાત્ર લઈ આવ, આપણે તેલથી, ઘીથી, માખણથી કે સ્નિગ્ધ પદાર્થથી માલિશ કે સ્નાનાદિ કરીને શીતજલથી ધોઈને. (વસ્ત્રૈષણા મુજબ)

સૂત્રમ્-से णं परो णेत्ता वदेज्जा "आउसन्तो समणा, मुहुत्तगं मुहुत्तगं अच्छाहि जाव, ताव अम्हे असणं वा उवकरेंसु वा उवक्खडेंसु वा, तो ते वयं आउसो सपाणं सभोयणं पडिग्गहगं दास्सामो, तुच्छए पडिग्गहए दिण्णे समणस्स णो सुट्ठु साहु भवति." से पुव्वामेव आलोएज्जा "आउसो त्ति वा भइणी त्ति वा, णो खलु मे कप्पइ आधाकम्मिए असणे वा पाणे वा खाइमे वा साइमे वा भोत्तए वा पायए वा। मा उवकरेहिं मा उवक्खडेहि, अभिकंखसि मे दातु, एमेव दलयाहि" से सेवं वयंतस्स परो असणं वा जाव उवकरेत्ता उवक्खडेत्ता सपाणं सभोयणं पडिग्गहगं दलएज्जा, तहप्पगारं पडिग्गहं अफासुयं जाव णो पडिग्गाहेज्जा ॥ ६३६ ॥

અર્થ-જો મુનિને સામો નાયક (દાતા) એમ કહે, 'હે આયુષ્માન શ્રમણ, તું થોડીએક વાર ઊભો રહે જ્યા સુધીમા અમે ભોજન કે પાણી ભરી દઈએ, કે તૈયાર કરીએ, પછી હે આયુષ્માન, તમને પાણી સહિત કે ભોજન સહિત પાત્ર અમે આપીશુ શ્રમણને તુચ્છ પાત્ર આપીએ તો તે રૂડુ કે ભલુ થતુ નથી' તેને પહેલેથી જ કહી દેવુ, 'હે આયુષ્માન, હે બહેન, મને ખરેખર આધાકર્મયુક્ત ભોજન-પાણી, નાસ્તો કે મુખવાસ ખાવાપીવા કલ્પે નહિ. એટલે એ પાત્રમા ભોજન-પાણી ભરશો નહિ કે તૈયાર કરશો નહિ જો મને પાત્ર આપવા માગતા હો તો એમનુ એમ આપી દો' તે એમ કહે છતા જો તેને સામાવાળો ભોજનપાણી તૈયાર કરીને, પાણી સહિત કે ભોજન સહિત પાત્ર આપે તો તે પ્રકારનું પાત્ર અશુદ્ધ જાણીને તે સ્વીકારે નહિ

मूलम् सिया सेवं परो णेत्ता पडिग्गहगं णिसिरेज्जा, से पुव्वामेव आलोएज्जा 'आउसो त्ति वा भइणी त्ति वा तुमं चेवणं संतियं अंतोअंतेण पडिग्गहगं पडिलेहिस्सामि ॥ ६३७ ॥

અર્થ-હવે કદાચ સામો નાયક તેને (પૂર્વ કર્મ કર્યા વિના જ માગણી મુજબ) પાત્ર આપી દે તો તેને પહેલેથી જણાવવુ, 'હે આયુષ્માન, હે બહેન, તમારુ આ પાત્ર સંપૂર્ણપણે હુ તપાસી લઈશ'

मूलम्-केवली बूया "आयाण-मेयं।" अंतो पडिग्गहंसि पाणाणि वा बीया णि वा हरियाणी वा जाव अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पति ण्णा जं पुव्वामेव पडिग्गहगं अंतोअंतेण पडिलेहिज्जा ॥ ६३८ ॥

અર્થ-કેવલી કહેશે, આ કર્મબધનુ સ્થાન છે પાત્રને છેડે પ્રાણી, બીજ, લીલુ ઘાસ યાવત્ હોય તેથી ભિક્ષુને પ્રતિજ્ઞા પૂર્વે જ કહી દીધી છે કે પૂર્વે જ પાત્રને એક છેડેથી બીજા છેડા સુધી તપાસ્યા પછી તે સ્વીકારશે

मूलम्-सअंडादि सव्वे आलावगा भाणियव्वा जहा वत्थेसणाए; णाणत्तं, तेल्लेण वा घएण वा णवणीएण वा वसाए वा, सिणाणादि जाव अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि पडिलेहिय पडिलेहिय पमज्जिय पमज्जिय तओ संजयामेव आमज्जेज्ज वा ॥ ६३९ ॥

અર્થ—જેવા વસ્ત્રૈષણામા કહ્યા તેવા ઇંડા સહિત, વગેરે બધા આલાપકો ભણી લેવા. ફરક એટલો કે તેલથી, ઘૃતની, નવનીતથી કે સ્નિગ્ધ પદાર્થથી કે સ્નાનાદિથી લેપાયેલ પાત્ર જણાય તો તે પ્રકારના કોઇક નિર્દોષ સ્થાનમા તેની પ્રતિલેખના કરીકરીને, પોંજીપોંજીને જતનાથી તેને સાફ કરે

मूलम्—एयं खलु तस्स भिक्खूस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहितेहिं सया जएज्जासि त्ति बेमि ॥ ६४० ॥

અર્થ—આ ખરેખર તે સાધુસાધ્વીની આચાર-સામગ્રી છે સર્વ બાબતોમા ગુણસહિત એવા તેણે અપ્રમાદી રહેવુ, એમ કહું છુ

પહેલો ઉદ્દેશક પૂર્ણ થયો

અધ્યયન ૧૫માનો દ્વિતીય ઉદ્દેશક

मूलम्—से भिक्खू वा भिक्खुणी वा गाहावइकुलं पिंडवायपडियाए पविट्ठेसमाणे पुव्वामेव पेहाए पडिग्गहगं, अवहट्टुपाणे, पमज्जिय रयं, ततो सजयामेव, गाहावइकुलं पिंडवायपडियाए णिक्खमेज्ज वा पविसेज्ज वा ॥ ६४१ ॥

અર્થ—તે ભિક્ષુ કે ભિક્ષુણી ભિક્ષા મેળવવાને ગૃહસ્થને ઘેર પ્રવેશ કરવાનો હોય ત્યારે પહેલેથી જ પાત્રને જોઈને, સચિત્ત વસ્તુ ( કોઈ પાત્રમા આવી હોય ) દૂર કરીને, રજને પોંજીને પછી જતનાથી ભિક્ષાર્થે ગૃહસ્થને ઘેર જાય કે ત્યાથી આવે

मूलम्—केवली बूया "आयाण मेयं," अंतोपडिग्गहंसि पाणे वा, बीए वा, रए वा, परियावज्जेज्जा। अह भिक्खूणं पुव्वोवदिट्ठा एस पतिण्णा, जं पुव्वामेव पेहाए पडिग्गहं, अवहट्टु पाणे; पमज्जिय रयं, ततो संजयामेव गाहावइकुलं पिंडवायपडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा ॥ ६४२ ॥

અર્થ—કેવલી કહેશે, આ કર્મબંધનું કારણ છે. પાત્રની અંદર કોઈ જીવ હોય, બીજ હોય તેને સતાપ થાય એથી જણાવવાનું મુનિને પૂર્વે જ જણાવ્યુ કે પહેલેથી જ પાત્ર જોઇ, જીવજતુ દૂર કરીને, રજ પોંજીને પછી જતનાથી ગૃહસ્થને ઘેર ભિક્ષાર્થે તેણે જવું કે ત્યાથી પાછા આવવું

मूलम्—से भिक्खू वा भिक्खुणी वा गाहावइ-जाव-समाणे सिया, से परो आभिहट्टु अंतो पडिग्गहगंसि सीओदगं परिभाएत्ता णीहट्टु दलएज्जा, तहप्पगारं पडिग्गहगं परहत्थंसि वा परपादंसि वा अफासुयं जाव णो पडिग्गाहेज्जा ॥ ६४३ ॥

અર્થ—તે ભિક્ષુ કે ભિક્ષુણી ગૃહસ્થને ઘેર પ્રવેશે ને કદાચ તેને સામો માણસ લાવીને સ્વપાત્રમા

અચિત્ત પાણી જુદુ પાડીને, લાવીને, આપે તો તે પ્રકારનુ પાત્ર બીજાના હાથમા હોય કે બીજાના પાત્રમા હોય અશુદ્ધ માનીને તે સ્વીકારે નહિ

मूलम्-सेय आहच्च पडिगाहिए सिया से खिप्पामेव उदगंसि साहरेज्जा, सपडिग्गह-मायाए च ण परिट्ठवेज्जा, ससणिद्धाए चणं भूमीए णियमेज्जा ॥ ६४४ ॥

અર્થ-હવે એકાએક બેખબરાઇથી પાણી (સચિત્ત) સ્વીકારાઇ ગયુ તો તેને તરત જ (દાતાના) પાણીમા પાછુ નાખી દે, અથવા પોતાના પાત્રમા લઈને (છાયાવાળી) ભિંજાયેલી જમીન કે કૂવા વગેરેમા પરઠી દે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा उदउल्लं वा ससणिद्ध वा पडिग्गहं णो आणज्जेज्ज वा जाव पयावेज्ज वा ॥ ६४५ ॥

અર્થ-તે ભિક્ષુએ કે ભિક્ષુણીએ જલવાળુ કે સચિત્ત લેપવાળુ પાત્ર સાફ કરવું નહિ તેમજ તપાવવુ (પણ) નહિ

मूलम्-अह पुण एवं जाणेज्जा,-विग-ओदए मे पडिग्गहे छिण्ण सिणेहे, तहप्पगारं पडिग्गहं ततो सजयामेव आमज्जेज्ज वा जाव पयावेज्ज वा ॥ ६४६ ॥

અર્થ-જો કદાચ તેને એમ જણાય કે મારા પાત્રનુ જળ સૂકાઇ ગયુ કે મારા પાત્રની ચીકાશ દૂર થઈ તો પછી તે પ્રકારના પાત્રને તે જતનાથી સાફ કરે કે તપાવે

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा गाहावइकुलं पविसिउकामं सपडिग्गह-मायाए गाहावइकुल पिंडवायपडियाए पविसेज्ज वा णिक्खमेज्ज वा। एवं बहिया विचारभूमिं वा विहारभूमि वा गामाणुगामं दूइज्जेज्जा ॥ ६४७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી ગૃહસ્થને ઘેર પ્રવેશવા માગે ત્યારે પોતાનુ પાત્ર લઇને, ભિક્ષાને માટે, ગૃહસ્થને ઘેર પ્રવેશે અથવા ત્યાંથી પાછા ફરે એ જ શૈલીએ સ્વાધ્યાયભૂમિ કે ફરવાહરવાની ભૂમિ કે ગ્રામાનુગ્રામ જતા સમજી લેવુ

मूलम्-तिव्वदेसियादि जहा बीयाए वत्थेसणाए, णवरं, एत्थ पडिग्गहनो ॥ ६४८ ॥

અર્થ-સતાપ પમાડનાર દેશ વગેરેમા જેમ બીજા વસ્ત્રેષણ પ્રકારમાં જણાવ્યુ તેમ, ફકત અહી પાઠ વસ્ત્રને સ્થાને પાત્રનો કહેવો

मूलम् एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहि सहितेहिं सया जएज्जासि त्ति बेमि ॥ ६४९ ॥

અર્થ-આ પ્રમાણે ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીની આચાર-સામગ્રી છે સર્વ બાબતોમા ગુણવાન પુરૂષે સદા અપ્રમાદી રહેવુ, એમ હું કહુ છુ

બીજો ઉદ્દેશક પૂર્ણ થયો

## ૧૬ મું અધ્યયન અવગ્રહ-પ્રતિમા

### અધ્યયન ૧૬ માં નો પ્રથમ ઉદ્દેશક

मूलम्-"समणे भविस्सामि अणगारे अकिंचणे अपुत्ते अपसू परदत्तभोगी पावं कम्मं णो करिस्सामि त्ति, समुट्ठाए, सव्वं भंते अदिण्णादाणं पच्चक्खामि" ॥ ६५० ॥

અર્થ-હું ઘર રહિત, પરિગ્રહ રહિત, પુત્ર રહિત, પશુ રહિત, એવો સાધુ થઈશ. બીજાનુ આપેલ અન્ન જમનાર હુ પાપ કર્મ કરીશ નહિ, એ વિચારે ઉદ્યમી થઈને હે ભગવાન, હું સર્વ અદત્તાદાનના પચ્ચકખાણ લઉ છુ

मूलम्-से अणुपविसित्ता गामं वा जाव रायहाणिं वा णेव सयं अदिन्नं गिण्हेज्जा, णेवण्णेणं अदिन्नं गिण्हावेज्जा, णेवण्णेणं अदिण्णं गिण्हंतं समणुजाणेज्जा। जेहिं वि साद्धं संपव्वइए, तेसिंपि याइं भिक्खू, छत्तयं वा, मत्तयं वा, दंडगं, वा जाव चम्मच्छेदणगं वा, तेसिं पुव्वामेव उग्गहं अणणुण्णविय अपडिलेहिय, अपमज्जिय, णो गिण्हेज्ज वा, पगिण्हेज्ज वा तेसिं पुव्वामेव उग्गहं अणुण्णविय (२) पडिलेहिया (२) पमज्जिय (२) तओ संजयामेव गिण्हेज्ज वा पगिण्हेज्ज वा ॥ ६५१ ॥

અર્થ-તે મુનિ ગામમાં કે રાજધાનીમા દાખલ થઈને, જાતે અદત્ત (અણદીધેલી) વસ્તુ ગ્રહણ કરે નહિ, બીજા પાસે અદત્ત લેવડાવે નહિ તેમજ અદત્ત લેનાર એવા અન્યને અનુમોદે નહિ જેમની સાથે તેણે દીક્ષા પછી વસવાટ કર્યો હોય તેમની પણ જે વસ્તુ જેમકે છત્ર, પાત્ર, દડ કે ચામડીછેદક તે તેમની પૂર્વે રજા લીધા વિના, પડિલેહણ વિના કે પોજ્યા વિના તે એકવાર લે નહિ, વારંવાર લે નહિ તેમની પૂર્વે જ રજા લઈ પ્રતિલેખના કરીકરી, પોજીપોજી તે જતનાથી તે વસ્તુને એકવાર લે કે અનેકવાર લે

मूलम्-से आगंतारेसु वा (४) अणुवीइ उग्गहं जाएज्जा :-जे तत्थ ईसरे जे तत्थ समाहिट्ठाए, ते उग्गहं अणुण्णवेज्जा, "कामं खलु आउसो, अहालंदं अहापरिण्णातं वसामो। जाव आउसंतस्स उग्गहे, जाव साहम्मियाए, ताव उग्गहं गिण्हिस्सामो तेणपरं विहरिस्सामो ॥ ६५२ ॥

અર્થ-તે મુનિ આવજાવવાળા ગૃહોમા યાવત્ તેવા ઘરોમા, વિચાર કરીને, રહેવાની અનુજ્ઞા લઈ લે 'હે આયુષ્માન, તમારી ઈચ્છાથી, અમુક સમય સુધી, તમને જણાવીને, અમે વસીએ છીએ યાવત્ આયુષ્માન, રજા આપો છો ત્યા સુધી આ મર્યાદિત જગામા, (અથવા) સાધર્મિક મુનિ સાથે, ત્યા સુધી આ મકાનમા રહેશુ, તે પછી વિહાર કરીશુ.'

मूलम्-से किं पुण तत्थोग्गहंसि एवोग्गहियंसि? जे तत्थ साहम्मिया संभोतिया समणुण्णा उवागच्छेज्जा, जे तेण सयमेसियए असणे वा (४) तेण ते साहम्मिया संभोइया समणुण्णा उवणिमंतेज्जा णो चेव णं परवडियाए उगिज्झिय (२) उवणिमंतेज्जा ॥ ६५३ ॥

અર્થ-વળી ત્યા આ પ્રમાણે અવગ્રહની યાચના કરી લીધા પછી ? જે તેને ત્યા સાધર્મિક, સાથે ભોજનાદિક વ્યવહારવાળા આચારવત આવે ત્યારે તે જે ભોજનાદિ લાવ્યો હોય તેને માટે સાધર્મિક, સાભોગિક આચારવાન મુનિ આમત્રે બીજાએ લાવેલ અન્ન લઈ તેને આમત્રે નહિ

मूलम्-से आगतारेसु वा (४) जाव से कि पुण तत्थोग्गहंसि पवोग्गहियंसि? जे तत्थ साहम्मिया अण्णसंभोइया समणुन्ना उवागच्छेज्जा, जे तेणं सयमेसियए पीढे वा फलए वा सेज्जा-संथारए वा, तेण ते साहम्मिए अण्णसभोइए समणुन्ने अुवणिमंतेज्जा णो चेवणं परवडियाए उगिज्झिय उगिज्झिय उवणिमतेज्जा ॥ ६५४ ॥

અર્થ-તે આવજાવવાળા ગૃહોમા ત્યાથી માડીને તે ઘરની અનુજ્ઞા માગીને પછી ? જે ત્યા સાધર્મિક, અન્નાદિ વ્યવહાર રાખનારા (છતા) આચારવત આવે તેને પોતે લઈ આવેલ બાજેઠ, પાટિયા, અથવા પથારી-પાગરણ વાપરવાને આમત્રણ આપે અન્યના લાવેલ, પોતે લઈને આમત્રણ આપવુ ન ઘટે

मूलम्-से आगंतारेसु वा (४) जाव से कि पुण तत्थोग्गहंसि पवोग्गहियंसि ? जे तत्थ गाहावईण वा गाहावइपुत्ताण वा सूत्ती वा पिप्पलए वा कण्णसोहणए वा णहच्छेदए वा तं अप्पणो एगस्स अट्ठाए परिहारियं जाइत्ता, णो अण्णमण्णस्स देज्ज वा अणुप्पहेज्ज वा सय करणिज्जं ति कट्टु से त्तमादाए तत्थ गच्छेज्जा, गच्छित्ता पुव्वासेव उत्ताणए हत्थे कट्टु भूमीए वा ढवेत्ता, 'इम खलु इमं खलु' त्ति आलोएज्जा, णो चेवणं सयं पाणिणा परपाणिंसि पच्चप्पिणेज्जा ॥ ६५५ ॥

અર્થ-તે મુનિ આવજાવવાળા ઘરમા .. જ્યારે અનુજ્ઞા માગી રહે પછી ? ત્યા જે ગૃહસ્થની, તેના પુત્રની સોય, દાતખોતરણી, કર્ણશોધની, કે નખછેદની જે પોતાને માટે પાઢિયારી લીધી હોય તે એકબીજાને દેવી નહિ કે બીજા દ્વારા દેવડાવવી નહિ તે પોતાને કરવાનુ કામ છે એમ વિચારી તે લઈને ધણી પાસે જવુ, જઈને હાથ ખુલ્લા કરી, ભૂમિ પર મૂકીને, આ તમારી વસ્તુ છે, આ તમારી વસ્તુ છે, એમ કહી દેવુ. પરતુ પોતાને હાથે તે સામાવાળાના હાથમા પાછી આપવી નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उग्गह जाणेज्जा, अणतरहियाए पुढवीए ससणिद्धाए पुढवीए जाव सताणाए, तहप्पगार उग्गह णो उगिण्हेज्ज वा पगिण्हेज्ज वा ॥ ६५६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે આ યાચેલુ સ્થાન નજીકની પૃથ્વી પર સચિત્ત પૃથ્વીવાળુ કે જાળાવાળુ છે, તો તેવા પ્રકારનુ સ્થાન તે યાચે નહિ અથવા સ્વીકારે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण उग्गह जाणेज्जा थूणंसि वा (४) तहप्पगारे अंतलिक्खजाए दुब्बद्धे जाव णो उग्गहं उगिण्हेज्ज वा पगिण्हेज्ज वा ॥ ६५७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી તેને એમ જણાય કે યાચવાનું ઘર થંભ પર યાવત્ તે પ્રકારના આકાશવર્તી સ્થાન પર અને અણટકાઉ છે, તો તે પ્રકારનું સ્થાન યાચે નહિ કે સ્વીકારે નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उग्गहं ज्जाणेज्जा कुलियंसि वा जाव णो उगिण्हेज्ज वा (२) ॥ ६५८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો સ્થાનને નબળી ભીંતપર જાણે, તો યાવત્ યાચે નહિ અને સ્વીકારે નહિ

मूलम्-से भिक्खू वा (२) खंघंसि वा, अण्णयरे वा तहप्पगारे जाव णो उगिण्हेज्ज वा (२) ॥६५९॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને જો એમ જણાય કે જગા સ્તંભ પર યાવત્ તે પ્રકારના બીજા કોઇ અંતરિક્ષના સ્થાન પર છે, તો તે સ્થાન એ યાચે નહિ કે સ્વીકારે નહિ.

मूलम्-से ज्जं पुण उग्गहं जाणेज्जाससागारियं सागणियं सउदयं सइत्थिं सक्खुड्ड सपसु सभत्तपाणं णो पण्णस्स णिक्खमणपवेस-जाव-धम्माणुजोगचिंताए, सेवं णच्चा तहप्पगारे उवस्सए ससागारिए जाव सक्खुडड-पसु-भत्तपाणे णो उग्गहं उगिण्हेज्ज वा ॥ ६६० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે આ સ્થાન ગૃહસ્થોવાળું, અગ્નિવાળુ, સ્ત્રીવાળુ, ક્ષુદ્રલોકોવાળુ, પશુવાળું, ભોજનપાણીવાળું છે, પ્રાજ્ઞપુરુષની આવજાવ યાવત્ ધર્મ-ધ્યાન ચિંતન માટે અયોગ્ય છે, તો તે પ્રકારનું ગૃહસ્થ, ક્ષુદ્રજન, પશુ. ભોજનપાણીવાળુ ઘર તે યાચે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण उग्गह जाणेज्जा गाहावइकुलस्स मज्झ मज्झेणं गंतुं पंथेपडिवद्धं वा णो पण्णस्सजाव से एवं णच्चा तहप्पगारे उवस्सए णो उग्गहं उगिण्हेज्ज वा ॥ ६६१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો સ્થાન બાબત જાણે કે એ ગૃહસ્થ કુટુંબની વચ્ચેથી જતા રસ્તા સાથે બંધાયેલું અને પ્રાજ્ઞપુરુષને ધર્મધ્યાન માટે સુયોગ્ય નથી, તો એવા પ્રકારનુ જાણીને તે મકાનની અનુજ્ઞા માગે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण-उग्गह जाणेज्जा इहखलु गाहावई वा जाव कम्मकरीओ वा अण्णमण्ण अक्कोसंति। वा-तहेव तेल्लादि-सिणाणादि-सीओदगवियडादि-णगिणादि य-जहा सेज्जाए आलावगा। णवर उग्गहवत्तवत्ता ॥ ६६२ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી તે મકાનની બાબતમા એમ જાણે કે અહીં ખરેખર ગૃહસ્થથી માડી દાસદાસી એક બીજાને ધમકાવે છે, તેમજ તેલ વિ૦ થી સ્નાનાદિ શીતોષ્ણ જલથી કે નવસ્ત્રા પડયા રહે છે, તો જેવા શૈયામા પાઠ હતા તે સમજવા, ફરક અહીં યાચવાનુ સ્થાન

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्ज पुण उग्गहं जाणेज्जा आइण्णसंलेक्खं णो पण्णस्स जाव चिंताए, तहप्पगारे उवस्सए णो उग्गहं उगिण्हेज्ज वा (२) ॥ ६६३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો મકાન બાબત એમ જાણે કે આ મકાન ગિરદીવાળું યાવત્ પ્રાજ્ઞ પુરુષને અયોગ્ય છે, તો તે પ્રકારનુ મકાન તે મુનિ યાચે નહિ.

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स (२) सामग्गियं ॥ ६६४ ॥

અર્થ-એ પ્રમાણે ખરેખર તે ભિક્ષુની કે ભિક્ષુણીની આચારસામગ્રી છે.

એમ પ્રથમ ઉદ્દેશક પૂર્ણ થયો.

અધ્યયન ૧૬માનો દ્વિતીય ઉદ્દેશક

मूलम्-से आगंतारेसु वा (२) अणुवीइ उग्गहं जाएज्जा-जे तत्थ ईसरे समाहिट्ठाए ते उग्गहं अणुण्णवित्ता, "कामं खलु आउसो, अहालंदं अहापरिण्णायं वसामो, जाव आउसो, आउस्संतस्स उग्गहे, जाव साहम्मियाए, ताव उग्गहं उग्गिण्हिस्सामो, तेणपरं विहरिस्सामो" ॥ ६६५ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે ધર્મશાળાના ગૃહોમા, યાવત્ વિચાર કરીને મકાનની યાચના કરે ત્યારે જ્યા, ત્યા એનો માલિક, વ્યવસ્થાપક હોય તેની પાસે એ મકાન સબધે આજ્ઞા માગે, 'હે આયુષ્માન, આપની મરજીએ, અમુક સમય સુધી આજ્ઞા મુજબ આયુષ્માનના મકાનમા અમે વસીશુ, ત્યા સુધી સાધર્મિક-મુનિ સાથે રહેવા માગીએ છીએ, તે પછી વિહાર કરી જઈશું'

मूलम्-से किं पुण तत्थ उग्गहंसि एवोग्गहियंसि? जे तत्थ समणाण वा माहणाण वा, दंडए वा छत्तए वा जाव चम्मच्छेदणए वा, तं णो अंतोहिंतो बाहिं णीणेज्जा, बहियाओ वा णो अंतो पवेसेज्जा; णो सुत्तं वा णं पडिबोहेज्जा, णो तेसिं किंचिवि अप्पत्तियं पडिणीयं करेज्जा ॥ ६६६ ॥

અર્થ-તે આ પ્રમાણે મકાન સ્વીકારી લે પછી ત્યા શુ કરવાનુ ? જે ત્યા શ્રમણોના કે બ્રાહ્મણોના દડ, છત્ર, યાવત્ ચામડીછેદક હોય તેને, ન તો તે અદરથી બહાર લઈ જાય કે ન તો અદરથી બહાર લઈ જાય કે ન તો બહારથી અદર દાખલ કરે અથવા તો તેને સૂતેલ હોય ત્યારે જગાડે નહિ તેમને અવિશ્વાસ કરે તેવુ કે તેમના વિરુદ્ધ એવુ તે કાઈ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) अभिकंखेज्जा अंबवणं उवागच्छित्तए; जे तत्थ ईसरे जे तत्थ समाहिट्ठाए, ते उग्गहं अणुजाणावेज्जा "कामं खलु जाव विहरिस्सामो" ॥ ६६७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે આમ્રવનમા જવા ઈચ્છે તો ત્યાં જે માલિક કે ઉપરી હોય તેની અનુજ્ઞા લેવી, 'હે આયુષ્માન, આપની મરજીએ યાવત્ તે પછી અમે ગ્રામાનુગ્રામ વિહાર કરીશું'

मूलम्-से किं पुण तत्थोग्गहंसि एवोग्गहियंसि अह भिक्खू इच्छेज्जा अंवं भोत्तए वा, से ज्जं पुण अंवं जाणेज्जा सअंडं जाव ससंताणं तहप्पगारं अंवं अफासुयं जाव णो पडिग्गाहेज्जा ॥ ६६८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી તે પ્રમાણે આમ્રવનગમનની અનુજ્ઞા માગ્યા પછી, આંબાના ફળને જો ઉપયોગ કરવા ઇચ્છે તો તેને જો ઈંડાસહિત યાવત્ જાળા સહિત જાણે તો તે પ્રકારની અશુદ્ધ કેરી તે ન સ્વીકારે.

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण अंवं जाणेज्जा, अप्पंडं जाव संताणगं अतिरिच्छछिण्णं अवोच्छिण्णं अफासुयं जाव णो पडिग्गाहेज्जा ॥ ६६९ ॥

અર્થ-તે ભિક્ષુ તે કેરીને હવે જો ઈંડા વિનાની, યાવત્ જાળાં વિનાની, વાંકી છેદેલી ન હોય કે છેદેલી ન હોય એવી જાણે તો તેવી અશુદ્ધ કેરી સ્વીકારે નહિ.

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण अंवं जाणेज्जा, अप्पडं जाव संताणग तिरिच्छछिण्णं वोच्छिण्णं फासुयं जाव प डिगाहेज्जा ॥ ६७० ॥

અર્થ-(પણ) તે ભિક્ષુ કેરીને જો ઇંડા વિનાની યાવત્ જાળાં વિનાની અને વાંકી છેદેલી તેમજ છેદાયેલી જાણે ત્યારે વિશુદ્ધ અને સ્વીકાર્ય જાણી (પ્રયોજન હોય તો) સ્વીકારે.

मूलम्-से भिक्खू वा (२) अभिकंखेज्जा अंवभित्तयं वा अंवपेसियं वा अंवचोयगं वा अंवसालगं अंवदालगं वा, भत्तए वा पायए वा, से ज्जं पुण जाणेज्जा अंवभित्तगं वा जाव अंव-दालगं व सअंडं जाव संताणग अफासुय जाव णो पडिग्गाहेज्जा ॥ ६७१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો આમ્રફળનો અર્ધભાગ કે આબાની ચીરી, કે આંબાની છાલ, કે આબાનો રસ કે આબાનો નાનો ટુકડો ખાવા-પીવાને (કારણ હોય ત્યારે) ઇચ્છે અને જાણે કે આ ફળનુ ફળસિયું યાવત્ આ ટુકડો ઈંડાવાળો યાવત્ જાળાવાળો છે તો તે અશુદ્ધને તે સ્વીકારે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा अंवभित्तगं वा अप्पंडं जाव संताणगं अतिरिच्छछिण्णं वा अवोच्छिण्णं वा अफासुयं जाव णो पडिग्गाहेज्जा ॥ ६७२ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી એમ જાણે કે આંબાનો અર્ધખંડ, વગેરે ઇંડા વગરનુ યાવત્ જાળાં વનાનુ અને વાંકું ન છેદાયેલું તેમજ બરાબર ન કપાયેલું છે, તો તે પ્રકારનું અશુદ્ધ આંબાનુ ફળસિયુ કે ટુકડો તે ગ્રહણ કરે નહિ.

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा अंतरिक्खगं वा अप्पडं जाव संताणगं तिरिच्छच्छिण्ण वोच्छिण्णं फासुयं जाव पडिग्गाहेज्जा ॥ ६७३ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી એમ જાણે કે તે આબાનું અડધિયુ ઈંડાવિનાનું યાવત્ જાળાં વિનાનું તેમજ વાકું છેદાયેલું, બરાબર કપાયેલુ છે, તો વિશુદ્ધ જાણી તે ગ્રહણ કરે

मूलम्-से भिक्खू वा (२) अभिकंखेज्जा उच्छुवण उवागच्छित्तए, जे तत्थ ईसरे जाव उग्गहंसि ॥ ६७४ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી શેરડીની વાડીમા જવા ઈચ્છે તો ત્યાના ઉપરી કે માલિકની રજા લે ...

मूलम्-अह भिक्खू इच्छेज्जा उच्छुं भोत्तए वा पायए वा, से ज्जं उच्छु जाणेज्जा सअंड जाव णो पडिग्गाहेज्जा। अतिरिच्छच्छिण्णं तहेव। तिरिच्छच्छिण्णं तहेव ॥ ६७५ ॥

અર્થ-હવે ત્યાં ભિક્ષુ કે ભિક્ષુણી શેરડી ખાવા કે પીવા ઈચ્છે તે ઈક્ષુખંડાદિને જો ઈંડા સહિત યાવત્ જાળા સહિત જાણે તો સ્વીકારે નહિ વાકી છેદેલ નહિ વ અને વાકી છેદેલ વ પાઠો તે જ પ્રમાણે

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण अभिकंखेज्जा अंतरुच्छुयं वा, उच्छुगंडिय वा, उच्छुचोयगं वा, उच्छुसालगं वा, उच्छुदालगं वा, साअंड जाव णो पडिग्गाहेज्जा ॥ ६७६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો વળી શેરડીનો અન્દરનો ભાગ, શેરડીની ગાઠ કે શેરડીની છાલ, શેરડીનો રસ કે શેરડીનો ટુકડો ખાવા કે પીવા ઇચ્છે, તો ઇંડાવાળો કે જાળાવાળો જાણે તો તેને અશુદ્ધ જાણી સ્વીકારે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा अंतरुच्छुयं वा जाव डालगं वा सअंडं जाव णो पडिग्गाहेज्जा ॥ ६७७ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી જો શેરડીના અંદરના ભાગનેયાવત્ ટુકડાને ઈંડાસહિત યાવત્ જાળાસહિત જાણે તો અશુદ્ધ જાણી સ્વીકારે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण जाणेज्जा अंतरुच्छयं वा जाव डालगं वा अप्पंडं जाव णो पडिग्गाहेज्जा अतिरिच्छच्छिण्णं ॥ ६७८ ॥

અર્થ-વળી તે ભિક્ષુ કે ભિક્ષુણી તે શેરડીના મધ્યભાગને વાકો ન છેદાયેલો જાણે, અણછેદાયેલો જાણે તો તેને અશુદ્ધ સમજી ન સ્વીકારે

मूलम्-तिरिच्छच्छिण्णं तहेव पडिग्गाहेज्जा ॥ ६७९ ॥

અર્થ-(પરંતુ) વાંકો છેદાયેલો, બરાબર કપાયેલો હોય તો સ્વીકારે.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेज्जा ल्हसुणवणं उवागच्छित्तए। तहेव तिण्णिआलावगा णवरं ल्हसुणं ॥ ६८० ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી લસણની વાડીમાં જવા ઇચ્છે તો તે (પૂર્વના) પ્રમાણે જ ત્રણ આલાપક બોલવા; ફરક એટલો કે (આમ્રને બદલે) લસણ કહેવું.

मूलम्-से भिक्खू वा (२) अभिकंखेज्जा ल्हसुणं वा, ल्हसुणकंदं वा, ल्हसुणचोयगं वा, ल्हसुणणालगं वा, भोत्तए वा पायए वा, से ज्जं पुण जाणेज्जा ल्हसुणं वा, जाव, ल्हसुण वीयं वा सअडं जाव णो पडिग्गाहेज्जा। एवं अतिरिच्छच्छिण्णेवि। तिरिच्छछिण्णे पडिग्गाहेज्जा ॥ ६८१ ॥

અર્થ-(ઔષધ વ. કારણ પડે ત્યારે) તે ભિક્ષુ કે ભિક્ષુણી જો લસણને, લસણના કંદને, લસણની છાલને, લસણની દાડીને ખાવા કે પીવા માગે અને જાણે કે આ લસણાદિ બીજવાળું, ઇંડાવાળું, જાળાવાળું વ. છે તો તેને સ્વીકારે નહિ. એ પ્રમાણે અણછેદાયેલું અને છેદાયેલું એ બાબત પાઠ કહેવા. (તેમાં છેદાયેલું સ્વીકારવું.)

मूलम्-से भिक्खू वा (२) आगंतारेसु वा (४) जाव, उग्गहियंसि, जे तत्थ गाहावईण वा गाहावइपुत्ताण वा इच्चेयाइं आयतणाइं उवातिकम्म ॥ ६८२ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે ધર્મશાળામાં આજ્ઞા માગી રહે ત્યાં ગૃહસ્થ કે ગૃહસ્થના પુત્રોની (પાઢિયારી ચીજો વિધિવત્ પાછી સોપે) અને આવાં કર્મબંધના સ્થાન વર્જીને રહે

मूलम्-अह भिक्खू जाणेज्जा इमाहिं सत्तहिं पडिमाहिं उग्गहं उगिण्हित्तए ॥ ६८३ ॥

અર્થ-વળી તે ભિક્ષુએ આ સાત પ્રતિમા (અભિગ્રહો) વડે અવગ્રહની અનુજ્ઞાનો વિધિ જાણવો.

[હવે પ્રતિમાઓ જણાવે છે. પહેલી પ્રતિમા ગચ્છની મર્યાદામા રહેલ આચારવત સાધુને લેવા યોગ્ય છે.]

मूलम्-तत्थ खलु इमा पढमापडिमा :-से आगंतारेसु वा (४) अणुवीइ उग्गह जाएज्जा, जाव, विहरिस्सामो। पढमा पडिमा ॥ ६८४ ॥

અર્થ-ત્યા ખરેખર આ (પ્રકારની) પ્રથમ પ્રતિમા છે. તે આવજાવવાળા ઘરમા વિચારીને (અર્થાત્ આ પ્રકારનુ ઘર મારે માટે જોઈએ, (બીજા પ્રકારનું હુ ન સ્વીકારુ ) પછી અનુજ્ઞા માગે તે પહેલી પ્રતિમા

मूलम्-अहावरा दोच्चा पडिमा :-जस्सणं भिक्खुस्स एवं भवति, "अह च खलु अण्णेसिं भिक्खूणं अट्ठाए उग्गहं गिण्हिस्सामि, अण्णेसिं भिक्खूणं उग्गाहिए उग्गहे उवाल्लिस्सामि।' दोच्चा पडिमा ॥ ६८५ ॥

અર્થ-હવે અનેરી બીજી પ્રતિમા જે ભિક્ષુને આવો સંકલ્પ હોય, 'હું ખરેખર બીજા મુનિઓ માટે ઘરની અનુજ્ઞા માગીશ અને બીજાના અનુજ્ઞાથી મેળવેલ ઘરમાં વસીશ ' આ બીજી પ્રતિમા [બીજી પ્રતિમા પણ ગચ્છમા રહેલા સાધુને લેવા યોગ્ય છે.]

मूलम्-अहावरा तच्चा पडिमा -जस्सणं भिक्खुस्स एवं भवति, "अह च खलु अण्णेसिं भिक्खूणं अट्ठाए उग्गहं गिण्हिस्सामि, अण्णेसिं च उग्गहिए उग्गहे णो उवाल्लिस्सामि। तच्चा पडिमा ॥ ६८६ ॥

અર્થ-હવે તેથી જુદી ત્રીજી પ્રતિમા જે કોઈ ભિક્ષુને આવો સંકલ્પ હોય, "હું ખરેખર બીજા મુનિઓને માટે ઘરની અનુજ્ઞા માગીશ, પણ બીજાએ માગેલ સ્થાનમાં હુ વસીશ નહિ." એ ત્રીજી પ્રતિમા તે (આ ભણનાર શિષ્યોની પ્રતિમા તે આચાર્ય માટે મકાન યાચે છે)

मूलम्-अहावरा चउत्था पडिमा :-जस्सणं भिक्खुस्स एवं भवति, "अह च खलु अण्णेसिं भिक्खूणं अट्ठाए उग्गह णो उगिण्हिस्सामि. अण्णेसिं च उग्गहे उगहिए उवाल्लिस्सामि।" चउत्था पडिमा ॥ ६८७ ॥

અર્થ-હવે તેથી જુદી ચોથી પ્રતિમા જે કોઇ ભિક્ષુને આવો સંકલ્પ હોય, 'હુ ખરેખર અન્ય મુનિઓ માટે ઘર માટે અનુજ્ઞા નહિ માગુ, પણ અન્ય દ્વારા માગેલ ઘરોમા રહીશ ' એ ચોથી પ્રતિમા. (આ ઉગ્રવિહારી મુનિ જે જિનકલ્પીની સેવા કરે તેની છે.)

मूलम्-अहावरा पचमा पडिमा :-जस्सणं भिक्खुस्स एवं भवति "अहं च खलु अप्पणो अट्ठाए उग्गहं उगिण्हिस्सामि, णो दोण्ह, णो तिण्ह, णो चउण्ह, णो पंचण्हं।" पचमा पडिमा ॥ ६८८ ॥

અર્થ-હવે તેથી જુદી પાચમી પ્રતિમા કોઈ ભિક્ષુને આ પ્રકારનો સંકલ્પ હોય કે 'હું ખરેખર પોતાને માટે તો મકાનની રજા માગીશ, પરંતુ બેને, ત્રણને, ચારને કે પાચને માટે અવગ્રહની-મકાનની અનુજ્ઞા નહીં માગુ.' આ પાચમી પ્રતિમા (જિનકલ્પી મુનિને માટે છે)

मूलम्-अहावरा छट्ठा पडिमा :-से भिक्खू वा (३) जस्सण उग्गहे उवल्लिएज्जा, जे तत्थ अहासमण्णागते, तंजहा इक्कडे जाव पलाले वा, तस्स लाभे संवसेज्जा, तस्स अलाभे उक्कुडुए वा णेसज्जिए वा विहरेज्जा। छट्ठा पडिमा ॥ ६८९ ॥

અર્થ-હવે એથી જુદી છઠ્ઠી પ્રતિમા તે ભિક્ષુને એવો સકલ્પ હોય કે 'જેનુ મકાન વગેરે રજા માગી લઈશ. તેનુ જ ત્યા જે પ્રાપ્ત થાય તેવું ઈક્કડ ઘાસ કે પરાળ વગેરે હશે તે મળશે તો પથારી કરીશ, તે ન મળે તો ઉત્કટાસને રહીશ કે બેસીને રાત્રિ વીતાવીશ.' એ છઠ્ઠી પ્રતિમા. (જિનકલ્પી વગેરેની છે)

मूलम्–सत्तमा पडिमा :–से भिक्खू वा (२) अहासंथडमेव उग्गहं जाणेज्जा; तंजहा, पुढविसिलं वा, कट्ठसिलं वा, अहासंथडमेव, तस्स लाभे संवसेज्जा; तस्स अलाभे उक्कुडुओ वा णेसज्जिओ वा विहरेज्जा। सत्तमा पडिमा ॥ ६९० ॥

અર્થ–હવે (એથી જુદી અંતિમ) સાતમી પ્રતિમા. તે પૂર્વોક્ત પ્રમાણે જ; ફરક એટલો કે...'તે મકાનમાં જે પાથરેલ કે મૂકેલ શિલાદિક હોય તે મળે તો હું શૈયા કરીશ નહીં મળે તો પૂર્વ પ્રમાણે. ગત્રિ વીતાવીશ એ સાતમી પ્રતિમા. (ઉગ્રવિહારી જિનકલ્પી મુનિની છે.)

मूलम्–इच्चेतासिं सत्तण्ह पडिमाण अण्णयरं, जहा पिंडेसणाए ॥ ६९१ ॥

અર્થ–આ પ્રમાણે આ સાત પ્રતિમામાથી કોઇ એક પ્રતિમા મુનિ ધારે, જે પ્રમાણે પિંડૈષણામાં કહ્યો છે તે પાઠ.

मूलम्–सुयं मे आउसं, तेणं भगवया एव मक्खायं; इह खलु थेरेहिं भगवंतेहिं पंचविहे उग्गहे पण्णते :–तंजहा, देविंदोग्गहे. रायोग्गहे, गाहावइउग्गहे, सागारिय–उग्गहे, साहम्मियउग्गहे ॥ ६९२ ॥

અર્થ–હે આયુષ્માન, તે ભગવંત મહાવીર દેવે એમ કહેલું સાંભળ્યું છે. અહીં ખરેખર સ્થવિર ભગવંતોએ પાંચ પ્રકારના અવગ્રહ કહ્યા છે તે આ પ્રમાણે : દેવેન્દ્રનો અવગ્રહ, રાજાનો અવગ્રહ, ગૃહસ્થનો અવગ્રહ, આગારસહિત તાપસનો અવગ્રહ, તેમજ સમાનધર્મી મુનિનો અવગ્રહ.

मूलम्–एयं खलु भिक्खुस्स (२) सामग्गियं ॥ ६९३ ॥

અર્થ–એ પ્રમાણે ખરેખર તે ભિક્ષુની કે ભિક્ષુણીની આચારની સામગ્રી છે

સોળમું અધ્યયન પૂરું થયું.

**પ્રસ્તાવના :** આગળના અધ્યયનમા વસતિ–વસવાટ માટે મકાન યાચવાની બાબત કહી. હવે જે સ્થાનમા કાઉસગ્ગ, સજઝાય કે શૌચ–પેશાબ કરવાના હોય તેનું પ્રતિપાદન કરવાને આ અધ્યયન કહ્યુ છે.

અધ્યયન ૧૭ મું

मूलम्–से भिक्खू वा भिक्खुणी वा अभिकंखेइ ठाणं ठाइत्तए से अणुपविसेज्जा गामं वा, णगरं वा, जाव सण्णिवेसं वा। से अणुपविसित्ता गामं वा, जाव सण्णिवेसं वा, से ज्जं पुण ठाणं जाणेज्जा सअंडं जाव समक्कडासंताणयं, तं तहप्पगारं ठाणं अफासुयं अणेसणिज्जं लाभे संते णो पडिगाहेज्जा। एवं सेज्जागमेणं णेयव्वं। जाव उदयपसूयाइंति ॥ ६९४ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે કોઈ સ્થાનમા સ્થિરતા કરવા ઈચ્છે ત્યારે તેણે ગામમા કે

નગરમા કે યાવત્ કોઈ નાના ગામમાં પ્રવેશ કરવો. તે ગ્રામાદિમાં પ્રવેશ કરીને જો ત સ્થાનને ઇડાંવાળું યાવત્ કરોળિયાનાં જાળાં વાળું જાણે તો તે પ્રકારનું સ્થાન અશુદ્ધ અને અસ્વીકાર્ય જાણી લાભ થતો હોય તો પણ તે સ્વીકારવુ નહિ. આ પ્રમાણે શૈયાનો આ-લાપક કહેવો વળી જલમાથી ઉત્પન્ન કંદાદિનો પાઠ પણ કહેવો.

मूलम्-इच्चेयाइं आयतणाइं उवातिकम्म अह भिक्खु इच्छेज्जा चउहि पडिमाहिं ठाणं ठाइत्तए ॥ ६९५ ॥

અર્થ-એમ આ કર્મબધ સ્થાનો ઓળંગીને ભિક્ષુ આ ચાર પ્રતિમાઓ દ્વારા સ્થાને સ્થિરતા કરવા ઈચ્છે.

मूलम्-तत्थिमा पढमा पडिमा :-"अचित खलु उवसज्जेज्जा, अवलंबेज्ज काएण. विपरिकम्मादि· सवियारं ठाणं ठाइस्सामि" पढमा पडिमा ॥ ६९६ ॥

અર્થ-ત્યા પહેલી પ્રતિમા 'હું ખરેખર અચિત્ત સ્થાનનો ઉપયોગ કરીશ, વળી અચિત્ત ભીંત વગેરેને કાયા ટેકવીશ, તેમજ પરિકર્મ, હાથપગ આઘાપાછા કરીશ પગ હાલી શકે એવા સ્થાનમા રહીશ' એ પહેલી પ્રતિમા

मूलम्-अहावरा दोच्चा पडिमा :- अ चत्तं खलु उवसज्जेज्जा, अवलंबेज्जा काएण। विप्परिकम्माइ, णो सवियार ठाणं ठाइस्सामि दोच्चा पडिमा ॥ ६९७ ॥

અર્થ-હવે એથી જુદી બીજી પ્રતિમા. 'ખરેખર હુ અચિત્તસ્થાનમા રહીશ, અચિત્ત ભીંત વગેરેનો ટેકો લઈશ હાથપગ આઘાપાછા કરીશ પરતુ પગ હાલી શકે એવું સ્થાન નહિ લઉ એ બીજી પ્રતિમા

मूलम्-अहावरा तच्चा पडिमा :- अचित्तं खलु उवसज्जेज्जा, अवलंबेज्जा णो काएण, विप्परिकम्माइ, णो सवियारं ठाणं ठाइस्सामि त्ति। तच्चा पडिमा ॥ ६९८ ॥

અર્થ-હવે વળી જુદી એવી ત્રીજી પ્રતિમા. 'હુ અચિત્ત સ્થાનમાં સ્થિતિ કરીશ, સચિત્ત ટેકાને ટેકવીશ પણ કાયાથી હાથનો સચાર કે પગનો સચાર કરીશ નહિ. પાયસચાર ન થાય એવા સ્થાને સ્થિતિ કરીશ એ ત્રીજી પ્રતિમા

मूलम्-अहावरा चउत्था पडिमा :-अचित्तं खलु उवसज्जेज्जा, णो अवलबेज्जा काएण, णो विपरिकम्मादि, णो सवियारं ठाणं ठाइस्सामि, वोसट्ठकाए वोसट्ठकेसम सुलोमणहे संणिरुद्ध वा ठाणं ठाइस्सामि त्ति, चउत्था पडिमा ॥ ६९९ ॥

અર્થ-હવે એથી ભિન્ન એવી ચોથી પ્રતિમા 'હુ ખરેખર અચિત્ત સ્થાનમા સ્થિરતા કરીશ. ખરેખર કાયાને કયાય ટેકવીશ નહિ વળી કાયનો સચાર કે પગનો સહેજસાજ સંચાર થાય એવુ સ્થાન નહિ સ્વીકારુ કાયાને વોસરાવી, કેશ, દાઢી, રોમ, નખ વોસરાવીને સારી રીતે એકાત સ્થિર સ્થિતિમા રહીશ, એવી ચોથી પ્રતિમા

मूलम्-इच्चेयासिं चउण्हं पडिमाणं जाव पग्गहियतरायं विहरेज्जा। णो तत्थ किंचिवि वदेज्जा ॥ ७०० ॥

અર્થ–એ પ્રમાણે આ ચાર પ્રતિમામાથી કોઈ એક સ્વીકારીને બીજાની પ્રતિમા નિંદવી, પોતાની ઊંચી દેખાડવી, એવુ કઇ મુનિ બોલે નહિ.

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जाव जएज्जासि त्ति बेमि ॥ ७०१ ॥

અર્થ–એ પ્રમાણે ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીની આચારની સામગ્રી છે. યાવત્ હમેશા સાવધાન રહેવું એમ હું કહુ છું

સ્થાન સબધે પ્રથમ એવું સત્તરમું અધ્યયન પૂરું થયું.

[ અનુસંધાન—અહીં સ્થાન સંબધે ચર્ચાથી વિધિ દર્શાવ્યો. તે સ્થાન સ્વાધ્યાય, કાર્યોત્સર્ગ વગેરે માટે છે, તે કેમ કરવાં તેને માટે આગળ નિશિથિકાનો વિધિ કહેવામાં આવશે.]

અધ્યયન ૧૮મુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अभिकंखति णिसीहियं गमणाए; से पुण णिसीहियं जाणेज्जा सअंडं सपाणं जाव मक्कडासंताणयं, तहप्पगारं णिसीहियं अणेसणिज्जं लाभे संते णो चेतिस्सामि ॥ ७०२ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે સ્વાધ્યાયભૂમિ પર બેસવા માગે ત્યારે જો તેને જણાય કે સ્વાધ્યાયભૂમિ ઈંડાવાળી યાવત્ જાળાવાળી છે, તો તે પ્રકારની ન ગવેષવા યોગ્ય ભૂમિ મળતી હોય તો પણ ત્યાં બેઠક સ્વીકારે નહિ

मूलम्-से भिक्खू वा (२) अभिकंखइ णिसीहिय गमणाए; से ज्जं पुण णिसीहियं जाणेज्जा अप्पडं अप्पपाणं जाव मक्कडासंताणयं, तहप्पगारं णिसीहियं फासुयं एसणिज्जं लाभे संते चेतिस्सामि। एवं सेज्जागमेण णेयव्वं, जाव उदयपसूयाए त्ति ॥ ७०३ ॥

અર્થ–તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે સ્વાધ્યાયભૂમિ પર બેસવા માગે ત્યારે જો તેને જણાય કે સ્વાધ્યાયભૂમિ ઈંડા વગરની યાવત્ જાળા વગરની છે, તો તે પ્રકારની પવિત્ર અને સ્વીકાર્ય ભૂમિ મળતી હોય તો ત્યાં બેઠક કરે એ પ્રમાણે શૈયા સંબધે પાઠ જાણવા, યાવત્ પાણીમા ઉત્પન્ન કંદ વગેરે

मूलम्-जे तत्थ दुवग्गा वा, तिवग्गा वा, चउवग्गा वा; पंचवग्गा वा, अभिसंधारेइ णिसीहियं गमणाए, ते णो अण्णमण्णस्स कायं आलिंगेज्ज वा विलिंगेज्ज वा, चुवेज्ज वा दंतेहिं वा णहेहिं वा अच्छिदेज्ज वा ॥ ७०४ ॥

અર્થ-જે તે ભૂમિમા બે જણ, ત્રણ જણ, ચાર જણ અથવા પાચ જણ જવાને સ્વાધ્યાયભૂમિમાં પ્રવૃત્ત થાય તે એકબીજાને કાયાને આલિગન ન કરે, વિધવિધ મોહચેષ્ટા ન કરે, ચુબન ન કરે, દાતથી કે નખથી એક બીજાને કાયા પર ખોતરે નહિ.

मूलम्-एय खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं सहिए समिए सदा जएज्जा सेयमिणं मण्णेज्जासि त्ति बेमि ॥ ७०५ ॥

અર્થ-આ ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીની આચાર-સામગ્રી છે, જેના દ્વારા બધી બાબતમાં ગુણ-સહિત સમિતિયુક્ત પુરુષે જાગૃત રહેવું અને એમા શ્રેય માનવું, એમ હું કહું છું.

અઢારમુ અધ્યયન પૂરુ થયું

અધ્યયન ૧૯મુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा उच्चारपासवणकिरियाए उव्वाहिज्जमाणे सयस्स पायपुंच्छणस्स असत्तीए तओ पच्छा साहम्मियं जाएज्जा ॥ ७०६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણીને જ્યારે શૌચપેશાબની હાજત થાય ત્યારે પોતાની પગપૂજણીનો ઉપયોગ કરે. ન હોય તો સાધર્મિક અર્થાત્ સાથેના સાધુ પાસે તેની યાચના કરે.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा से ज्जं पुण थंडिल्लं जाणेज्जा सअंडं सपाणं जाव मक्कडासंताणयं, तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७०७ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી તે શૌચસ્થાનને ઈંડાવાળુ, જીવજંતુવાળુ યાવત્ કરોળિયાના જાળાવાળું જાણે તો તે પ્રકારના શૌચસ્થાનમા શૌચપેશાબ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा अप्पपाणं अप्पबीयं जाव मक्कडासंताणयं, तहप्पगारंसि थंडिलंसि उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७०८ ॥

અર્થ-પરંતુ તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે તે શૌચની જગાને (ઇંડારહિત) પ્રાણરહિત, બીજરહિત યાવત્ જાળા વિનાની જાણે ત્યારે તે પ્રકારના શૌચસ્થાનમા તે શૌચપેશાબ કરે

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा:-अस्सिंपडियाए एगं साहम्मियं समुद्दिस्स अस्सिंपडियाए बहवे साहम्मिया समुद्दिस्स, अस्सिंपडियाए एगं साहम्मिणिओ समुद्दिस्स अस्सिंपडियाए बहवेसमणमाहणवणीमगा पगणिय पगणिय समुद्दिस्स पाणाइ (४) जाव उद्देस्सियं चेतेति, तहप्पगारं थंडिलं पुरिसंतरकडं जाव बहिया णीहडं वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७०९ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી શૌચસ્થાનની બાબતમા એમ જાણે કે આને માટે, આ સાથી સાધુનુ નામ પાડીને, આને માટે બહુ સાધુને લક્ષમા રાખી, એ જ પ્રમાણે એક સાધ્વી, ઘણી સાધ્વી-

લક્ષમાં રાખીને, તેમજ આને માટે એટલે ઘણા શ્રમણ, બ્રાહ્મણ, દુખિયા, યાચક વગેરેની ગણતરી કરીને તેમને લક્ષમા રાખીને, પ્રાણની, ભૂતની, બીજની, અને જીવોની હિંસા કરીને, આ સ્થંડિલ બનાવેલ છે, તો તે પ્રકારનું શૌચસ્થાન ભલે બીજા પુરુષ માટે કરેલ હોય, બહાર જુદું પડેલું હોય તો પણ તે પ્રકારના સ્થંડિલમાં મુનિએ શૌચ-પેશાબ કરવાં નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा वहवे समण-माहण-किवण-वणीमग-अतिही समुद्दिस्स पाणाइं (४) जाव उद्देसियं चेतेति, तहप्पगारं थंडिलं पुरिसंतरकडं जाव वहिया अनीहडं वा, अण्णयरंसि वा, तहप्पगारंसि थंडिलंसि वा अुच्चारपासवणं वोसिरेज्जा ॥ ७१० ॥

અર્થ-તે ભિક્ષુને (૨) જો શૌચસ્થાન બાબત એમ જણાય કે ઘણા શ્રમણ, બ્રાહ્મણ, રંક, અતિથિઓને માટે પ્રાણાદિની હિંસા કરીને યાવત્ તેમને લક્ષમા રાખી, આ કર્યું છે, તો તે પ્રકાર અન્ય માણસો માટે બનાવેલુ, બહાર જુદુ ન પાડેલું, અથવા તે પ્રકારના કોઈ અન્ય (નિર્દોષ) શૌચસ્થાનમા તેણે શૌચાદિ કરવા.

मूलम्-अह पुण एवं जाणेज्जा पुरिसंतरकडं जाव वहियाणीहडं वा, अण्णयरंसि तहप्पगारंसि थंडिलंसि उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७११ ॥

અર્થ-તે ભિક્ષુ જો એમ જાણે કે બીજા માણસ માટે કરેલુ યાવત્ બહાર જુદું ન પાડેલું આ સ્થાન છે, તો તેવા પ્રકારના કોઈ પણ સ્થાને તેણે શૌચાદિ કરવાં

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा अस्सिंपडियाए कयं वा, कारियं वा, पामिच्चियं वा, छण्णं वा, घट्ठं वा, लित्तं वा, मट्ठं वा, सपधूवितं वा, अण्णयरंसि तहप्पगारंसि थंडिलंसि णो अुच्चारपासवणं वोसिरेज्जा ॥ ७१२ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી એ સ્થંડિલ કે શૌચની જગાની બાબતમાં એમ જાણે કે આને માટે આ જગા કરવામા આવી છે, કરાવવામા આવી છે, ઉધાર લેવામાં આવી છે, આચ્છાદિત કરવામા આવી છે, કે ઘસવામા, સમારવામા કે લીંપવામા આવી છે, સુગંધી કરવામા આવી છે, તો તે પ્રકારનાં કોઈ પણ (બીજાએ ન ભોગવેલ) સ્થાનનો તે ઉપયોગ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-इह खलु गाहावई वा गाहावइ पुत्ता वा, कंदाणि वा मूलाणि वा, जाव हरियाणि वा अंतातो वाहिं णीहरिंत, वाहाओ वा अंतो साहरंति अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो अुच्चार-पासवणं वोसिरेज्जा ॥ ७१३ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી સ્થંડિલની બાબતમાં હવે જો એમ જાણે કે અહીં ખરેખર, ગૃહસ્થ કે ઘરધણીના પુત્રો, (વનસ્પતિના) કંદને, મૂળને, લીલાં પાનને અંદરથી બહાર લઈ જાય

છે અને બહારથી અંદર લઈ આવે છે, તો તેવા પ્રકારનામાથી કોઈ સ્થંડિલમાં તે શૌચાદિ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा खंधंसि वा पीढंसि वा, मंचंसि वा, मालसि वा, अट्टंसि वा, पासायंसि वा,-अण्णयरंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७१४ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી સ્થંડિલની બાબતમાં એમ જાણે કે તે થાંભલા પર, બાજોઠ પર, માચડા પર, માળ પર કે ઊંચા ઓટલા પર કે હવેલી પર છે, તો તેવા પ્રકારનામાંથી કોઈ ઊંચા સ્થંડિલમાં તે શૌચાદિ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा अणंतरहियाए पुढवीए, ससणिद्धाए पुढवीए, ससरक्खाए पुढवीए, मट्टियामक्कडाए, चित्तमंताए सिलाए चित्तमंताए, लेलुए चित्तमंताए, कोलावासंसि वा दारुयंसि वा, जीवपइट्ठियंसि वा जाव मक्कडसंताणयंसि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७१५ ॥

અર્થ-જો તે ભિક્ષુ કે ભિક્ષુણી સ્થંડિલની બાબતમા એમ જાણે કે તેની નજીકની પૃથ્વી ચીકણી છે, માટીવાળી યાવત્ જાળાવાળી, વળી સચિત્ત શિલાવાળી, સચિત્ત ઢેફાવાળી, સચિત્ત ઉધઈના રાફડાવાળી, અથવા જીવજંતુ સહિત લાકડા પર છે યાવત્ કરોળિયાના જાળા પર છે, તો તેવા પ્રકારનામાથી કોઈ પણ સ્થંડિલમાં મુનિ શૌચપેશાબ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-इह खलु गाहावई वा गाहावइपुत्ता वा, कंदाणि वा जाव वीयाणि वा परिसाडेंसु वा परिसाडेंति वा, परिसाडिस्संति वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७१६ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી સ્થંડિલ સબંધે એમ જાણે કે અહી ખરેખર ઘરધણી કે તેના પુત્રો (વનસ્પતિના) કંદ, મૂળિયા, બીજ વ સડાવતા હતા, સડાવે છે કે સડાવવા ના છે તો તેવા પ્રકારનામાથી કોઈ શૌચસ્થાનમાં તે શૌચાદિ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-इह खलु गाहावई वा गाहावइपुत्ता वा, सालीणि वा, वीहीणि वा, मुग्गाणि वा, मासाणि वा, तिलाणि वा, कुलत्थाणि, जवाणि वा, जवजवाणि वा पतिरिंसु वा पतिरिंति वा पतिरिस्संति वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७१७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો સ્થંડિલની બાબતમા એમ જાણે કે અહીં ખરેખર ઘરધણી કે કે ઘરધણીના પુત્રો, શાલિબીજ (ડાંગર), ચોખા, મગ, અડદ, તલ, કળથી, જવ, કે જવ જેવાં ધાન વેરતા હતા, વેરે છે, વેરશે તો તેવા પ્રકારનામાના કોઈપણ સ્થંડિલમા તે મુનિએ શૌચપેશાબ કરવાં નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-आमोयाणि वा घसाणि वा, मिलुयाणि वा, विज्जुलाणि वा, खाणुयाणि वा, कडयाणि वा, पगडाणि वा, दरीणि वा, पडुग्गाणि वा, समाणि वा, विसमाणि वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७१८ ॥

અર્થ-હવે તે ભિક્ષુણી કે ભિક્ષુ એમ જાણે કે આ સ્થંડિત તો ઉકરડા, ઘાસ, સૂક્ષ્મભૂમિની ૫૨૫રા, પીછા, થાંભલા, શેરડીના દંડકો, મોટા ખાડા, ગુફા, દુર્ગાકાર જગા છે, તો તે સમતલ હોય કે વિષમતલ હોય તેવા પ્રકારનામાથી કોઈપણ સ્થંડિલમાં તે શૌચાદિ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-माणुसरंधणाणि वा महिसकरणाणि वा वसभकरणाणि वा अस्सकरणाणि कुक्कुडकरणाणि वा लावयकरणाणि वा वट्टय-करणाणि वा तित्तिरकरणाणि वा कवोयकरणाणि वा कपिंजलकरणाणि वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७१९ ॥

અર્થ--તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે આ મનુષ્યો માટે રાંધણીયા છે, પાડાના તબેલા, બળદના તબેલા, ઘોડાના તબેલા, કૂકડાના વાડા, લાવરીના વાડા, વર્તક (બતક) પક્ષીના વાડા, અથવા તેતર, કબૂતર, ચાતક પક્ષીના વાડા, અથવા તેવા પ્રકારનાં સ્થાન છે તો તેવા પ્રકારનામાથી કોઈપણ શૌચસ્થાનમાં મુનિ શૌચાદિ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा वेहाणसट्ठाणेसु वा गिद्धपिट्ठट्ठाणेसु वा तरुपत्तणट्ठाणेसु वा मेरु पवडणट्ठाणेसु वा विसभक्खणट्ठाणेसु वा अगणिकडयट्ठाणेसु वा अण्णयरंसि तहप्पगारंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७२० ॥

અર્થ-વળી મુનિ (૨) જો એમ જાણે કે આ સ્થંડિલ તાપસોના સ્થાનમાં છે, (અથવા ગળાફાસો ખાવાના સ્થાનમા છે.) ગીધોના ખોરાક માણસ બને તે સ્થાન, વૃક્ષ પરથી પડી મરવાના સ્થાન, પર્વત પરથી પડી મરવાના સ્થાન, ઝેર ખાઈ મરવાનાં સ્થાન, અગ્નિમા બળી મરવાના સ્થાન છે, તો તેવા પ્રકારનામાથી કોઈ સ્થંડિલમા તે શૌચાદિ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-आरामाणि वा उज्जाणाणि वा वणाणि वा वणसंडाणि वा देवकुलाणि सभाणि वा पव्वाणि वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७२१ ॥

અર્થ-વળી મુનિ (૨) જો એમ જાણે કે આ સ્થંડિલ, રમતગમતના સ્થાન, બગીચા, વન કે વનપ્રદેશ દહેરા સભા કે પાણીની પરબ છે, તો તેવા પ્રકારનામાથી કોઈ પણ શૌચસ્થાનમા મુનિ શૌચાદિ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-अट्टालयाणि वा चरियाणि वा दाराणि वा गोपुराणि-वा अण्णयरंसि तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७२२ ॥

અર્થ-વળી મુનિ જો સ્થંડિલની બાબતમા એમ જાણે કે આ કિલ્લાના ઊંચા સ્થાન, ફરવાનાં સ્થાન, દરવાજા, અથવા મોટા દરવાજા છે, તો તેવા પ્રકારનાંમાથી કોઈ સ્થંડિલમાં તે શૌચાદિ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-तियाणि वा चउक्काणि वा चक्कराणि वा चउम्मुहाणि वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७२३ ॥

અર્થ-વળી મુનિ (૨) જો જાણે કે આ ત્રણ રસ્તાનો મેળાપ, ચોક, ચોરો, અથવા ચાર રસ્તાનો મેળાપ છે, તો તે પ્રકારના કોઈ સ્થાનમા મુનિ શૌચ કે પેશાબ કરે નહિ.

मूलम्-से भिक्खू (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा इंगारडाहेसु वा खारडाहेसु वा मडयडाहेसु वा मडयथूभियासु वा मडयचेइएसु वा अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७२४ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જો એમ જાણે કે આ સ્થંડિલ કોલસાની ભઠ્ઠીમા, કે ચૂના વગેરેની ભઠ્ઠીમા, સ્મશાનમા, કે મરેલના સ્તૂપ પાસે, કે મરેલની દેરી વ. પાસે છે, તો તેવા પ્રકારના સ્થાનમાં મુનિ શૌચ કે પેશાબ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-णदियायतणेसु वा पंकायतणेसु वा ओघायतणेसु वा सेयणवहंसि वा-अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७२५ ॥

અર્થ-વળી તે મુનિ જો જાણે કે આ સ્થાન નદીના તીર્થ પર, કાદવ પર લોકો જ્યા આળોટે (ધર્મબુદ્ધિએ) ત્યા, પ્રવાહ પાસે કે સિંચાઈ માટે માર્ગ પર છે, તો તેવા સ્થાન પર મુનિ શૌચાદિ ન કરે

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-णवियासु वा मट्टियखाणियासु, णवियासु वा गोप्पलेहियासु गवादणीसु वा, खणीसु वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७२६ ॥

અર્થ-વળી મુનિ (૨) જો એમ જાણે કે આ સ્થાન, નવી જ (તાજી જ) માટીની ખાણોમા છે, કે નવી ગાયની ગમાણ છે, કે નવી ખાણ છે, તો તેવા પ્રકારના કોઈ સ્થાનમાં ભિક્ષુએ કે ભિક્ષુણીએ શૌચ કે પેશાબ કરવા નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-डागवच्चंसि वा, सागवच्चंसि वा, मूलगवच्चंसि वा, हत्थंकवच्चंसि वा, अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७२७ ॥

અર્થ-વળી તે ભિક્ષુ (૨) જો એમ જાણે કે આ સ્થાન ડાળીપ્રધાન શાકની વાડીમા, શાકની વાડીમાં, મૂળાની વાડીમા કે હસ્તંકર છોડની વાડીમાં છે, તો તે પ્રકારનાં કોઈ સ્થાને મુનિ શૌચાદિ કરે નહિ

मूलम्-से भिक्खू वा (२) से ज्जं पुण थंडिलं जाणेज्जा-असणवणंसि वा, सणवणंसि वा, धायईवणंसि वा, केयईवणंसि वा, अववणंसि वा, असोगवणंसि वा, णागवणंसि वा, पुण्णागवणंसि वा, चुण्णगवणंसि वा, अण्णयरेसु वा तहप्पगारेसु पत्तोवएसु वा, पुप्फोवएसु वा, फलोवएसु वा, वीओवएसु वा, हरिओवएसु वा, णो उच्चारपासवणं वोसिरेज्जा ॥ ७२८ ॥

અર્થ-હવે જો તે ભિક્ષુ જાણે કે આ સ્થાન બીજોરાની વાડીમા છે, શણની વાડીમાં, ધાય વનસ્પતિના વનમા, કેતકીની વાડીમા, આંબાની વાડીમાં, આસોપાલવની વાડીમાં, નાગરવેલની વાડીમાં, સુલતાન ચંપાની વાડીમાં, કે ચૂનાના કારખાનામાં છે તો તે પ્રકારનાં સ્થાનમાંથી કોઈ સ્થાનમાં મુનિ શૌચાદિ ન કરે.

मूलम्-से भिक्खू वा (२) सयपाययं वा परपाययं वा गहाय सेत्तमायाए एगंत मवक्कमेज्जा उरणावायंसि असंलोइयंसि अप्पपाणंसि जाव मक्कडासंताणयंसि अहारामंसि वा उवस्सयंसि उच्चारपासवणं वोसिरेज्जा; वोसिरित्ता सेत्तमादाय एगंतमवक्कमेज्जा अणावायंसि जाव मक्कडासंताणयंसि अहारामंसि वा ज्झामथंडिलंसि वा अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि अचित्तंसि ततो संजयामेव उच्चारपासवणं परिट्ठवेज्जा ॥ ७२९॥

[ હવે કયા શૌચાદિ જવુ, કેવી રીતે શૌચ વિધિ કરવો ]

અર્થ-તે ભિક્ષુ (૨) પોતાનુ પાત્ર કે અન્યનુ પાત્ર ગ્રહણ કરી, તેને લઈને એકાત સ્થાનમા જાય જ્યા માણસોની અવરજવર ન હોય, જ્યાં માણસો જોઈ શકે તેમ ન હોય, જ્યાં જીવજંતુ કે કરોળિયાના જાળા વ ન હોય તેવા જૂના બગીચામા કે ઘરમા શૌચપેશાબ કરે તે શૌચાદિ કરીને તેને લઈને એકાત સ્થાનમા જાય અને અવરજવર વિનાના યાવત્ જાળા વિનાના વનખંડમા કે અગ્નિશાત સ્થાનમા, કે તેવા પ્રકારનાં કોઈ અનેરા સ્થાનમા મળમૂત્રને પરઠી દે

मूलम्-एवं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जाव जएज्जासि त्ति बेमि ॥ ७३०॥

અર્થ-આ પ્રમાણે ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીની આચાર-સામગ્રી છે યાવત્ સદા સાવધાન રહેવુ એમ હું કહુ છુ

શૌચાદિનો વિષય પૂર્ણ થયો

ઓગણીસમુ અધ્યયન પૂરુ થયુ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा मुइंगसद्दाणि वा, नंदीमुइंग सद्दाणि वा, झल्लरिसद्दाणि वा, अण्णयराणि वा, तहप्पगाराणि विरुवरुया णि वितताइं सद्दाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ ७३१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી મૃદંગના તાલ, બાર પ્રકારના વાદ્યનો સ્વર (નંદી), ઝાલરના રણકાર કે બીજા તેવા પ્રકારના વિવિધ વિસ્તરતા સ્વરો કર્ણપ્રવાહે પડે તે હેતુએ તે સ્થાને જવાને વિચારે નહિ

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, वीणासद्दाणि वा, विपंचिसद्दाणि वा, वच्चीगसद्दाणि वा, तुणयसद्दाणि वा, पणयसद्दाणि वा, तुंबवीणियसद्दाणि वा, ढुंकुलसद्दाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरुवरुवाणि सद्दाणि तताइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ ७३२ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી કેટલાક સ્વરો જ્યારે સાંભળે જેવા કે વીણાના સ્વરો, વિપંચીના સ્વરો, દિલરૂબાના સ્વરો, તંબૂરાના સ્વરો, સિતારના સ્વરો, તુંબવીણાના શબ્દો, રેશમી તંતુથી થતા શબ્દો કે એવા કોઈ પણ વિવિધ સ્વરો વિસ્તરેલ જાણી સાંભળવા માટે ત્યાં જવા વિચારે નહિ

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, तालसद्दाणि वा, कंसतालसद्दाणि वा, लत्तिय सद्दाणि वा, गोहिय सद्दाणि वा, किरिकिरिय सद्दाणि वा, अण्णयराणि वा तहप्पगाराइं विरुवरुवाइं तालसद्दाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ ७३३ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કેટલાક સ્વરો, જેવા કે કરતાળના શબ્દો, ઝાંઝપખાજના શબ્દો, મંજિરાના શબ્દો, પીપુડાના સ્વરો, વંશવાજિંત્રના સ્વરો કે તેવા પ્રકારના વિવિધ તાલયુક્ત સ્વરો સાંભળવાની અભિલાષાએ તે દિશામાં જવા ઈચ્છે નહિ

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, संखसद्दाणि वा, वेणुसद्दाणि वा, वंससंद्दाणि वा, खरमुहीसद्दाणि वा, परिपिरियसद्दाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरुवरुवाइं सद्दाइं झुसिराइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ ७३४ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કેટલાક સ્વરો જેવા કે શંખના નાદ, મુરલીના સ્વર, વાંસના બ્યુગલના સ્વર, ખરમુખીના શબ્દ, શરણાઈના શબ્દ કે તેવા પ્રકારના વિવિધ શબ્દો સાંભળે તો તે વાયુથી ઉત્પન્ન થતા વિવિધ સ્વરો સાંભળવાની અભિલાષાએ મુનિ તે દિશામાં જવા વિચારે નહિ

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, वप्पाणि वा फलिहाणि वा,

जाव सराणि वा, सरपंतियाणि वा, सरस्सरपंतियाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरुवरुवाइं सद्दाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ ७३५ ॥

અર્થ-હવે તે ભિક્ષુને (૨) આવા શાત સ્વરો સંભળાય, જેમ કે ક્યારાના, ખાઇના પાણીના, સરોવરના, સરોવરોની હારના, લાંબી સરોવરની હારોના, તો તે પ્રકારના અનેરા વિવિધ શાત સ્વરો સાભળવાની અભિલાષાએ મુનિ તે દિશામાં જાય નહિ

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, कच्छाणि वा, णूमाणि वा, गहणाणि वा, वणाणि वा, वणदुग्गाणि वा, पव्वयाणि वा, पव्वयदुग्गाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरुवरुवाइं सद्दाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ ७३६ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી આવા શબ્દો સાંભળે જેમકે ફળદ્રૂપ પ્રદેશના, ઝાડીના, ગાઢ ઝાડીના, વનના, વનના દુર્ગોના, પર્વતોના પર્વતના દુર્ગોના કે અનેરા વિવિધ તે પ્રકારના (પવનના સુસવાટથી થતા) શબ્દો સાંભળી, સાભળવાની અભિલાષાએ તે દિશામાં જવાનું વિચારે નહિ.

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति तंजहा, गामाणि वा, णगराणि वा, णिगमाणि वा, रायहाणिओ वा, आसनपट्टणसंणिवेसाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइं णो अभिसंधारेज्जा गमणाए ॥ ७३७ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે કેટલાક આવા સ્વરો સાભળે, જેમકે ગામોના, નગરોના, બજારોના, રાજધાનીના, કે નજીક રહેલ કસબાના કે નાના ગામના કે તે પ્રકારના અનેરા વિવિધ સ્વરો સાભળી, તે સાભળવાની અભિલાષાએ તે દિશામાં જવા વિચારે નહિ.

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, आरामाणि वा, उज्जाणाणि वा, वणाणि वा, वणसंडाणि वा, देवकुलाणि वा, सभाणि वा, पवाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइं णो अभिसंधारेज्जा गमणाए ॥ ७३८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી જ્યારે કેટલાક શબ્દો સાભળે, જેમકે, ક્રીડાસ્થાનના, બગીચાના, વનના, ઉપવનના, દહેરાના, સભાના, પરબોના, કે તેવા પ્રકારના કોઈ શબ્દો સાંભળી, સાભળવાની ઇચ્છાએ તે દિશામાં જવા વિચારે નહિ

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, अट्टाणि वा, अट्टालयाणि वा, चरियाणि वा, दाराणि वा, गोपुराणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइं णो अभिसंधारेज्जा गमणाए ॥ ७३९ ॥

અર્થ-હવે તે ભિક્ષુ (૨) જ્યારે કેટલાક શબ્દો સાભળે, જેમકે દુર્ગના ઊંચા સ્થાનોના, ઓટલા-

ઓના, ફરવાના માર્ગોના, દ્વારોના, મુખ્ય દરવાજાના, કે એવા પ્રકારના વિવિધ કોઈ પણ શબ્દો સાભળી, સાભળવાની અભિલાષાએ મુનિ તે દિશામા જવા વિચારે નહિ

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइ सद्दाइ सुणेति, तंजहा, तिगाणि वा, चउक्काणि वा, चच्चराणि वा, चउम्मुहाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं सद्दाइं णो अभिसंधारेज्जा गमणाए ॥ ७४० ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી કેટલાક શબ્દો સાભળે જેમ કે ત્રિભેટાના, ચોકના, ચોરાના, ચૌરસ્તાના કે એવા પ્રકારના કોઈ પણ શબ્દો સાભળી, તે સાભળવાની અભિલાષાએ મુનિ તે દિશામા જવા વિચારે નહિ

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइं सद्दाइं सुणेति, तंजहा, महिसट्ठाणकरणाणि वा, वसभट्ठाणकरणाणि वा, अस्सट्ठाणकरणाणि वा, हत्थिट्ठाणकरणाणि वा जाव कपिंजलट्ठाणकरणाणि वा, अण्णयराइ वा तहप्पगाराइ सद्दइ णो अभिसंधारेज्जा गमणाए ॥ ७४१ ॥

અર્થ-હવે તે મુનિ (૨) કેટલાક શબ્દો સાભળે, જેમકે પાડાઓના તબેલાના, બળદના વાડાના, ઘોડાના તબેલાના, હાથીની ગજશાળાના, યાવત્ ચાતક પક્ષીના વાડાના કે તે પ્રકારના અનેરા શબ્દો સાભળી, મુનિ સાંભળવાની ઈચ્છાએ તે દિશામાં જવા વિચારે નહિ

मूलम्-से भिक्खू वा (२) अहावेगइयाइ सद्दाइ सुणेति, तंजहा, महिसजुद्धाणि वा, वसभजुद्धाणि वा, अस्सजुद्धाणि वा, हत्थिजुद्धाणि वा, जाव कविजलजुद्धाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्जा गमणाए ॥ ७४२ ॥

અર્થ-હવે તે મુનિ (૨) કેટલાક શબ્દો સાભળે, જેમકે પાડાના યુદ્ધના, બળદના યુદ્ધના, ઘોડાના યુદ્ધના, હાથીના યુદ્ધના, યાવત્ કપિજલ પક્ષીઓના યુદ્ધના, તો તે પ્રકારના અનેરા શબ્દો સાભળી, મુનિ સાભળવાની અભિલાષાએ તે દિશામા જવા વિચારે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अहावेगयाइ सद्दाइं सुणेति, तंजहा, पुव्वजूहियट्ठाणाणि वा, हयजूहियट्ठाणाणि वा, गयजूहियट्ठाणाणि वा, अण्णयराइ वा तहप्पगाराइ णो अभिसंधारेज्जा गमणाए ॥ ७४३ ॥

અર્થ-હવે તે મુનિ અથવા સાધ્વી કેટલાક શબ્દો સાભળે, જેમકે પૂર્વકથિત (પાડા-બળદના) જૂથમા રહેતા થતા શબ્દો, ઘોડાના સમુદાયના, હાથીના સમૂહના કે તે પ્રકારના અનેરા શબ્દો સાંભળી, તે સાંભળવાની અભિલાષાએ મુનિ તે દિશામા જવા વિચારે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा जाव सुणेति, तंजहा, अक्खाइ-यट्ठाणाणि वा, माणुम्माणियट्ठाणाणि वा, महयाहयणट्टगीय-वाइयतंति-तल-ताल-तुडिय-पडुप्पवाइयट्ठाणाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्जा गमणाए ॥ ७४४ ॥

અર્થ-હવે તે ભિક્ષુ (૨) કેટલાક શબ્દો જ્યારે સાંભળે જેમકે, કથાકથનના સ્થાનના, તોલમાપના સ્થાનના, મોટા અવાજે થતાં નૃત્ય, ગીત, વાજિંત્ર, તંત્રી, તલ, તાલ, ત્રુટિતથી ઉત્પન્ન વાજિંત્ર સ્થાનના નાદ, અથવા એ પ્રકારના અન્ય શબ્દો સાંભળી, મુનિ સાંભળવાની અભિલાષાએ તે દિશામાં જવા વિચારે નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा जाव सुणेति, तंजहा,-कलहाणि वा, डिंबाणि वा, डमराणि वा, दोरज्जाणि वा, विरुद्धरज्जाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्जा गमणाए ॥ ७४५ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી કેટલાક શબ્દો સાંભળે, જેમકે કલહના, ભયના અવાજ, ઉપદ્રવ (બળવા) ના અવાજ, બે રાજ્યના અવાજ કે વિરુદ્ધ લડતાં રાજ્યોના અવાજ, તેવા પ્રકારના અવાજોને સાંભળવાને મુનિ ત્યાં જવા વિચારે નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा जाव सद्दाइं सुणेति, खुड्डियं दारियं परिभुयं मंडियालंकिय-निवुज्झमाणियं पेहाए, एगं पुरिसं वा वहाए णीणिज्जमाणं पेहाए अण्णयराइं वा तहप्पगाराइं णो अभिसंधारेज्जा गमणाए ॥ ७४६ ॥

અર્થ-વળી તે ભિક્ષુ કે ભિક્ષુણી કેટલાક અવાજ સાંભળે, જેમકે નાની બાલિકા, કન્યા, શોભાવેલી શણગારી અશ્વપર લઈ જવાતી જોઈને, કે કોઈ પુરુષને વધ માટે લઈ જવાતો જોઈને કે એવા પ્રકારના બીજા કોઈ શબ્દો સાંભળીને તે તે બાજુ જવા વિચારે નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अण्णयराइं विरुवरुवाइं महासवाइं एवं जाणेज्जा, तंजहा, बहुसगडाणि वा, बहुरहाणि वा, बहुमिलक्खूणि वा, बहु पच्चंताणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरुवरुवाइं महासवाइं कण्णसोयपडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ ७४७ ॥

અર્થ-તે ભિક્ષુ (૨) આવા વિવિધ અનેરાં મહાન આશ્રવનાં સ્થાન આ પ્રમાણે જાણે; ઘણા ગાડા હોય તે સ્થાનો, જ્યાં ઘણા રથો હોય તે સ્થાન, ઘણા મ્લેચ્છો હોય તે સ્થાન, જ્યા ઘણા સીમાવાસીઓ હોય તે કે તેવા પ્રકારનાં વિવિધમાંથી કોઈ પણ મહાન આશ્રવનાં સ્થાને મુનિ શબ્દો સુણવા માટે જવા વિચારે નહિ.

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा विरुवरुवाइं महुस्सवाइं एवं जाणेज्जा, तंजहा, इत्थीणि वा, पुरिसाणि वा, थेराणि वा, डहराणि वा, मज्झिमाणि वा, आभरण विभूसियाणि वा, गायंताणि वा, वायंताणि वा, णच्चंताणि वा, हसंताणि वा, रमंताणि वा, मोहंताणि वा, विपुल असणपाणखाइमसाइमं परिभुंजंताणि वा, परिभाइंताणि वा, विच्छड्डिय-माणाणि वा, विग्गोवयमाणाणि वा, अण्णयराइं वा तहप्पगाराइं विरुवरुवाइं महुस्सवाइं कण्णसोय-पडियाए णो अभिसंधारेज्जा गमणाए ॥ ७४८ ॥

અર્થ-હવે તે ભિક્ષુ કે ભિક્ષુણી, વિવિધ પ્રકારના મોટા ઉત્સવોના શબ્દો આ પ્રકારે જાણે જેમકે, સ્ત્રીના ઉત્સવો, પુરુષોના, વૃદ્ધોના, નાનાઓના, પ્રૌઢાના, વળી ઘરેણાં પહેરેલાના, ગાનારાના, વગાડનારના, નાચતા જનોના, હસતા કે રમતા જનોના, મોહ પમાડનારાના, પુષ્કળ અન્નપાણી, નાસ્તા-મુખવાસ ખાતાં, વહેંચતા, એકઠાં કરતા (અથવા ફેંકતા), પ્રગટ કરતા, અથવા એ પ્રકારના વિવિધમાથી કોઈ પણ મહોત્સવો પ્રત્યે તે કર્ણપ્રિયતા થશે એ અભિલાષાએ જવાને વિચારે નહિ

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा णो इहलोइएहिं सद्देहिं, णो परलोइएहिं सद्देहिं, णो सुतेहिं सद्देहिं, णो सज्जेज्जा, णो रज्जेज्जा, णो गिज्झेज्जा, णो मुज्झेज्जा, णो अज्झोवज्जेज्जा ॥ ७४९ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી આ લોકના શબ્દો (માનવાદિ માટે દાનાર્થે) પરલોકના શબ્દો (પારેવા વ૦ માટે દાનાર્થે), અથવા સાભળેલા શબ્દો પર આસક્ત થાય નહિ, રાગ કરે નહિ, લાલચુ બને નહિ, મોહ પામે નહિ, તેમા મસ્ત બને નહિ

मूलम्-एय खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गिय जाव जएज्जासि त्ति बेमि ॥ ७५० ॥

અર્થ-અ પ્રમાણે ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીની આચારવિચારની સામગ્રી છે, યાવત્ સદા સાવધાન રહેવુ, એમ હુ કહુ છુ

વીસમુ અધ્યયન પૂરુ થયુ

## અધ્યયન ૨૧ મુ

मूलम्-से भिक्खू वा (२) अहावेगयाइ रुवाइ पासइ, तंजहा, गंथिमाणि वा, वेढमाणि वा, पूरमाणि वा, सघाइमाणि वा, कट्ठकमाणि वा, पोत्थकम्माणि वा, चित्तकम्माणि वा, मणिकम्माणि वा, दतकम्माणि वा, मालकम्माणि वा, पत्तच्छेज्जकम्माणि वा, विविधाणि वा, वेढिमाइ, अण्णयराइ तहप्पगाराइ विरुवरुवाइ चक्खुदंसण-पडियाए णो अभिसधारेज्जा गमणाए ॥ ७५१ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી કેટલાક બનાવેલા સ્વરૂપો જુએ, જેમકે ગૂથણીના, વીંટીને બનાવેલ (પૂતળી વગેરે), પૂરણી કરીને બનાવેલ, જોડીજોડીને બનાવેલ, લાકડાનુ કામ કરી બનાવેલ, પુસ્તકબધનાદિ, ચિત્રકર્મ, રત્ન જડવાનુ કર્મ, દાત બેસાડવાનુ કર્મ (કે હાથીદાત પરની કોતરણી), માળાની ગૂથણી, પાદડા છેદીને કરેલ કૃતિ અથવા પાદડા વીટીને કરેલ કૃતિ અથવા તેવા પ્રકારના વિવિધ રૂપોમાથી કોઈ આખે જોવાની અભિલાષાએ મુનિ ત્યા જવા વિચારે નહિ

मूलम्-एवं णेयव्वं जहासद्दपडिमाए सव्वा वाइत्तवज्जा रुवपडियावि ॥ ७५२ ॥

અર્થ-એ પ્રમાણે જેમ શબ્દની અભિલાપા કહી તેમ બધી વાજિંત્ર રચનાને પણ રૂપ-અભિલાપાઓ કહેવી.

રૂપની બાબત ૫ મુ કથન.

એકવીસમુ અધ્યયન પૂરુ થયુ

અધ્યયન ૨૨ મુ

मूलम्-परकिरियं अज्झत्थियं संसेसियं णो तं सात्तिए, णो तं नियमे ॥ ७५३ ॥

અર્થ-બીજા દ્વારા કરવામા આવતી, પોતાના દેહ માટેની ક્રિયા, કર્મબંધ કરનારી છે, તે આસ્વાદવી નહિ તેમ જ કરવાની પ્રેરણા પણ ન કરવી

मूलम्-से से परो पाए आमज्जेज वा, णो तं सात्तिए, णो तं नियमे। से से परो पायाइं संवाहेज्ज वा, पलिमद्देज्ज वा, णो तं सात्तिए, णो तं नियमे। से से परो पादाइं फुसेज्ज वा, रएज्ज वा णो त सात्तिए णो तं नियमे। से से परो पादाइं तेल्लेण वा, घएण वा, वसाए वा, मक्खेज्ज वा, भिलिंगेज्ज वा, णो तं सात्तिए णो तं नियमे। से से परा पादाइं लोद्देण वा, कक्केण वा, चुन्नेण वा, वन्नेण वा, उल्लोल्लेज्ज वा, उवलिवेज्ज वा, णो त सात्तिए, णो त नियमे। से से परो पादाइ, सीतोदगवियडेण वा, उसिणोदगवियडेण वा, उच्छोलेज्ज वा. पधोएज्ज वा, णो त सात्तिए, णो तं नियमे। से से परो पादाइं अण्णयरेण विलेवणजातेण आलिंपेज्ज वा, विलिंपेज्ज वा, णो तं सात्तिए, णो त नियमे। से से परो पादाइ अण्णयरेण धूवजाएण धूवेज्ज वा, पधूवेज्ज वा णो त सात्तिए, णो तं नियमे। से से परो पादाओ खाणुं वा कंटयं वा, णीहरेज्ज वा, विसोहेज्ज वा, णो त सात्तिए, णो त नियमे। से से परो पादाओ पूय वा सोणियं वा णीहरेज्ज वा विसोहेज्ज वा, णो त सात्तिए, णो तं नियमे ॥ ७५४ ॥

અર્થ-હવે સામો ગૃહસ્થ તે મુનિના પગની રજ દૂર કરે, તેની તે અભિલાષા કરે નહિ, તેમ તેની પાસેથી (કાય-વચનથી) તે કરાવે નહિ સામો જો પગ ચાપે કે તેને માલિસ કરે તો મુનિ તેનો આસ્વાદ લે નહિ, તેમ કાયા કે વાણીથી તે પ્રેરે નહિ. હવે સામો મનુષ્ય પગને આલિંગે કે તેને ગોઠવે તો તેને મુનિ ...પૂર્વે કહ્યું તેમ જ. હવે સામો મુનિના પગ તેલથી, ઘીથી, સ્નિગ્ધ પદાર્થથી ચોપડે કે મર્દન કરે તો ... . તેના પગ સામો માણસ લોધ્રચૂર્ણથી કે કલ્ક (ચૂર્ણાદિનો સુગંધી માવો) થી, ચૂર્ણથી કે વર્ણ સુધારનાર દ્રવથી મસળે કે ચોપડે તો ...હવે સામો પવિત્ર શીતજળ વડે કે ઉષ્ણજળ વડે તેને છાટે કે ધૂએ તો .. હવે સામો કોઇ અનેરા વિલેપનથી તેના પગને લેપ કરે કે વારવાર લેપ કરે તો ...હવે સામો ગૃહસ્થ મુનિના પગને સુગંધી પદાર્થથી ધૂપે કે વિશેષ ધૂપે (સુગંધી બનાવે) તો .. હવે ગૃહસ્થ પગમાથી કાટો કે પત્થર કાઢી લે કે તે ભાગને સાફ કરે તો ...હવે સામો ગૃહસ્થ તેના પગમાથી લોહી કે પરુ કાઢી લે કે સાફ કરી લે તો તેને વાચ્છે નહિ, તેમ કાયાવચનથી પ્રેરે નહિ.

मूलम्–से से परो काय आमज्जेज्ज वा पमज्जेज्ज वा, णो तं सात्तिए, णो तं नियमे। से से परो काय संवाहेज्ज वा, पलिमदेज्ज वा, णो तं सात्तिए णो तं नियमे। से से परो कायं तेल्लेण वा घएण वा वसाए वा मक्खेज्ज वा, अब्भंगेज्ज वा, णो तं सात्तिए णो तं नियमे। से से परो काय लोद्देण वा कक्केण वा चुण्णेण वा वण्णेण वा, उल्लोलेज्ज वा, उव्वलेज्ज वा णो तं सात्तिए णो तं नियमे। से से परो काय सीओदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेज्ज वा पहोएज्ज वा, णो तं सात्तिए णो त नियमे। से से परो काय अण्णयरेणं विलेवणजातेण आलिंपेज्ज विलिंपेज्ज वा, णो त सात्तिए णो तं नियमे। से से परो काय अण्णयरेणं धूवणजातेण धूवेज्ज वा पधूवेज्ज वा, णो त सात्तिए णो त नियमे ॥ ७५५ ॥

અર્થ–તે મુનિની કાયાને તે સામો ગૃહસ્થ (ધૂળ દૂર કરવા) ઝાપટે કે પોંજે તો મુનિ તેને વાચ્છે નહિ કે કાયાવચનથી તેમ કરાવે નહિ સામો કાયાને દાબી આપે કે માલિશ કરી આપે કે તો મુનિ તેને વળી સામો કાયાને તેલથી, ઘીથી ચરબીથી ચોપડે કે ઘસી માલિશ કરે તો મુનિ તે ક્રિયાને .. તે સામો માણસ લોધ્રચૂર્ણથી, કલ્કથી, અન્યચૂર્ણથી, વર્ણ સુધારનાર દ્રવ્યથી તેની કાય છાટે કે મસળે તો મુનિ તે ક્રિયાને સામો કાયાને ઠંડા કે ઉષ્ણ શુદ્ધ જલથી છાટે કે ધૂવે તો મુનિ તેને ...તે સામો અનેરા કોઈ વિલેપન વિશેષથી કાયાને લીપે કે વારવાર લીપે તો મુનિ....વળી સામો ગૃહસ્થ મુનિની કાયાને અન્યતર કોઇ ધૂપ વિશેષથી ધૂપે કે વારવાર ધૂપે તો મુનિ તે કર્મ વાચ્છે નહિ કે પ્રેરે નહિ ૭૫૫

मूलम्–से से परो काय सि वणं आमज्जेज्ज वा, पमज्जेज्ज वा, णो त सात्तिए णो तं नियमे। से से परो काय सि वणं संवाहेज्ज वा पलिमद्देज्ज णो तं सात्तिए णो त नियमे। से से परो काय सि वणं तेल्लेण वा घएण वा वसाए वा मक्खेज्ज वा भिलिंगेज्ज वा, णो त सात्तिए णो त नियमे। से से परो काय सि वणं लोद्देण वा कक्केण वा चुण्णेण वा वण्णेण वा उल्लोडेज्ज वा, उव्वलेज्ज वा, णो त सात्तिए णो त नियमे। से से परो काय सि वणं सीतोदगवियडेण वा उसिणोदगवियडेण वा उच्छोलेज्ज वा पधोवेज्ज वा णो त सात्तिए, णो त नियमे। से से परो काय सि वणं अण्णयरेणं सत्थजातेणं अच्छिदेज्ज वा विच्छिंदेज्ज वा णो त सात्तिए, णो तं नियमे। से से परो अण्णयरेणं सत्थजातेणं अच्छिदित्ता, विच्छिदित्ता पूय वा सोणियं वा, णीहरेज्ज वा, विसोहेज्ज वा णो त सात्तिए णो त नियमे ॥ ७५६ ॥

અર્થ-હવે ગૃહસ્થ મુનિની કાયા પરનુ ગૂમડુ કે લાગેલો ઘા સાફ કરે કે લૂછે, તો તેને મુનિ રૂડુ કરી જાણે નહિ, તેમ જ વચનકાયાથી તેમ કરવા પ્રેરે નહિ સામો કાયા પરના ઘાવને દબાવે કે મસળે તો મુનિ .. ગૃહસ્થ કાયા પરના ઘાવને તેલથી, ઘીથી, ચરબીથી ચોપડે કે મર્દન કરે તો મુનિ...તે કાયા પરના ઘાવને ગૃહસ્થ લોધ્રથી, કલ્કથી, ચૂર્ણથી, વર્ણવાળા દ્રવ્યથી ઉપર લેપે કે મર્દન કરે તો મુનિ . હવે સામો ગૃહસ્થ કાયા પરના ઘાવને ઠંડા કે ગરમ શુદ્ધ જળથી છટકારે કે ધૂવે તો મુનિ ..તે ગૃહસ્થ કોઈપણ જાતના અમુક શસ્ત્રથી તે કાયા પરના જખમને છેદે કે ચીરે તો મુનિ . હવે તે ગૃહસ્થ કાયા

પરના ઘાને છેદી–ચીરીને પરુ–લોહી કાઢી નાખે કે પરુ–લોહીને સાફ કરે તો મુનિ તેને રૂડું કરી જાણે નહિ કે વચન કે કાયાથી તેમ કરવા પ્રેરે નહિ

मूलम्–से से परो कायंसि गंडं वा, अरतियं वा, पुलयं वा, भगंदल वा, आमज्जेज्ज वा, णो तं सातिए, णो तं नियमे। से से परो कायंसि गंडं वा, अरतियं वा, पुलयं वा, भगंदल वा, संवाहेज्ज वा पलिमद्देज्ज वा, णो तं सातिए णो त नियमे। से से परो कायंसि गंडं वा वा जाव भगंदल वा तेल्लेण वा घएण वा वसाए वा, मक्खेज्ज वा, भिलिंगेज्ज वा, णो तं सातिए णो त नियमे। से से परो कायंसि गंडं वा जाव भगंदल वा लोद्देण वा कक्केण वा चुण्णेण वा वण्णेण वा उल्लोडेज्ज वा, उव्वलेज्ज वा, णो तं सातिए णो त नियमे। से से परो कायंसि गंडं वा जाव भगंदल वा, सीतोदगवियडेण वा उसिणादगवियडेण वा उच्छोलेज्ज वा पधोवेज्ज वा, णो तं सातिए णो त नियमे। से से परो कायंसि गंडं वा जाव भगंदलं वा अण्णयरेणं सत्थजाएणं अच्छिंदित्ता वा, विच्छिंदित्ता वा पूर्ण वा सोणियं वा णीहरेज्ज वा विसोहेज्ज वा णो तं सातिए णो तं नियमे ॥ ७५७ ॥

અર્થ–હવે કોઈ ગૃહસ્થની કાયા પરનુ ગૂમડું, કે પીડા પામેલો ભાગ, ફોડકી કે ભગંદર તેને લૂછે કે સાફ કરે તો તેને મુનિ રૂડું કરીને આસ્વાદે નહિ અથવા તેમ કરવા ગૃહસ્થને વચનકાયાથી પ્રેરે નહિ હવે પૂર્વાનુસાર જ આ ચાર ઉપદ્રવની બાબતમાં કહેવું દબાવે કે મર્દન કરે તો મુનિ ...વળી તેલ વ૦ થી ચોપડી દે કે મર્દન કરી દે તો મુનિ.... . વળી લોધ્રાદિ ચૂર્ણ ચોપડે કે મસળે તો મુનિ ...વળી શીતલ–ઉષ્ણ શુદ્ધ જલથી છટકારે કે ધૂવે તો મુનિ . શસ્ત્રવિશેષથી કાપે–કોરે, કાપી–કોરીને લોહી–પરુ કાઢે કે દૂર કરે તો મુનિ તે ક્રિયાને રુડી કરી જાણે નહિ અને વચનકાયાથી સામા ગૃહસ્થને તેમ કરવાને પ્રેરે નહિ.

( બીજા રહી જતા શબ્દો ઉપરના પાઠાનુસાર સમજી લેવા )

मूलम्–से से परो कायाओ सेयं वा जल्लं वा णीहरेज्ज वा विसोधेज्ज वा, णो तं सातिए णो तं नियमे ॥ ७५८ ॥

અર્થ–બીજો, મુનિની કાયામાથી પરસેવો કે પરસેવાથી જામેલો મેલ કાઢી લે કે સાફ કરે તો મુનિ .

मूलम्–से से परो अच्छिमलं वा, कण्णमलं वा, णहमलं वा, णीहरेज्ज वा विसोहेज्ज वा णो त सातिए णो त नियमे ॥ ७५९ ॥

અર્થ–હવે સામો ગૃહસ્થ મુનિનો આખનો મેલ, કાનનો મેલ, નખનો મેલ, દૂર કરે કે તેને સાફ કરે તો મુનિ ..

मूलम्–से से परो दीहाइं वालाइं, दीहाइं रोमाइं, दीहाइं भमुहाइं, दीहाइं कक्खरोमाइं, दोहाइं वत्थिरोमाइं, कप्पेज्ज वा संठवेज्ज वा, णो त सातिए णो तं नियमे॥ ७६० ॥

અર્થ-હવે સામો ગૃહસ્થ, દીર્ઘ થયેલા વાળ, દીર્ઘ રૂંવાડા, દીર્ઘ ભ્રમરના વાળ, દીર્ઘ બગલના વાળ અને દીર્ઘ ઉદર પરના વાળ કાપે કે ગોઠવે તો મુનિ તેને...

मूलम्-से से परो सीसाओ लिक्खं वा जूयं वा णीहरेज्ज वा विसोरेज्ज वा, णो तं सात्तिए णो तं नियमे ॥ ७६१ ॥

અર્થ-હવે સામો ગૃહસ્થ તેના માથામાથી જુ, લિખ કાઢે કે તે બધીને (ઔષધાદિથી) સાફ કરે તો મુનિ તેને .

मूलम्-से से परो अकंसि वा पलियकंसि वा तुयट्टावेज्जा, पादाइ आमज्जेज्ज वा पमज्जेज्ज वा-एवं हेट्ठिमो गमो पायादि भाणियव्वो। से से परो अकंसि वा पालियंकसि वा तुयट्टावेत्ता हारं वा, अद्धहारं, वा उरच्छं वा, गेवेयं वा, मउडं वा, पालंबं वा, सुवण्णसुत्तं वा, आविंधेज्ज वा, पिणिंधेज्ज वा, णो तं सात्तिए णो त नियमे ॥ ७६२ ॥

અર્થ-હવે તે મુનિને સામો ગૃહસ્થ ખોળામા કે પલગ પર સુવડાવે, અને તેમના પગ લૂછે અને સાફસૂફ કરે ૭૦ એ પ્રમાણે ઉપર ગયેલો (અક્ષરશ નીચે આવેલ) પાઠ પગ સબંધે યોજી લેવો

તે ગૃહસ્થ મુનિને ખોળામા કે પલગ પર સુવડાવીને હાર, અર્ધહાર, હાસડી. કઠહાર, મુગટ, સર સોનાનુ સૂત્ર તેમને પહેરાવે કે ઉપરાઉપરી પહેરાવે તો મુનિ .

मूलम्-से से परो आरामंसि वा उज्जाणंसि वा णीहरित्ता वा विसोहेत्ता वा पायाइं आमज्जेज्ज वा पमज्जेज्ज वा णो तं सात्तिए णो तं नियमे ॥ ७६३ ॥

અર્થ- હવે સામો ગૃહસ્થ તેને (મુનિને) ક્રીડાના ઉપવનમા કે બગીચામા લઈ જઈને સાફ કરીને પગ લૂછે કે તેમને પોજે તો મુનિ ..

मूलम्-एवं णेतव्वा अण्णमण्ण किरियावि ॥ ७६४ ॥

અર્થ- આ પ્રમાણે (પ્રતિકર્મ ન વાચ્છે) તે મુનિને પરસ્પર મુનિઓની ક્રિયા પણ કલ્પે નહિ

मूलम्-से से परो सुद्धेणं वतिवलेणं तेइच्छ आउट्टे, से से परो असुद्धेण वतिवलेण तेइच्छ आउट्टे, से से परो गिलाणस्स सचित्ताइ कदाणि वा मूलाणि वा तयाणि वा हरियाणि वा, खणेण वा कड्ढेण वा कड्ढावेण वा तेइच्छ आउट्टेज्जा, णो त सात्तिए णो तं नियमे ॥ ७६५ ॥

અર્થ- તે સાધુની તે ગૃહસ્થ વચનબળથી (મત્રાદિ સામર્થ્યથી) ચિકિત્સા એટલે રોગની સારવાર કરવા ઈચ્છે, વળી તે અશુદ્ધ મત્રબળથી ચિકિત્સા કરવા ઈચ્છે, ગૃહસ્થ તે ભિક્ષુની જ્યારે તે બીમાર હોય ત્યારે સચિત્ત કદ, મૂળિયા, છાલ કે લીલા પાન ખોદીને, કાઢીને કે કાઢવાને પ્રેરીને ચિકિત્સા કરવા માગે તેને મુનિ ભલુ જાણે નહિ અને તેને પ્રેરે પણ નહિ

मूलम्-कडु वेयणा, पाणभूतजीवसत्ता वेयणं वेदेति ॥ ७६६ ॥

અર્થ-તીવ્ર વેદના, પ્રાણી, ભૂતો, જીવો, સત્વો એ વેદના વેદે છે

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं, जं सव्वट्ठेहिं सहिते समिते सदाजए, सेय मिणं मण्णेज्जासि त्ति बेमि ॥ ७६७ ॥

અર્થ-આ પ્રમાણે ખરેખર તે ભિક્ષુ કે તે ભિક્ષુણીનું આચારનુ ભાથું છે, જેથી સર્વ જાણતો, ગુણસહિત, સમિતિયુક્ત તે સદા યતનાવંત રહી, આ શ્રેય છે એમ માને

પરક્રિયા સંબધે છઠ્ઠું વ્યાખ્યાન

બાવીસમું અધ્યયન પૂરું થયું

અધ્યયન ૨૩ મું

मूलम्-से भिक्खू वा भिक्खुणी वा अण्णमण्णकिरियं अज्झत्थियं संसेइयं, नो तं सातिए, नो तं नियमे ॥ ७६८ ॥

અર્થ-તે ભિક્ષુ કે ભિક્ષુણી એકબીજાની ચાકરી જે (આત્મા)-પોતાના શરીર સંબધે, અને કર્મબંધ કરનારી હોય તેને રૂડી કરી જાણે નહિ અને પ્રેરે નહિ.

मूलम्-से से अण्णमण्णं पाए आमज्जेज्ज वा पमज्जेज्ज वा णो तं सातिए, णो तं नियमे ॥ ७६९

અર્થ-તે ભિક્ષુના કોઈ અનેરો ભિક્ષુ પગ લૂછે કે પોંજે તો મુનિ રૂડી ક્રિયા જાણે નહિ કે પ્રેરે નહિ

मूलम्-सेसं तं चेव ॥ ७७० ॥

અર્થ-બાકી પૂર્વ પ્રમાણે જ યોજી લેવુ.

मूलम्-एयं खलु तस्स भिक्खुस्स वा भिक्खुणीए वा सामग्गियं ॥ ७७१ ॥

અર્થ-આ પ્રમાણે ખરેખર તે ભિક્ષુ કે ભિક્ષુણીની આચારસામગ્રી છે,

અન્યોન્ય ક્રિયા સબધે સાતમું વ્યાખ્યાન

ત્રેવીસમું અધ્યયન પૂરું થયું

અધ્યયન ૨૪ મું

**मूलम्**-तेणं कालेण तेणं समएणं समणे भगवं महावीरे पंचहत्थुत्तरे यावि होत्था :-हत्थुत्तराहिं चुए-चुइता गब्भं वक्कंते, हत्थुत्तराहिं गब्भाओ गब्भं साहरिए, हत्थुत्तराहिं जाए, हत्थुत्तराहिं सव्वओ सव्वताए मुंडे भविता अगाराओ अणगारियं पव्वइए, हत्थुत्तराहिं कसिणे पडिपुण्णे अव्वाघाए निरावरणे अणंते अणुत्तरे केवलवरणाणदंसणे समुप्पण्णे। साइणा भगवं परिनिव्वुए ॥ ७७२ ॥

**અર્થ**-તે યુગમા, તે સમયે જેમના પાચ પ્રસગો ઉત્તરા-ફાલ્ગુની નક્ષત્રમા (હસ્તોત્તર નક્ષત્રમાં) એવા શ્રમણ ભગવંત મહાવીર થઈ ગયા દેવવિમાનમાથી (૨૦ સાગરનુ આયુષ્ય ભોગવી) ઉત્તરા-ફાલ્ગુની નક્ષત્રમા પ્રભુ ચવ્યા, ચવીને ગર્ભમાં આવ્યા. ઉત્તરા-ફાલ્ગુની નક્ષત્રમાં તેઓ દેવાનંદાબ્રાહ્મણીના ગર્ભમાથી (સાડાબ્યાસી દિવસ પછી) ત્રિશલાદેવીના ગર્ભમાં સંક્રમણ પામ્યા. ઉત્તરાફાલ્ગુનીમા સર્વ વિરતી ચારિત્ર લઇ મુંડ થઈ અણગાર થયા. ઉત્તરાફાલ્ગુનીમાં સમગ્ર પરિપૂર્ણ, અવ્યાબાધ, અનાવરણ સર્વોત્તમ કેવળ જ્ઞાનદર્શન પામ્યા- સ્વાતિ નક્ષત્રમા તેઓ નિર્વાણ પામ્યા.

**मूलम्**-समणे भगवं महावीरे, इमाए ओसप्पिणीए सुसमसुसमाए समाए वीत्तिक्कंताए, सुसमाए समाए वीत्तिक्कंताए, सुसमदुसमाए समाए वीत्तिक्कंताए, दुसमसुसमाए समाए वहवीतिक्कंताए, पण्णतरीए वासेहिं, मासोहिय अद्दणवयसेसेहिं, जे से गिम्हाणं चउत्थे मासे अट्ठमे पक्खे आसाढसुद्दे-तस्सणं आसाढसुद्दस्स छट्ठीपक्खेणं हत्थुत्तराहिं णक्खतेणं जोगोवगएणं महाविजय सिद्दात्थ-पुप्फुत्तर-पवरपुंडरीय-दीसासोवत्थियं-वद्धमाओ महाविमाणाओ, वीसं सागरोवमाइ आउयं पालइत्ता आउक्खएणं भवक्खएणं ठितिक्खएणं चुए, चइता इहखलु जंबुद्दीवेदीवे, भारहे वासे दाहिणड्ढभरहे, दाहिण-माहणकुंडपुर-संणिवेसंसि, उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स, देवाणंददाए, माहणीए जालंधरायणसगोत्ताए सीहब्भवभूएणं अप्पाणेणं कुच्छिंसि गंब्भं वक्कंते ॥ ७७३ ॥

**અર્થ**-એ ભગવન્ત શ્રમણ મહાવીરસ્વામી આ અવસર્પિણીમા પહેલો સુષમાસુષમા કાળ વીતી ગયો, બીજો સુષમા આરો (કાળ) વીતી ગયો, ત્રીજો સુષમદુષમ આરો વીતી ગયો અને ચોથો દુષમસુષમા કાળ ઘણોખરો વીતવા આવ્યો અને તે આરાના ૫ ચોતેર વર્ષો અને સાડા આઠ માસ બાકી રહ્યા ત્યારે, ગ્રીષ્મના ચોથા માસમા, આઠમા પક્ષમાં આષાઢ શુકલમા, તે આષાઢ શુકલની છઠ્ઠને દિને, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રયોગ થયો ત્યારે (પ્રાણત-કલ્પમાથી) મહાવિજય-સિદ્ધાર્થ-પુષ્પોત્તર-પ્રવરપુંડરિક-દિશા સ્વસ્તિક-વર્ધમાન નામે મહાવિમાનમાથી, ૨૦ સાગરોપમનુ આયુષ્ય પાળીને, આયુક્ષય થતા, ભવક્ષય થતા, સ્થિતિક્ષય થતા ચવ્યા અને ચવીને આ જંબુદ્વીપ દ્વીપમાં જ, ભારતવર્ષમા, દક્ષિણાર્ધ ભરતક્ષેત્રમા, દક્ષિણ બ્રાહ્મણકુંડગ્રામમા ઋષભદત્ત નામના કોડાલ ગોત્રના બ્રાહ્મણને ત્યાં તેની જાલધર ગોત્રની પત્ની દેવાનંદાની કુક્ષિએ, સિંહના બાળક જેવુ સ્વરૂપ પામીને ગર્ભમા પ્રવેશ પામ્યા

मूलम्-समणे भगवं महावीरे तिणाणोवगए यावि होत्था। चइस्सामित्ति जाणइ; चुए मित्ति जाणइ, चयमाणे ण जाणइः सुहुमे णं से काले पण्णते ॥ ७७४ ॥

અર્થ-તે સમયે શ્રમણ ભગવાન મહાવીર, ત્રણ જ્ઞાન (મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન) સહિત હતા તેઓ હું ચ્યવીશ તે જાણે છે, હું ચ્યવું છું તે જાણે છે; ચ્યવ્યા પછી જાણતા નથી. તે કાલ (બહુ) સૂક્ષ્મ કહ્યો છે.

मूलम्-तओणं समणे भगवं महावीरे अणुकंपतेणं देवेणं "जीय मेयं" त्ति कट्टु, जे से वासाणं तच्चे मासे पंचमे पक्खे आसोयवहुले, तस्सणं आसोयवहुलस्स तेरसीपक्खेणं हत्थुत्तराहिं णक्खतेणं जोगोवगतेणं, वासीतीहिं रातिंदिएहिं वीतिक्कंतेहिं तेसीत्तिमस्स रातिंदियस्स परियाए वट्टमाणे, दाहिण-माहण कुंडपुरसंणिवेसाओ उत्तर-खत्तियस्स कासवगोत्तस्स तिसलाए खत्तियाणीए वासिट्ठसगोत्ताए असुभाणं पोग्गलाणं अवहारं करेत्ता सुभाणं पोग्गलाणं पक्खेवं करेत्ता कुच्छिसि गब्भं साहरिए। जे विय तिसलाए खत्तियाणीए कुच्छिसि गब्भे, तंपिय-दाहिण-माहणकुंडपुरसंणिवेसंसि उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स देवाणंदाए माहणीए जालंधरायसगोत्ताए कुच्छिसि गब्भं साहरिए ॥ ७७५ ॥

અર્થ-પછી શ્રમણ ભગવાન મહાવીરના હિતની અનુકંપા (હમદર્દી)વાળા (ઇંદ્ર) દેવે 'આ અમારો જીવિત વ્યવહાર છે (આ અમારો દેવોનો કુલધર્મ છે) એમ સમજીને, જ્યારે વર્ષાઋતુનો ત્રીજો માસ (આશ્વિન) હતો ત્યારે, કૃષ્ણપક્ષમાં તેરસને દિવસે, જ્યારે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો યોગ હતો ત્યારે, જ્યારે ગર્ભગમનને બ્યાસી દિવસો વીતી ગયા હતા અને ત્યાસીમો દિવસ ચાલતો હતો ત્યારે દક્ષિણે બ્રાહ્મણોના કુંડગ્રામમાંથી ઉત્તરે આવેલ ક્ષત્રિયોના કુંડગ્રામમા, જ્ઞાતૃવંશના કાશ્યપગોત્રના સિદ્ધાર્થ ક્ષત્રિયને ઘેર, વસિષ્ઠ ગોત્રની ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષિમાં, અશુભ પુદ્ગલો દૂર કરીને, શુભ પુદ્ગલો સ્થાપીને ગર્ભનુ સંક્રમણ (હરિણૈગમેસી દ્વારા) કરાવ્યું. અને ત્રિશલાક્ષત્રિયાણીનો ગર્ભ તને કોડાલગોત્રના ઋષભદત્તને ત્યાં દેવાનંદા બ્રાહ્મણી જે જાલંધર ગોત્રની હતી તેની કુક્ષિમાં દક્ષિણ કુંડગ્રામમાં સંક્રમાવ્યો.

मूलम्-समणे भगवं महावीरे तिण्णाणोवगए यावि होत्थाः-साहरिज्जिस्सामि त्ति जाणइ, साहरिएमित्ति जाणइ· साहरिज्जमाणे वि जाणइ, समणाउसो ॥ ७७६ ॥

અર્થ-ત્યારે શ્રમણ ભગવાન મહાવીર ત્રણજ્ઞાન સહિત હતા અને સંક્રમાવશે એ જાણે છે, સંક્રમાવ્યો એ જાણે છે, અને સંક્રમણ ચાલે છે તે પણ, હે આયુષ્માન શ્રમણો, તે જાણે છે.

मूलम्-तेण कालेणं तेणं समएण तिसला खत्तियाणी, अह अन्नया कयाइ णवण्हं मासाणं बहुपडिपुण्णाणं अद्धट्ठमाणं राइंदियाणं वीतिक्कंताणं, जे से गिम्हाणं पढमे मासे दोच्चे पक्खे-चित्तसुद्धे, तस्स णं चित्तसुद्धस्स तेरसीपक्खेणं हत्थुत्तराहिं जोगोवगतेणं, समणं भगवं महावीरं आरोयारोयं पसूया ॥ ७७७ ॥

અર્થ-તે યુગમાં, તે સમયમાં, બીજે સમયે કોઈ વેળાએ જ્યારે નવ મહિના સંપૂર્ણપણે પૂર્ણ

થયા અને સાડા સાડાસાત દિવસ વીત્યા ત્યારે, તે ત્રિશલાદેવી ક્ષત્રિયાણીએ ગ્રીષ્મના પ્રથમ માસમાં બીજા પક્ષમા, ચૈત્રમાસની શુકલ ત્રયોદશીને દિવસે, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો યોગ થયો હતો ત્યારે આરોગ્યવાળી (નીરોગી) માતાએ નીરોગી એવા શ્રમણુ ભગવાન મહાવીરને જન્મ આપ્યો.

मूलम्-जंणं राइं तिसला खत्तियाणी समण भगवं महावीरं अरोयारोयं पसूया, तं णं राइं भवणवइ-वाणमंतर-जोइसियविमाणवासि देवेहिंय देवीहि य उवयंतेहिय उप्पयंतेहि य अगे महं दिप्पे देवुज्जोओ देवसण्णिवाते देवकहक्कहे उप्पिंजलगभूतेयावि होत्था ॥ ७७८ ॥

અર્થ-જે રાત્રિએ ત્રિશલાદેવી ક્ષત્રિયાણીએ નીરોગીપણે નીરોગપુત્ર શ્રમણુ ભગવાન મહાવીરને જન્મ આપ્યો, તે રાત્રિએ ભવનપતિના, વ્યાનવ્યંતર, જ્યોતિષી અને વિમાનવાસી દેવો અને દેવીઓ વડે, તેઓ નીચે આવતા હતા, ઉપર ઉડતાં હતાં, તેથી એક મહાન દિવ્ય દેવપ્રકાશ, દેવોનો ખળભળાટ, દેવોનો અવાજ, અને મેળાવડો થયો.

मूलम्-जं णं रयणिं तिसला खत्तियाणी सणमं भगवं महावीरं आरोयारोयं पसूया, तं णं रयणिं वहवे देवा य देवीओ य अेगं महं अमयवासं च, गंधवासं च, चुण्णवासं च, पुप्फवासं च, हिरण्णवासं च, रयणवासं च, वासिंसु ॥ ७७९ ॥

અર્થ-જે રાત્રિએ નીરોગીપણે ત્રિશલાદેવી ક્ષત્રિયાણીએ નીરોગી પુત્ર શ્રમણુ ભગવંત મહાવીરને જન્મ આપ્યો તે રાત્રિએ અનેક દેવદેવીઓ, એક મોટી, અમૃતની વૃષ્ટિ સુગંધીદ્રવ્યની વૃષ્ટિ, ચૂર્ણોની, પુષ્પની, સુવર્ણ અને રત્નોની વૃષ્ટિ કરી

मूलम्-जंणं रयणिं तिसला खत्तियाणी समण भगवं महावीर आरोयारोयं पसूया, तंणं रयणिं भवणवइ-वाणमंतर-जोतिसियविमाणवासिणो देवाय देवीओ य समणस्स भगवओ महावीरस्स कोतुगभूतिकम्माइं तित्थयराभिसेयं च करिंसु ॥ ७८० ॥

અર્થ-જે રાત્રિએ નીરોગી ત્રિશલા ક્ષત્રિયાણીએ નીરોગી પુત્ર શ્રમણુ ભગવંત મહાવીરને જન્મ આપ્યો તે રાત્રિએ ભવનપતિ, વ્યાનવ્યંતર, જ્યોતિષ્ક અને વિમાનવાસી દેવોએ અને દેવીઓએ શ્રમણુ ભગવાન મહાવીરના કૌતુકકર્મો (લોકવ્યવહારનાં કર્મો) અને ગૌરવ-સન્માનના કર્મો તેમ જ તીર્થંકર તરીકેનો અભિષેકવિધિ કર્યો

मूलम्-जतोणंपभिर्ति भगवं महावीरे तिसलाअे खत्तियाणीअे कुच्छिंसि गब्भं आगअे, ततोणं पभिर्ति न कुलं विपुलेणं हिरण्णेण सुवण्णेण धणेणं धण्णेणं माणिक्केणं मोत्तिअेणं संखसिलप्पवालेणं अतीव अतीव परिवड्ढइ। ततोणं समणस्स भगवओ महावीरस्स अम्मापियरो अेय मट्ठं जाणित्ता, णिव्वत्तदसाहंसि वोक्कंतंसि सुचिभूतंसि विपुलं असणपाणखाइम साइम उवक्खडावंति विपुलं असणपाणखाइमसाइमं उवक्खडावेत्ता मित्तणातिसयणसंबंधिवग्गं उवणिमंतेंति उवणिमंतेता वहवे समणमाहणकिवणवणीमग-भिच्छुंडगपंडगाईतीण विच्छड्डेंति विग्गोवेंति विस्साणेंति दातारेसु णं दायं पज्जाभाअेंति विच्छड्डित्ता विग्गोवित्ता विस्साणित्ता दायारेसु णं दायं पज्जाभाइत्ता मित्तणाइसयण-

संबंधिवग्गं भुंजावेंति; मित्तणाइसयणसंबंधिवग्गं भुंजावेत्ता मित्ताणाइ-सयणसंबंधिवग्गेण इमेयारूवं णामधेज्ज करेंतिजओणं पभिइं इमे कुमारे तिसलाए खत्तियाणीए कुच्छिंसि गब्भे आहूए, ततेणं पभिइं इमं कुलं, विपुलेणं हिरण्णं, सुवण्णेणं, धण्णेण धणेणं, माणिक्केणं मोत्तिएण्णं, संखसिलप्पवालेणं, अतीव अतीव परिवड्ढइ-त होउणं कुमारे "वद्धमाणे" ॥ ७८१ ॥

અર્થ-જે સમયથી શ્રમણ ભગવાન મહાવીર ત્રિશલા દેવીના ગર્ભમા આવ્યા, તે સમયથી તે કુટુબમા (ઘરમા) પુષ્કળ રૂપુ, સોનુ, ધન ધાન્ય, માણેક, મોતી, શંખ અને શિલાપ્રવાલ (પરવાળા)ની ખૂબ ખૂબ વૃદ્ધિ થઈ. ત્યારે શ્રમણ ભગવાન મહાવીરના માબાપ-આ વસ્તુ જાણીને, (અશુચિ)-નિવારણના દશ દિવસો વીતી ગયા અને શુચિતાનો પ્રારભ થયો ત્યારે પુષ્કળ અન્ન, પાણી, નાસ્તો અને મુખવાસ તૈયાર કરાવે છે, વિપુલ અન્નાદિ તૈયાર કરાવીને, મિત્રો, જ્ઞાતિજનો, સ્વજનો અને સબધીઓના સમૂહને આમત્રે છે એમને આમત્રીને ઘણા શ્રમણો, બ્રાહ્મણો, દુખિયા યાચકો. ભિખારી, લોટમગાઓને, તે અન્નાદિ વહેચે છે, આપે છે, પીરસે છે, દેનારાઓને દેવાની વસ્તુ વહેચી દે છે, એ પૂર્વની ક્રિયાઓ અનુક્રમે કરીને, મિત્રો, જ્ઞાતિજનો, સ્વજનો અને સબધીઓને જમાડે છે મિત્રો વ૦ને જમાડીને મિત્રો, સબધીઓ, જ્ઞાતિજનો અને સ્વજનોની હાજરીમા આ પ્રકારનુ આ નામ પાડે છે કારણ કે જ્યારથી આ કુમાર ત્રિશલા ક્ષત્રિયાણીના ગર્ભમા આવ્યો છે ત્યારથી આ કુટુબ સોનામા, રૂપામા, ધનમા, ધાન્યમા, માણેકમાં, મોતીમા શખોમા અને શિલાપ્રવાલમા ખૂબખૂબ વૃદ્ધિ પામ્યુ છે તેથી આ કુમારનુ નામ 'વર્ધમાન' એમ થાઓ.

मूलम्-तओणं समणे भगवं महावीरे पंचधातिपरिवुडे-तंजहा खीरधाईए, मज्जणधाईए, मडाण-धाईए, खेल्लावणधाईए, अंकधाईए-अंकाओ अंक साहरिज्जमाणे रम्मे मणिकोट्टिमतले गिरिकंदरसमल्लीणे व चंपयपायवे, अहाणुपुव्वीए संवड्ढेइ ॥ ७८२ ॥

અર્થ-ત્યારે શ્રમણ ભગવાન મહાવીરને માટે પાચ ધાત્રીઓ રોકવામા આવી હતી (અક્ષરશ તેઓ પાચ ધાત્રીઓથી વીટાયેલા હતા) જેમકે ધવડાવનારી ધાત્રી, નવડાવનારી ધાત્રી, શણગારનારી ધાત્રી, રમાડનારી ધાત્રી, ખોળામા પોઢાડનારી ધાત્રી એક ખોળામાથી બીજા ખોળામા લઈ જવામાં આવતા, તેઓ રમ્ય રત્નોની ફરસ પર, પર્વતની ગુફામા રહેલ ચપાના છોડની માફક અનુક્રમે વિકાસ પામતા હતા

मूलम्-तओणं समणे भगव महावीरे विण्णायपरिणये विणियत्तबालभावे अणुस्सुयाइं, उरालाइं माणुस्सगाइं पंचलक्खणाइं कामभोगाइं सद्दफरिसरसरूवगंधाइं परियारेमाणे एवं च णं विहरति ॥ ७८३ ॥

અર્થ-ત્યારે શ્રમણ ભગવાન મહાવીર જાણકાર થયા અને પરિપકવ થયા અને બાલ્યકાળ વટાવી ગયા ત્યારે અનુશ્રુતિમા જાણવામા આવે છે એવા મનુષ્યના શબ્દરૂપ રસગંધસ્પર્શના પાંચ પ્રકારના કામભોગો ભોગવવા માડ્યા

मूलम्-समणे भगवं महावीरे कासवगोत्ते; तस्सणं इमे तिण्णि णामधेज्जा एव माहिज्जति '- अमापिउसंतिए "वद्धमाणे," सहसमुदिए "समणे," भीमभयभेख' उराल अचेलयं परीसह' सहइति कट्टु देवेहिं से णामं कय 'समणे भगवं महावीरे' ॥ ७८४ ॥

અર્થ-શ્રમણ ભગવાન મહાવીર કાશ્યપ ગોત્રના હતા તેમનાં આ પ્રમાણે આ ત્રણ નામો કહેવામા આવે છે માતપિતાએ પાડેલુ નામ 'વર્ધમાન', સહજ ઉદિત થયેલુ 'શ્રમણ', કઠોર ભયને ડરાવનાર, ઉદાર, અચેલક પરિષહ સહનાર માની દેવાએ જે નામ કર્યું તે 'શ્રમણ ભગવાન મહાવીર'

मूलम्-समणस्स भगवओ महावीरस्स पिता कासवगोत्तेणं, तस्सण तिण्णि णामधेज्जा एव माहिज्जति, तंजहा-सिद्धत्थेति वा, सेज्जसेति वा, जसंसे ति वा ॥ ७८५ ॥

અર્થ-શ્રમણ ભગવાન મહાવીરના પિતા કાશ્યપગોત્રના હતા તેમના આ પ્રમાણે ત્રણ નામો કહેવાય છે, જેમકે સિદ્ધાર્થ, શ્રેયાંસ અથવા જસસ

मूलम्-समणस्स णं भगवओ महावीरस्स अम्मा वासिट्ठसगोत्ता, तीसेणं तिण्णि णामधेज्जा एव माहिज्जंति तजहा-तिसला ति वा, विदेहदिण्णा ति वा, पियकारिणी ति वा ॥ ७८६ ॥

અર્થ-શ્રમણ ભગવાન મહાવીરના માતા વાસિષ્ઠ ગોત્રના હતા તેમના ત્રણ નામ આ પ્રમાણે કહેવાય છે, જેમકે ત્રિશલા, વિદેહદત્તા અથવા તો પ્રિયકારિણી

मूलम्-समणस्स ण भगवओ महावीरस्स पित्तियए सुपासे कासवगोत्तेणं । समणस्स णं भगवओ महावीरस्स जेट्ठे भाया णदिवद्धणे कासवगोत्तेण । समणस्स ण भगवओ महावीरस्स जेट्ठा भइणी सुदंसणा कासवगोत्तेणं । समणस्स णं भगवओ महावीरस्स भज्जा जसोया गोत्तेण कोडिण्णा । समणस्स णं भगवओ महावीरस्स धूया कासवगोत्तेणं, तीसे णं दो णामधेज्जा एव माहिज्जंसि, त जहा,-अणोज्जा त्ति वा, पियदंसणा ति वा । समणस्स णं भगवओ महावीरस्स णत्तुई कोसियगोत्तेणं, तीसे णं दो णामधेज्जा अेव माहिज्जंति, तंजहा- सेसवई ति वा, जसवती ति वा ॥ ७८७ ॥

અર્થ-શ્રમણ ભગવાન મહાવીરના કાકા સુપાર્શ્વ કાશ્યપ ગોત્રીય હતા શ્રમણ ભગવાન મહાવીરના મોટા ભાઈ નદીવર્ધન કાશ્યપગોત્રીય હતા શ્રમણ ભ૦ મહાવીરની મોટી બહેન સુદર્શના કાશ્યપગોત્રીય હતા શ્રમણ ભગવાન મહાવીરની ધર્મપત્ની યશોદા એ કૌડિન્યગોત્રની હતી શ્રમણ ભગવાન મહાવીરની પુત્રી કાશ્યપગોત્રની હતી તેના આ પ્રમાણે બે નામો કહેવામા આવે છે, જેમકે અણોજ્જા અથવા તો પ્રિયદર્શના શ્રમણ ભગવાન મહાવીરની દૌહિત્રી (દીકરીની દીકરી) કાશ્યપગોત્રની હતી તેના આ પ્રમાણે બે નામો કહેવાય છે, જેમકે શેષવતી અથવા તો યશવતી

मूलम्-समणस्सणं भगवओ महावीरस्स अम्मापियरो पासवच्चिज्जा समणोवासगा यावि होत्था· तेणं बहूइं वासाइं समणोवासगपरियागं पालयित्ता छण्हं जीवनिकायणं संरक्खणनिमित्त

आलोइत्ता निंदित्ता गरहिता पडिक्कमिता अहारिहं उत्तरगुणपायच्छित्त पडिवज्जिता कुससंथारं दुरुहित्ता भत्तं पच्चक्खाइंति। भत्त पच्चक्खाइता अपच्छिमाए मारणंतियाए सरीरसंलेहणाए झुसियसरीरा कालमासे कालं किच्चा तं सरीरंविप्पजहित्ता अच्चुए कप्पे देवत्ताए उववण्णाः तओण आउक्खएण भवक्खएणं ठिइक्खएणं चुए चविता महाविदेहे-वासे चरिमेणं ऊसासेण सिज्झिस्संति, बुज्झिस्संति, मुच्चिस्संति परिणिव्वाइस्संति, सव्वदुक्खाणं अंतं करिस्संति ॥ ७८८ ॥

અર્થ-શ્રમણ ભગવાન મહાવીરના માતાપિતા પાર્શ્વનાથના સંપ્રદાયના (પાર્શ્વપત્ય) શ્રાવકો હતાં. તેઓએ વર્ષો સુધી શ્રમણોપાસકની અવસ્થામા રહીને, છ જીવ નિકાયોનાં સંરક્ષણ નિમિત્તે (ભૂલોની) આલોચના કરી. નિંદા કરી, ગર્હણા કરી (પાપથી) પાછા ફરીને યથાયોગ્ય ઉત્તરગુણ રક્ષે તેવું પ્રાયશ્ચિત્ત કરીને, કુશની પથારી પર ચડીને ભાતપાણીનાં પચ્ચકખાણ કર્યા તે પછી મરણાંત છેલ્લી સંલેખના વડે શરીર ક્ષીણ કરીને મરણકાળે મરણ પામીને, તે શરીર તજીને (બારમા) અચ્યુત કલ્પમા દેવપણે ઉત્પન્ન થયાં. ત્યાંથી આયુ ક્ષયે સ્થિતિ ક્ષયે ચ્યવનકાળે ચવીને મહાવિદેહ ક્ષેત્રમા (જન્મ લઈ) છેલ્લા ઉચ્છ્વાસે તેઓ. સિદ્ધ થશે, બુદ્ધ થશે, છૂટી જશે પરિનિર્વાણ પામશે અને સર્વ દુ:ખોનો અંત કરશે

मूलम्-तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे णाये णायपुत्ते णायकुलणिव्वत्ते विदेहे विदेहदिण्णे विदेहजच्चे विदेहसुमाले, तीसं वासाइं विदेहंति कट्टु अगारमज्झे वसित्ता अम्मापिउहिं कालगएहिं देवलोग मणुपत्तेहिं समत्तपइण्णे, चिच्चा हिरण्णं, चिच्चा सुवण्णं, चिच्चा बलं, चिच्चा वाहणं चिच्चा धणधण्णकणयरयणसंतसारसावदेज्जं, विच्छड्डेत्ता, विगोवित्ता, विस्साणित्ता, दायारेसु णं दायं पज्जाभातित्ता, संवच्छरं दाण दलइत्ता, जे से हेमंताण पढमे मासे पढमे पक्खे मग्गसिरबहुले, तस्सणं मग्गसिरबहुलस्स दसमीपक्खेणं हत्थुत्तराहिं णक्खत्तेणं जोगोवगत्तेण अभिणिक्खमणाभिप्पाए यावि होत्था ॥ ७८९ ॥

અર્થ-તે યુગમા તે સમયે શ્રમણ ભગવાન મહાવીર જ્ઞાતૃવંશના જ્ઞાતૃપુત્ર, જ્ઞાતૃકુળોત્પન્ન, વિદેહે, વિદેહદિન્ન, વૈદેહજાત્ય, વિદેહસુકુમાર, ત્રીશ વર્ષો સુધી ગૃહવાસમા રહેવુ, એમ વિચારી ગૃહવાસમા રહીને. માતપિતાનો દેહ વિલય થયો અને તેઓ દેવલોકમા ગયા ત્યારે જેમની પ્રતિજ્ઞા પુરી થઈ છે એવા (તે વર્ધમાન) સોનુ રૂપુ તજીને, સૈન્ય-વાહનો તજીને, ધન-ધાન્યકનકરત્ન અને સારવળી વસ્તુઓ તજીને, ત્યાગ કરીને, તિરસ્કારીને દાયાદોને દાયભાગ આપી દઈને, વરસદિન સુધી દાન દઈને, જે હેમન્તનો પ્રથમ માસ અને પ્રથમપક્ષ, માગશરનો કૃષ્ણપક્ષે દશમને દિવસે, ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રના યોગકાળે દીક્ષા લેવાની અભિલાષાવાળા થયા.

मूलम्-सवच्छरेण होहिन्ति, अभिणिक्खमण तुमजिणवरिंदाणं; ।
तो अत्थि संपदाण, पव्वत्तइ पुव्वसूराओ १
एगा हिरण्णकोडी, अट्ठेव अण्णणया सयसहस्सा । 
सूरोदयमादीयं, दिज्जइ जा पायरासोत्ति ॥ ७९० ॥ २

અર્થ–એક વર્ષ પછી જિનવરેન્દ્ર–તીર્થંકરની દીક્ષા થશે એમ વિચારી અર્થસંપત્તિ આપવા માટે દેવો પૂર્વે જ પ્રવૃત્તિ કરે છે. એક કરોડ અને આઠ લાખ સોનામહોર હમ્મેશ સૂર્યોદય કાળે દેવો દ્વારા દેવામા આવે છે. ૭૯૦

मूलम्–तिण्णेव य कोडिसया, अट्ठासींतिच होंति कोडीओ ।
असियं च सयसहस्सा, एयं संवच्छरे दिण्णं ३
वेसमणकुंडलधरा, देवा लोगंतिया महिड्ढया ।
बोहित्ति य तित्थयरं, पण्णरस्ससु कम्मभूमीसु ॥ ७९१ ॥ ४

અર્થ–ત્રણસો અને અઠ્ઠયાસી કરોડ એંસી લાખ એટલુ ધન એક વરસમા પ્રભુએ દાનમા આપ્યુ કુબેર જેવા કુંડલ ધારણ કરનારા લોકાંતિક દેવો ૫ંદર કર્મભૂમિમા રહેલ તીર્થંકરોને બોધ આપે છે ૭૯૧

मूलम्–बंभंमि य कप्पंमि य, बोद्धव्वा कण्हराइणो मज्झे ।
लोगंतिया विमाणा, अट्ठसुवत्था असंखेज्जा ५
एते देवणिकाया, भगवं बोहिंति जिणवर वीरं ।
सव्वजगज्जीवहियं, अरहं तित्थं पवत्तेहि ॥ ७९२ ॥ ६

અર્થ–પાંચ બ્રહ્મવિમાન કલ્પની આસપાસ કૃષ્ણરાજિની વચ્ચે લોકાંતિક દેવોના વિમાનો છે તે આઠે દિશામા અસંખ્ય દેવોના સ્થાનો છે, તે દેવો સર્વ જગતના જીવોને હિતકારી એવા એ તીર્થંકર મહાવીરને પ્રબોધ પમાડે છે 'હે અરિહંત, તમે તીર્થ પ્રવર્તાવો.'

मूलम्–तओणं समणस्स भगवओ महावीरस्स अभिणिक्खमणाभिप्पायं जाणेत्ता भवणवइ–वाणमंतरजोइसिय-विमाणवासिणो देवाय देवीओ य सएहिं सएहिं रुवेहिं, सएहिं, सएहिं णेवत्थेहिं, सएहिं सएहिं चिंधेहिं, सव्विड्ढीए, सव्वजुत्तीए, सव्वबलसमुदएणं सयाइं सयाइं जाणविमाणाइं दुरूहंति, सयाइं सयाइं जाणविमाणाइं दुरुहित्ता अहाबादराइं पोग्गलाइं परिसाडेंति, अहाबादराइं पोग्गलाइं पोग्गलाइं परिसाडित्ता अहासुहुमाइं पोग्गलाइं परियाइंति, अहासुहुमाइं पोग्गलाइं परियाइत्ता उड्ढं उप्पयंति, उड्ढं उप्पइत्ता ताए उक्किट्ठाए सिग्घाए चवलाए तुरियाए दिव्वाए देवगइए अहेणं उवयमाणा उवयमाणा तिरिएणं असंखेज्जाइं दीवसमुद्दाइं वीतिक्कममाणा, वीतिक्कममाणा जेणेव जंबूदीवे तेणेव उवागच्छंति, उवागच्छित्ता जेणेव उत्तरखत्तियकुंडपुरसंणिवेसे तेणेव उवागच्छंति, तेणेव उवागच्छित्ता, जेणेव उत्तरखत्तियकुंडपुरसंणिवेसस्स उत्तरपुरित्थमे दिसिभाए तेणेव झत्ति वेगेण उवट्ठिया ॥ ७९३ ॥

અર્થ–પછીથી (તે સમયે) શ્રમણ ભગવાન મહાવીરનો દીક્ષા લેવાનો અભિપ્રાય જાણીને, ભવનપતિ, વ્યાનવ્યંતર, જ્યોતિષ્ક અને વિમાનવાસી દેવો અને દેવીઓ, પોતપોતાનાં (ઉત્તર વૈક્રિય) રૂપો પ્રગટાવી પોતપોતાના વેશ પહેરી, પોતપોતાના ચિહ્નો સહિત સર્વ વૈભવ સહિત સર્વ રચના કૌશલ્ય સહિત, સર્વ સેના સમુદાય સહિત, પોતપોતાના વાહન–વિમાનો પર

ચડે છે પછી બાદર પુદ્‌ગલો વિખેરીને સૂક્ષ્મોપુદ્‌ગલો ગ્રહણ કરે છે. સૂક્ષ્મપુદ્‌ગલો ગ્રહણ કરીને ઊંચે ઊડે છે, ઊંચે ઊડીને તે ઉત્કૃષ્ટ, શીઘ્ર, ચપલ અને ત્વરિત એવી દિવ્ય દેવ ગતિથી ઊડતા ઊડતા તિરછી દિશામાં અસંખ્ય દ્વીપસમુદ્રોને ઓળંગતા, તેઓ જ્યાં બરાબર જંબૂદ્વિપ આવેલો છે ત્યાં આવે છે. ત્યા આવીને ઉત્તરના ક્ષત્રિયોના કુંડગ્રામમાં ઇશાન દિશામાં જલદીથી આવીને સહુ હાજર થયા.

मूलम्-तओणं सक्के देविंदे देवराया सणियं साणियं जाणविमाणं ढवेति, सणियं सणियं विमाणं ढवेत्ता सणियं सणियं जाणविमाणाओ पच्चोतरति, सणियं सणियं जाणविमाणाओ पच्चोतरित्ता, एगंत मवक्कमेति, एगंत मवक्कमेत्ता महया वेउव्विएणं समुग्घाएणं समोहणति, महया वेउव्विएणं समुग्घाएणं समोहणित्ता, एगं महं णाणामणिकणयरयण-भत्तिचित्तं सुभं चारुकंतरुवं देवच्छंदयं विउव्वति, तस्सणं देवच्छंदयस्स बहुमज्झदेसभाए एगं महं सपायपीढं सीहासणं णाणामणिकणयरयणभत्तिचित्तं सुभं चारुकंतरुवं विउव्वइ, विउव्वित्ता जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छति: तेणेव उवागच्छता समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेत्ता समणं भगवं महावीरं वंदति णमंसति, वंदित्ता णमंसित्ता समणं भगवं महावीरं गहाय जेणेव देवच्छंदए, तेणेव उवागच्छति॰ उवागच्छिता सणियं सणियं पुरत्थाभिमुहे सीहासणे णिसीयावेइ: सणियं सणियं पुरत्थाभिमुहं णिसीयावेत्ता सयपागसहस्स पागेहिं तेल्लेहिं अब्भंगेति: अब्भंगेत्ता गंधकासाइएहिं उल्लोलेति; उल्लोलित्ता सुद्धोदएणं मज्जावेइ: मज्जावित्ता जस्स य मुल्लं सयसहस्सेहिं ति पडोलभित्तए पसाहिएण सीतएणं गोसीसरत्तचंदणेणं अणुलिंपति; अणुलिंपित्ता इसि णिस्सासवानवोज्झं वरणगरपट्टणुग्गतं कुसलणरपसंसितं अस्सलाला-पेलवं छेयायरियकणगखचियंतकम्म हसलक्खणं पट्टजुयलं णियंसावेइ॰ णियंसावेत्ता हारं अद्धहारं उरत्थं एगावलिं पालंब-सुत्तपट्ट-मउड-रयणमालाइ आविंधावेस॰ आविंधावेत्ता गंठिम-वेढिम-पूरिम-संघातिमेणं मल्लेणं कप्परुक्खमिव समालंकरेति॰ समालंकरेता दोच्चंपि महया वेउव्विय-समुग्घाएणं समोहणइ; समोहणित्ता एगं महं चंदप्पभं सिवियं सहस्सवाहिणिं विउव्वइ,- तंजहा, ईहामिय-उसभ-तुरग-णरमकर-विहग-वाणर-कुंजर-रुरु-सरभ-चमर-सदूल-सीह-वणलय-चित्तिविज्जाहरमिहुणजुगल-जंतजोग-जुत्तं अच्चीसह-स्स मालिणीतं सुणिरुवित- मिसिमिसितरुवगसहस्सकलियं इसिभिसमाणं चक्खुल्लोय-णलेस्सं मुत्ताहडं मुत्तजालंत्तरो वियत्तवणीयपयरलंबूणं पलबनमुत्तदामं हारद्धहार भूसण-समोणय अहियपेच्छणिज्ज पउमलयभत्तिचित्तं अशोकलयभत्तिचित्तं कंदलय-भत्ति चित्तं णाणालयभत्तिविरइयं सुभं चारुकंतरुव णाणामणियंचवण्ण घंटा-पडायपरिमंडियग्गसिहरं पासादीय दरिसणीय सुरुवं ॥ ७९४ ॥

અર્થ-પછી દેવોના રાજા દેવેંદ્ર શક્રદેવ ધીરે ધીરે વિમાનને ઊભું રાખે છે, ઊભુ રાખીને ધીરેધીરે વિમાનમાથી ઊતરે છે, ધીરેધીરે વિમાનમાંથી ઊતરીને તે એક સ્થાન પર ઊભા રહે છે. એકાંત સ્થાનમા તે મોટો વૈક્રિય સમુદ્‌ઘાત કરે છે. અને એક વિવિધ મણિ-કનક-રત્નની ભાતથી બહુરંગી સુંદર, સરસ, તેજદાર સ્વરૂપવાળું દેવચ્છંદક (જિનભગવાનના આસન માટેનો વ્યાસપીઠ) વિકુર્વે છે તેના બરાબર મધ્યભાગમા એક પગની બેઠક સહિત એવુ વિવિધ મણિ-કનક-રત્નની ભાતથી શોભતુ, સુંદર, સરસ તેજોમય સિંહાસન

વિકુર્વે છે. વિકુર્વીને જ્યા બરાબર શ્રમણુ ભગવાન મહાવીર હતા ત્યાં આવે છે, આવીને શ્રમણુ ભગવાન મહાવીરને ત્રણવાર આદક્ષિણુ પ્રદક્ષિણા કરે છે, પછી શ્ર૦ ભ૦ મહાવીરને તે વંદના નમસ્કાર કરે છે શ્રમણુ ભગવાન મહાવીરને લઈને જ્યા દેવચ્છદન છે ત્યા આવે છે, પછી ધીરેથી પૂર્વ તરફ મુખ આવે તેમ ભગવંતને બેસાડે છે. પછી શતપાક અને સહસ્રપાક તેલો વડે તેમના શરીર પર માલિશ કરે છે સુગંધી કાષાય વસ્ત્ર વડે તે લૂછે છે, તે પછી શુદ્ધ જળથી સ્નાન કરાવે છે. જેનું મૂલ્ય લાખોમાં થાય તેવા ત્રણ છીપલા ભરીને ગોશીર્ષ ચંદનથી તેમના દેહ પર લેપન કરે છે, પછી જરા પણ નિશ્વાસના વાયરાથી ઊડે તેવુ, ઉત્તમ નગરમા બનેલુ, કુશળ પુરુષોએ વખાણેલ, ઘોડાના મુખફીણ જેવું કોમળ, ચતુર પુરુષે રચેલ સુવર્ણની કોતરણીની ભાતવાળું હંસના ચિહ્નવાળું એવું વસ્ત્રયુગલ પ્રભુને પહેરાવે છે તે પછી હાર, અર્ધહાર, છાતી પરના દાગીના, એકાવલી હાર, પ્રાલબસૂત્રો, વસ્ત્ર અને મુગટની રત્નમાળાઓ પહેરાવે છે, પછી ગાંઠવાળા આભૂષણો, વીંટવાના, પહેરવાના, અને જોડવાનાં આભૂષણો પહેરાવે છે પુષ્પોથી પ્રભુને કલ્પવૃક્ષની માફક શણગારે છે, પછી બીજી મહાન વૈક્રિય સમુદ્ઘાતક કરે છે, તેમાં ચંદ્રના તેજવાળી હજાર મનુષ્ય ( કે દેવ) વહન કરે એવી એક મોટી પાલખી વિકુર્વે છે. તેના પર વરુ, બળદ, અશ્વ, મનુષ્ય, મગર, પક્ષી, વાનર, હાથી, રુરુ, સરભ, ચમરવાળું પશુ, વાઘ, સિંહ, વનની વેલોની ભાતોનાં ચિત્ર, અને વિદ્યાધરદંપતી યત્રારુઢ થઈ જતું હોય તેવા ચિત્રો હતાં. તે હજારો કિરણોથી દેદિપ્યમાન હતી. સારી રીતે દર્શનીય, ચમકતા હજાર સુશોભન સહિત, જરા જરા ચમકચમક થતી ચક્ષુલોચનને ગમતી, મોતીઓની માળાઓથી ગૂથેલ, સોનાના છૂટા લાંબા સૂત્રોમાં મોતી પરોવેલ હતાં, હાર, અર્ધહાર જેવા ભૂષણોથી ઊંચી બનેલી તે પાલખી અધિક દર્શનીય, પદ્મલતા, અશોકલતા, કુંદલતા, અને વિવિધ લતાની ભાતવાળી સુદર રૂપવાળી પંચવર્ણની ઘંટા, પતાકા અને અને પ્રતિમાથી શોભતા શિખરવાળી મનોહર દર્શનીય અને આહ્લાદક હતી.

मूलम्–सीया उवणीया जिण वरस्स, जरमरणविप्पमुक्कस्स। उवसंतमल्लदामा, जलथलयं दिव्वकुसुमेहिं (१) सिवियाइ मज्झयारे, दिव्वं वररयणरुवचेवत्तियं। सीहासणं महरिहं सपादपीढं जिणवरस्स (२) ॥ ७९५ ॥

અર્થ–દેવોએ જરા અને મરણથી મુક્ત એવા જિનેંદ્રની પાલખી ઉપાડી તે પુષ્પમાળાથી છવાયેલી અને જલમા અને સ્થલમાં થતા દિવ્યપુષ્પોથી શોભતી હતી પાલખીના મધ્યમાં દિવ્ય, ઉત્તમ રત્નોથી શોભાયમાન સ્વરૂપવાળુ મહામોંઘુ જિનેંદ્રનું પાદ–બાજોઠ સહિત સિંહાસન હતુ

मूलम्–आलइयमालमउडे, भासुरबोंदी वराभरणधारी। खोमयवत्थणियत्थो, जस्सय मोल्लं सयसहस्सं (३) छट्ठेणउ भत्तेणं, अज्झवसाणेण सोहणेण जिणो। लेसाहि विसुज्झंतो, आरुहइ उत्तमं सीयं (४) ॥ ७९६ ॥

અર્થ–મુકુટો પર જેમને માળાઓની રચના હતી તેવા, પ્રકાશમાન દેહવાળા, ઉત્તમ દાગીના ધારનારા, જેના લાખલાખ મૂલ્ય છે એવા રેશમી વસ્ત્ર પહેરેલા, છટ્ઠના તપ સહિત, ઉત્તમ

મનોભાવથી, વિશુદ્ધ લેશ્યા સહિત જિનેંદ્ર ઉત્તમ પાલખી પર આરોહરણ કરે છે.

मूलम्-सीहासणे णिविट्ठो, सक्कीसाणाय दोहि पासेहिं। वीयंति चामराहिं, मणिरयणविचित्त-दंडाहि (५) पुव्विं उक्खित्तामाणुस्सेहिं, साहट्ठरोमपुलएहिं। पच्छा हवंति देवा, सुर-असुरा गरुलणागिंदा (६) ॥ ७९७ ॥

અર્થ-તીર્થંકર સિંહાસન પર બેઠા, શક્ર અને ઈશાનેંદ્ર બે બાજુ મણિરત્નથી શોભિત દંડવાળા ચામરોથી તેમને વાયુ ઢોળે છે પૂર્વે સહર્ષ રોમ અને પુલકવાળા માનવોએ ઉપાડી, પછી દેવો, સુરાસુરો અને ગરુડ-નાગેંદ્રો વહન કરનારા બને છે.

मूलम्-पुरओ सुरावहंसि, असुरा पुण दाहिणंमि पासंमि। अपरे वहंति गरुला, णागा पुण उत्तरे पासे (७) वणसंडं वट्टकुसुमियं, पउमसरो वा जहा सरयकाले। सोहइ कुसुमभरेणं, इय गगणतलं सुरगणेहिं (८) ॥ ७९८ ॥

અર્થ-આગળના ભાગમા ઉપરિતનદેવો એટલે સુરો વહન કરે છે, જમણે પડખે અસુરકુમાર દેવો પાલખી વહે છે, (ઉત્તરને) ડાબે પડખે નાગકુમાર દેવો અને પાછળની તરફ ગરુડકુમારો વહન કરે છે. જાણે બહુ ફૂલોથી ભરપૂર ઉપવનનો ભાગ હોય, અથવા શરદઋતુમાં પદ્મ સરોવર હોય તેમ ફૂલોના સમૂહથી અને દેવોના મેળાવડાથી આકાશનુ તટ શોભે છે.

मूलम्-सिद्दत्थवणं व जहा, कणयारवणं व चंपयवणं वा। सोहइ कुसुमभरेणं, इय गगणतलं सुरगणेहिं (९) वरपडह-भेरिझल्लरि-संख। सयसहस्सिएहिं तूरेहिं। गगणतले धरणितले, तुरियणिणाओ परमरम्मो (१०) ॥ ७९९ ॥

અર્થ-સરસવનું વન, કણિયારનુ વન અથવા ચંપાનું વન જેમ સુશોભત લાગે, તેમ ફૂલોના સમૂહથી અને દેવોના મિલાપથી આકાશપટ શોભી ઊઠયો હતો ઉત્તમ ઢોલ, શરણાઈ, ઝાલર, શંખ તેમજ લાખો તૂરીઓના શબ્દે પૃથ્વી પટે અને આકાશ પટે પરમસુંદર વાજીંત્રધ્વાન થતો હતો

मूलम्-ततवितयं घणसुसिरं। आउज्जं चउविहं वहुविहीयं। वायंति तत्थ देवा। बहुहिं आणट्टग-सएहिं (११) ॥ ८०० ॥

અર્થ-લંબાતા, વિસ્તરતા, ઘન અને પવનના તરંગવાળા ચાર પ્રકારના વાજિંત્રો ત્યા દેવો બહુ નાટયપ્રકારોની સાથે વગાડતા હતા

मूलम्-तेणं कालेणं, तेणं समएणं, जे से हेमंताणं पढमे मासे पढमे पक्खे मग्गसिरवहुले, तस्सणं मग्गसिरवहुलस्स दसमीपक्खेणं सुव्वएणं दिवसेणं विजएणं मुहुत्तेणं हत्थुत्तरा-णक्खत्तेणं जोगोवगतेणं पाईणगामिणीए छायाए वियत्ताए पोरिसीए छट्ठेणं भत्तेणं अपाणएणं एगसाडगमायाए चंदप्पहाए सिवियाए सहस्सवाहिणीए सदेवमणुयासुरा-परिसाए समन्निज्जमाणे उत्तरखत्तियकुंड पुरसंणिवेसस्स मज्झं मज्झेणं णिगच्छित्ता

जेणेव णायसंडे उज्जाणे तेणेव उवागच्छइ, उवागच्छित्ता ईसिरयणिप्पमाणं अच्छोप्पेण भूमिभागेणं सणियं सणिय चंदप्पभ सिवियं सहस्सवाहिणिं ढवेइ, ढवेत्ता सणिय सणियं चंदप्पभाओ सिवियाओ सहस्सवाहिणीओ पच्चोयरइ , पच्चोयरित्ता सणिय सणिय पुरत्थाभिमुहे सीहासणे णिसीयेइ; आभरणालकारं उमुयइ, तओणं वेसमणे देवे जंतुवायपडिअे समणस्स भगवओ महावीरस्स हंसलक्खणेण पडेणं आभरणालकारं पडिच्छइ, तओण समणे भगव महावीरे दाहिणेणं दाहिणं, वामेणं वाम पचमुठिय लोय करेइ तओण सक्के देविंदे देवराया समणस्स भगवओ महावीरस्स जंतुवायपडिये वयरामयेणं थालेणं केसाइ पडिच्छइ, पडिच्छित्ता "अणुजाणेसि भंते" त्ति कट्टु खीरोयसायरं साहरइ; तओण समणे भगवं महावीरे दाहिणेण दाहिण वामेण वाम पचमुठिय लोय करेत्ता सिद्धाग णमोक्कारं करेइ, करेत्ता "सव्व मे अकरणिज्जं पावकम्म " त्ति कट्टु सामाइय चरित्त पडिवज्जइ, सामाइय चरित्त पडिवज्जेता देवपरिसं च मणुयपरिसं च आलेक्खचित्तभूय मिव ठवेइ ॥ ८०१ ॥

અર્થ–તે યુગમા, તે સમયે, હેમતઋતુના પ્રથમ માસમા, માગશર માસના કૃષ્ણપક્ષમાં, કૃષ્ણ-દશમીને દિને, સુદર દિવસે, વિજય મુહૂર્તમા, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો જ્યારે યોગ થયેલો હતો ત્યારે, પૂર્વ દિશા તરફ છાયા જવા માડી અને બીજી પૌરુષી જ્યારે પસાર થઈ ત્યારે, જલ રહિત છટ્ઠના ઉપવાસ સહિત, એક વસ્ત્ર લઈને, ચદ્રપ્રભા પાલખીમા, જેને હજાર દેવો, અસુરો, માનવોના સમૂહે વહી હતી તેમા, ઉત્તર ક્ષત્રિયક્ષત્રિયકુડ નગરની વચ્ચોવચ્ચથી નીકળે છે, જ્યા જ્ઞાતૃખડ ઉપવન છે ત્યા આવે છે. આવીને વિશાળ એવા ભૂમિભાગ પર પાલખીને સ્થાપે છે, પછી ધીરે ધીરે એ પાલખીમાથી ઊતરે છે ધીમેથી સિંહાસનને પૂર્વાભિમુખ મૂકે છે, આભરણ અને અલંકાર (પ્રભુ) તજી દે છે પછી કુબેર દેવ, તજવામા આવતા ભગવાન મહાવીરના આભૂષણો હસ ચિહ્નવાળા વસ્ત્રમા લઈ લે છે, પછી ભગવત મહાવીર દક્ષિણ બાહુથી દક્ષિણ ભાગના અને વામ બાહુથી ડાબા ભાગના એમ પાચ મુઠ્ઠીઓ વડે સપૂર્ણ કેશનો લોચ કરે છે તે વાળ, જે તજવામાં આવતા હતા તેને દેવરાજ, શક્ર, વજ્રરત્નમય થાળમા લઇ લે છે લઈને એ 'ભગવાન આજ્ઞા છે ને' એમ પૂછીને ક્ષીરોદસાગર પર લઈ જાય છે પછીથી શ્રમણ ભગવાન મહાવીર, દક્ષિણ ભુજાથી દક્ષિણ ભાગના અને વામ ભુજાથી વામ ભાગના વાળનો એમ પંચમુષ્ટિક લોચ કરીને, સિદ્ધોને નમસ્કાર કરે છે 'મને બધુંયે પાપકર્મ અકર્તવ્ય છે,' એમ પ્રતિજ્ઞા કરી સામાયિક ચારિત્ર સ્વીકારે છે સામાયિક ચરિત્રને સ્વીકારીને દેવપરિષદ અને માનવપરિષદને જાણે ચિત્રમા ચિતરી તેવી સ્થિર (તાજૂબ) કરી દે છે

मूलम्–दिव्वो मणुस्सघोसो. तुरियणिणाओ य सक्कवयणेण । खिप्पामेव णिलुक्को, जाहे पडिवज्जइ चरित्त (१) पडिवज्जितु चरित्त, अहोणिसिं सव्वपाणभूतहित । साहट्टु लोमपुलया. पयया देवा निसामति (२) ॥ ८०२ ॥

અર્થ–જ્યારે પ્રભુએ ચારિત્ર સ્વીકાર્યું ત્યારે પછી ઇદ્રના વચનથી, દિવ્ય, માણસોનો ધ્વનિ અને શરણાઈઓનો ધ્વનિ તરત જ બધ પડયો દિનગત સર્વ જીવોને હિતકર એવુ ચારિત્ર સ્વીકારીને હવે તો રોમરાજિ સકોચીને દેવો (ચારિત્રપાઠ) સાભળે છે

मूलम्-तओणं समणस्स भगवओ महावीरस्स सामाइयं खाओवसमियं चरित्त पडिवन्नस्स मणपज्जवणाणे णाम णाणे समुप्पन्ने; अड्ढाइज्जेहिं दीवेहिं, दोहिय समुद्देहि सण्णीणं पचेंदियाणं पज्जत्ताण वियत्तमणसाण मणोगयाइं भावाइं जाणेइ ॥ ८०३ ॥

અર્થ-ત્યારે, જ્યારે શ્રમણ ભગવંત મહાવીર, ક્ષયોપશમિક સામાયિક ચારિત્ર સ્વીકાર્યું ત્યારે ભગવંતને મનઃપર્યાય નામે જ્ઞાન પ્રગટ થયું અઢી દ્વીપમાં, બે સમુદ્રોમાં જે સંજ્ઞી પંચેંદ્રિય પર્યાપ્ત જીવો હોય, જેમને દ્રવ્યમન છે એમના મનોગત ભાવ પ્રભુ જાણે છે

मूलम्-तओणं समणे भगवं महावीरे पव्वइते समाणे मित्तणाइसयणसंबंधिवग्ग पडिविसज्जेति, पडिविसज्जित्ता तओणं इमं अेयारूवं अभिग्गहं अभिगिण्हइ "बारसवासाइं वोसट्ठकाए चत्तदेहे जे केइ उवसग्गा समुप्पजंति, तंजहा,- दिव्वा वा, माणुस्सा वा, तेरिच्छिया वा, -ते सव्वे उवसग्गे समुप्पन्ने समाणे सम्मं सहिस्सामि खमिस्सामि अहियासइस्सामि ॥८०४॥

અર્થ-પછીથી શ્રમણ ભગવાન મહાવીર પોતાના મિત્રજન, જ્ઞાતિજન, સગા અને સંબંધીઓના સમુદાયને દીક્ષાગ્રહણ કર્યા પછી રજા આપે છે રજા આપી આ પ્રકારે અભિગ્રહ ગ્રહણ કરે છે બાર વર્ષો સુધી કાયાને તજીને, દેહને ઉવેખીને જે કંઈ ઉપસર્ગો જેવા કે દેવના, મનુષ્યના કે તિર્યંચના ઉત્પન્ન થશે તે હું સહન કરીશ.

मूलम्-तओण समणे भगवं महावीरे इमेयारूवं अभिग्गहं अभिगिण्हत्ता वोसट्ठकाए चत्तदेहे दिवसे मुहुत्तसेसे कुम्मारगामं समणुपत्ते ॥ ८०५ ॥

અર્થ-તે પછી શ્રમણ ભગવાન મહાવીર એ એવા પ્રકારનો અભિગ્રહ સ્વીકારીને, કાયાને વોસરાવીને, દેહને ઉવેખીને દિવસ એક મુહૂર્ત બાકી હતો ત્યારે કુમારગ્રામ આવી પહોંચ્યા

मूलम्-तओण समणे भगवं महावीरे वोसट्ठचत्तदेहे अणुत्तरेण आलअेणं, अणुत्तरेण विहारेण, एवं संजमेणं, पग्गहेणं, संवरेणं, तवेणं, बंभचेरवासेणं, खंत्तीए, मोत्तीए, तुट्ठीए, समितीए, गुत्तीए, ठाणेण कम्मेण, सुचरियफलणेव्वाणमुत्तिमग्गेण अप्पाण भावेमाणे विहरइ ॥ ८०६ ॥

અર્થ-જેમણે દેહને વોસરાવ્યો અને તજ્યો છે એવા શ્રમણ ભગવાન મહાવીર તે પછી, ઉત્તમ ધ્યાનમાં, ઉત્તમ વિહારમાં, ઉત્તમ સંયમમાં, એકાગ્રતામાં, સંયમમાં, તપમાં બ્રહ્મચર્યમાં ક્ષમા-નિર્લોભતો, સંતોષમાં, સમિતિગુપ્તિમાં, સ્થાન પ્રમાણે અને ક્રમ પ્રમાણે, સુચરિતનું ફલ નક્કી મોક્ષ થાય એવા પંથે વિચરે છે

मूलम्-एव वा विहरमाणस्स जे केइ उवसग्गा समुप्पज्जिंसु-दिव्वा वा, माणुस्सा वा, तेरिच्छिया वा, ते सव्वे उवसग्गे समुप्पण्णे समाणे, अणाउले, अव्वहिते, अदीणमणसे तिविह मणवयणकायगुत्ते सम्मं सहइ खमइ तितिक्खइ अहियासेइ ॥ ८०७ ॥

અર્થ-એ પ્રમાણે વિહરતાં જે કંઈ ઉપસર્ગો પ્રભુ પર, દિવ્ય, મનુષ્યના કે તિર્યંચના આવ્યા તે બધા ઉપસર્ગો પ્રભુએ વ્યાકુળ થયા વિના, વ્યથા પામ્યા વિના, અને મનને દીન કર્યા વિના, મનવચન કાયાના ત્રિવિધ યોગને સમતાએ રાખી, સહ્યા, ખમ્યા, ઉદાસ ભાવે તિતિક્ષા કરી અને સહન કર્યા

मूलम्-तओण समणस्स भगवओ महावीरस्स एतेण विहारेणं विहरमाणस्स बारण वासा विंतिक्कंता, तेरसमस्स वासस्स परियाए वट्टमाणस्स, जे से गिम्हाणं दोच्चे मासे चउत्थे पक्खे वइसाहसुद्दे-तस्सणं वइसाहसुद्दस्स दसमीपक्खेणं, सुव्वएण दिवसेणं, विजएणं मुहुत्तेणं, हत्थुत्तराहि णक्खत्तेणं जोगोवगत्तेण, पाईणगामिणीए छायाए, वियत्ताए पोरिसीए. जंभियागामस्स णगरस्स वहिया, णदीअे उज्जुवालियाअे उत्तरे कूले, सामागस्स गाहावइस्स कट्ठकरणसि, वेयवत्तस्स चेइयस्स उत्तरपुरित्थमे-दिसीभाअे, सालरुक्खस्स अदूरसामंते, उक्कुडुयस्स गोदोहियाए आयावणाए आयावेमाणस्स छट्ठेणं, भत्तेणं अपाणअेणं उड्ढजाणु-अहोसिरस्स धम्मज्झाणकोठो-वगयस्स सुक्कज्झाणंतरियाए वट्टमाणस्स निव्वाणे कसिणे पडिपुण्णे अव्वाहए णिरावरणे अणते अणुत्तरे केवलवरणाण दंसणे सम्मुपण्णे ॥ ८०८ ॥

અર્થ-ત્યારે ખરેખર આ પ્રમાણે વિહરતા શ્રમણ ભગવત મહાવીરને બાર વર્ષ વીતી ગયા. તેરમા વરસનો ભાગ શરૂ હતો ત્યારે, ગ્રીષ્મઋતુના બીજે માસે ચોથે પક્ષે વૈશાખ શુકલ દશમને દિવસે શુભ દિવસે, વિજય મુહૂર્ત, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો જ્યારે યોગ થયો ત્યારે, છાયા જ્યારે પૂર્વ તરફ જવા લાગી અને પોરસી જ્યારે બીજી પસાર થતી હતી ત્યારે જૃંભિકાગ્રામ નામે નગરની બહાર, ઋજુપાલિકા નદીને ઉત્તર કાંઠે, શ્યામાક નામના ગૃહસ્થની લાકડાની વખારમા, વૈયાવર્ત ચૈત્યના ઈશાન ખૂણે, શાલવૃક્ષની સમીપે, ઉભડક ગાય દોહવાના આસને આતાપના આતાપતા હતા ત્યારે, નિર્જળ છઠ્ઠની તપસ્યા હતી ત્યારે, ઉર્ધ્વ ગોઠણ અને માથું નમાવીને ધ્યાનની ઓરડી ગયા હતા ત્યારે, શુકલ ધ્યાનની ભૂમિકામા વર્તતા પ્રભુને નિર્વાણરૂપ, આખું, પરિપૂર્ણ, અવ્યાહત અને નિરાવરણ અનંત અને ઉત્કૃષ્ટ એવા કેવળજ્ઞાનદર્શન ઉત્પન્ન થયા.

मूलम्-से भयवं अरहा जिणे जाए केवली सव्वण्णू सव्वभावदरिसी सदेवमणुयासुरस्स लोयस्स पज्जाए, जाणइ, तंजहा; आगतिं, गतिं, ठितिं, चयणं. उववायं, भुत्त पीयं, कडं, पडिसेवियं, आविकम्म, रहोकम्मं, लवियं, कहियं, मणोमाणसियं, सव्वलोए सव्वजीवाण सव्वभावाइ जाणमाणे पासमाणे एवंचाए विहरइ ॥ ८०९ ॥

અર્થ-તે ભગવાન અરિહંત જિન થયા. કેવળી, સર્વજ્ઞ સર્વ ભાવોને જોનારા, દેવ મનુષ્ય-અસુર સહિત લોકના પર્યાયોને પ્રભુ જાણે છે, જેમકે, (એક યોનિમા) આવવું અને જવું, ટકવું અને ચ્યવવું, જનમવું તેમજ ભોગવેલું, પીધેલું, કરેલું, સેવેલું જે કંઈ ખાનગી કાર્ય, ભાષણ, કથન કે મનોભાવ હોય તે, સર્વ જગત સર્વ જીવોના સર્વ ભાવોને જાણતા અને દેખતા યથાર્થ બોલતા વિહરે છે

मूलम्-जण्णं दिवसं समणस्स भगवओ महावीरस्स णेव्वाणे कसिणे जाव समुप्पण्णे, तण्णं दिवसं भवणवइ-वाणमंतर-जोइसियविमाणवासि-देवेहिय देवीहिय य उव्वयंतहि जाव उप्पिजलगभूएयावि होत्था ॥ ८१० ॥

અર્થ-જે દિવસે શ્રમણ ભગવાન મહાવીરને નિર્વાણરૂપ આવ્યું યાવત્ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું તે દિવસે ભવનપતિ, વ્યાનવ્યંતર, જ્યોતિષ્ક અને વિમાનવાસી દેવોએ અને દેવીઓએ ઉતરતા અને ઊંચે જતા એક મોટો ખળભળાટ કરી મૂકયો.

मूलम् तओण समणे भगवं महावीरे उप्पण्णणाणदंसणधरे अप्पाणं च लोगं च अभिसमेक्ख पुव्व देवाण धम्ममाइक्खत्ति, तओपच्छा मणुस्साण ॥ ८११ ॥

અર્થ-ત્યારે શ્ર. ભ મહાવીરને જ્ઞાનદર્શન ઉત્પન્ન થયા તે ધારતા તેઓ લોકને જાણીને પૂર્વે દેવોને ધર્મ કહે છે, પછીથી મનુષ્યોને કહે છે

मूलम्-तओणं समणे भगवं महावीरे अप्पण्णणाणदंसणधरे गोयमाईणं समणाणं णिग्गंथाणं पच महव्वयाइं सभावणाइ छज्जीवनिकायाइं आइक्खइ, भासइ, परुवेइ; तंजहा :-पुढविकाए जाव तसकाए ॥ ८१२ ॥

અર્થ-પછી શ્રમણ ભગવાન મહાવીર ઉત્પન્ન થયેલ જ્ઞાનદર્શનને ધારણ કરનાર ગૌતમ વગેરે શ્રમણ નિર્ગ્રંથોને ભાવનાસહિત પંચ મહાવ્રતો અને છ જીવનિકાયો કહે છે અને સમ-જાવે છે, જેમકે પૃથ્વીકાય ...યાવત્ ત્રસકાય.

मूलम्-पढमं भंते महव्वयं, पच्चक्खामि सव्वं पाणाइवायं; से सुहुमं वा; बायरं वा, तसं वा, थावरं वा, नेव सयं पाणाइवायं करेज्जा (३), जावज्जीवाए तिविहं तिविहेण मणसा वयसा कायसा। तस्स भंते पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि, तस्सिमाओ पंच भावणाओ भवंति ॥ ८१३ ॥

અર્થ-હે ભગવંત, હું પ્રથમ મહાવ્રતના પચ્ચકખાણ અર્થાત્ સર્વ પ્રાણહિંસાના પચ્ચકખાણ લઉં છું તેણે સૂક્ષ્મ કે બાદર, ત્રસ કે સ્થાવર, જાતે પ્રાણહિંસા કરવી નહિ (કરાવવી નહિ, અનુમોદવી નહિ) જીવનપર્યંત ત્રિવિધે ત્રિવિધે, મનવચન અને કાયાથી તે દોષમાથી ભગવન્ હું પાછો ફરૂં છું હું નિંદુ છું, તિરસ્કારું છું, અને આત્માને છુટો કરું છું તે પ્રથમ-વ્રતની આ પાચ ભાવનાઓ છે

मूलम्-तत्थिमा पढमा भावणा :-इरियासमिए से णिग्गंथे, णो अणइरियासमिए त्ति· केवली बूया-अणइरियासमिते णिग्गंथे पाणाइं (४) अभिहणेज्ज वा, वत्तेज्ज वा, परियावेज्जं वा, लेसेज्ज वा, उद्दवेज्ज वा। इरियासमिए से णिग्गंथे, णो इरियाअसमिए त्ति पढमा भावणा ॥ ८१४ ॥

અર્થ-ત્યા આ પહેલી ભાવના છે, ઈરિયા સમિતિ તે નિર્ગ્રંથ ઈરિયાસમિતિ વિના ન હોય. કેવલી કહેશે, ઈરિયાસમિતિ વિનાનો નિર્ગ્રંથ જીવોને, બીજોને; પ્રાણોને, ભૂતાને ભટકાય, ઉથલાવે કે તેને સંતાપે કે મસળે કે નસાડે માટે નિર્ગ્રંથ ઈરિયાસમિતિયુક્ત હોય અને ઈરિયાસમિતિ રહિત ન હોય, એ પહેલી ભાવના થઈ. (વ્રતને દૃઢ બનાવનાર વર્તન એટલે ભાવના.)

मूलम्-अहावरा दोच्चा भावणा :-मणं परिजाणाइ से णिग्गंथे, जेय मणे पावए सावज्जे सकिरिए अण्हयकरे छेयकरे भेयकरे अधिकरणिए पाउसिए परितावि ने पाणातिवातिते भूतोवघातिए, तहप्पगारं मणं णो पधारेज्जा। मणं परिजाणाति से णिग्गंथे जेय मणे अपावते ति दोच्चा भावणा ॥ ८१५ ॥

અર્થ-હવે જુદી બીજી ભાવના મનને તે નિર્ગ્રંથ સંપૂર્ણપણે ઓળખે જે મન પાપ રૂપ, સાવદ્ય, ક્રિયાયુક્ત આશ્રવકર, છેદકારી, ભેદકારી, અધિકરણ (શસ્ત્રરૂપ) પ્રદ્વેષકર, પરિતાપકર, હિંસાકર, જીવોને ઈજા કરનાર થાય, તે પ્રકારનું મન તેણે કરવું નહિ તે નિર્ગ્રંથ મનને બરાબર જાણે છે જે મન અપાપરૂપ વ૦ હોય તે બીજી ભાવના

मूलम्-अहावरा तच्चा भावणा :-वतिं परिजाणाति से णिग्गंथे, जाय वती पाविया सावज्जा सकिरिया जाव भूतोवघाइया तहप्पगार वइं णो उच्चारिज्जा। वइं परिजाणाइ से णिग्गंथे जाय वइ अपाविय त्ति तच्चा भावणा ॥ ८१६ ॥

અર્થ-હવે અનેરી ત્રીજી ભાવના તે નિર્ગ્રંથ વાણીને બરાબર જાણે છે. જે વાણી પાપરૂપા, સાવદ્યા, સક્રિયા યાવત્ જીવોને ઈજા કરનારી હોય તે પ્રકારની વાણી તે ઉચ્ચારે નહિ વચનને બરાબર જાણે છે તે નિર્ગ્રંથ જે વાણી અપાપા વ૦ હોય તે ત્રીજી ભાવના

मूलम्-अहावरा चउत्था भावणा -आयाणभंडमत्तणिक्खेवणासमिए से णिग्गंथे, णो अणायाणभंडमत्तणिक्खेवणासमिए णिग्गंथे, केवली बूया-आयाणभंडमत्तणिक्खेवणाअसमिए णिग्गंथे पाणाइ भूयाइ जीवाइ सत्ताइ अभिहणेज्ज वा जाव उद्दवेज्ज वा। आयाणभंडमत्तणिक्खेवणासमिए से णिग्गंथे, णो आयाणभंडमत्तणिक्खेवणाअसमिए त्ति चउत्था भावणा ॥ ८१७

અર્થ-હવે આગળની ચોથી ભાવના સાધન અને પાત્રોને લેવા અને મૂકવામા નિર્ગ્રંથ સમિતિ-યુક્ત હોય તે સાધન કે પાત્રને લેવા-મૂકવામા સમિતિવત ન હોય તેમ ન બને કેવલી કહેશે, જે સાધન કે પાત્રના આદાનનિક્ષેપ સમિતિહીન હોય તે નિર્ગ્રંથ પ્રાણને (૪) અથડાય યાવત્ દૂર નસાડે તે નિર્ગ્રંથ સાધનપાત્રની આદાનનિક્ષેપ સમિતિ સહિત હોય અને આદાનનિક્ષેપ સમિતિ રહિત ન હોય એ ચોથી ભાવના

मूलम्-अहावरा पंचमा भावणा -आलोइयपाणभोई से णिग्गंथे, णो अणालोइयपाणभोई, केवली बूया-अणालोइयपाणभोयणभोई से णिग्गंथे पाणाइ (४) अभिहणेज्ज वा-जावउद्दवेज्ज

वा। तम्हा आलोइयपाणभोयण भोई से णिग्गंथे, णो अणालोइयपाणभोइ त्ति पंचमा भावणा ॥ ८१८ ॥

અર્થ–હવે આગળની પાચમી ભાવના. અવલોકન કર્યા પછી અન્નપાનનો આહાર કરનાર હોય છે તે નિર્ગ્રંથ, અનાલોકિત અન્નપાન જમનાર નહિ. કેવળી કહેશે, અનાલોકિત–અન્નજળ ભોગી તે નિર્ગ્રંથ હોય તો પ્રાણુને (૪) અથડાય યાવત્ દૂર નસાડે તેથી તે નિર્ગ્રંથ આલોકિત અન્નપાનભોગી હોય, અનાલોકિત અન્નપાન ભોગી નહિ

मूलम्–ऍत्तावताय महव्वऍ सम्मं काएण फासिए पालिए तीरिऍ किट्टिते अवट्ठिते आणाए आराहिए यावि भवति। पढमे भंते महव्वए पाणाइवायाओ वेरमणं ॥ ८१९ ॥

અર્થ–આટલાથી મહાવ્રત કાયા વડે સમ્યક્ પ્રકારે સ્પર્શાયુ છે, પળાયુ છે, પાર કરાયુ છે, કીર્તિત કરાયુ છે, અને તે આજ્ઞામા રહેલો આરાધક થાય છે ભંતે, (આમ) આ પહેલુ મહાવ્રત પ્રાણહિંસા વિરામનુ છે

मूलम्–अहावरा दोच्चं महव्वय,–पच्चक्खामि सव्वं मुसावायं वतिदोसं '–से कोहावा, लोहावा, भयावा, हासावा, णेव सयं मुसं भासेज्जा, नेवन्नेणं मुसं भासावेज्जा, अण्णं पि मुसं भासंतं ण समणुजाणेज्जा, तिविहं तिविहेण, मणसा वयसा कायसा, तस्सं भंते पडिक्कमामि जाव वोसिरामि । तस्सिमाओ पंच भावणाओ भवंति ॥ ८२० ॥

અર્થ–હવે આગળનું બીજુ મહાવ્રત (ચાલે) છે (હે ભંતે,) હું સર્વ મૃષાવાદ (જૂઠું બોલવું) અને વાણીના દોષો સેવવાના પચ્ચખાણ કરુ છું. તે ક્રોધથી, લોભથી, ભયથી કે હાસ્યથી (વચન દોષ) થાય છે શ્રમણ નિર્ગ્રંથ જાતે જૂઠું બોલે નહિ, અન્ય દ્વારા જૂઠું બોલાવે નહિ અને બીજા જૂઠું બોલનારને અનુમોદે પણ નહિ ત્રિવિધત્રિવિધથી, મનવચનકાયાથી હે ભંતે, પાપથી પાછો ફરુ, નિંદુ છું,.. ...તે વ્રતની આ પાચ ભાવના છે.

मूलम्–तत्थिमा पढमा भावणाः–अणुवीइभासी से णिग्गंथे, णो अणणुवीइ भासी, केवली बूया–अणणुवीयभासी से णिग्गंथे समावदेज्जा मोसं वयणाए। अणुवीइभासी से णिग्गंथे णो अणणुवीइभासिति पढमा भावणा ॥ ८२१ ॥

અર્થ–ત્યા પ્રથમ ભાવના આ છે. તે વિચારીને બોલનાર (હમેશા) નિર્ગ્રંથ હોય છે, અવિચારી–પણે બોલનાર નહિ કેવલી કહેશે–અવિચારીપણે બોલે તો તે નિર્ગ્રંથ વચન દ્વારા જૂઠુ બોલી નાખે (તેથી) નિર્ગ્રંથે વિચારીને બોલનાર થવુ, અવિચારીપણે બોલનાર નહિ, એ પહેલી ભાવના થઈ

मूलम्–अहावरा दोच्चा भावणा –कोहं परिजाणाइ से णिग्गंथे. णो कोहणे सिया· केवली बूया कोहप्पत्ते कोही समावदेज्जा मोसं वयणाऍ। कोहं परिजाणाइ से णिग्गंथे, णय कोहणे सियत्ति दोच्चा भावणा ॥ ८२२ ॥

અર્થ-હવે આગળની બીજી ભાવના. તે નિર્ગ્રંથ ક્રોધને બરાબર જાણે અને કોપસ્વભાવી તે થાય નહિ. કેવળી કહેશે, ક્રોધી બનેલો ક્રોધસ્વભાવી વચનથી જૂઠું બોલે માટે તે નિર્ગ્રંથ ક્રોધને બરાબર જાણે છે અને કોપસ્વભાવી થાય નહિ, એ બીજી ભાવના થઈ.

मूलम्-अहावरा तच्चा भावणाः-लोभं परिजाणाइ से णिग्गंथे, णो य लोभणे सिया, केवली बूया-लोभपत्ते लोभी समावदेज्जा मोसं वयणाए। लोभं परिजाणइ से णिग्गंथे, णो य लोभणए सियत्ति तच्चा भावणा ॥ ८२३ ॥

અર્થ-તે નિર્ગ્રંથમુનિ લોભને બરાબર જાણે છે. અને તેઓ લોભીસ્વભાવના થશે નહિ કેવળી કહેશે કે લોભથી ઘેરાયલો લોભી વચનથી અસત્ય બોલશે માટે નિર્ગ્રંથ લોભને બરાબર જાણે છે અને લોભી થતો નથી, એ ત્રીજી ભાવના

मूलम्-अहावरा चउत्था भावणा :-भयं परिजाणइ से णिग्गंथे, णो भयभीरुए सिया; केवली बूया-भयपत्ते भीरु समावदेज्जा मोसं वयणाए। भय परिजाणइ से णिग्गंथे, णो भयभीरुसिया। चउत्था भावणा ॥ ८२४ ॥

અર્થ-હવે આગળની ચોથી ભાવના તે નિર્ગ્રંથ ભયનુ સ્વરૂપ જાણે છે અને ભયથી ડરનારો થતો નથી. કેવળી કહેશે કે ભયભીત થયેલો નિર્ગ્રંથ વચને જૂઠુ બોલી નાખે માટે મુનિ ભયનુ સ્વરૂપ જાણે અને ભયભીત થાય નહિ, એ ચોથી ભાવના

मूलम्-अहावरा पचमा भावणा :-हासं परिजाणइ से णिग्गथे, णो य हासणए सिया· केवली बूया-हासयत्ते हासी समावदेज्जा मोसं वयणाए। हासं परिजाणइ से णिग्गथे, णो य हासणिए सिय त्ति पचमा भावणा ॥ ८२५ ॥

અર્થ-હવે આગળની પાચમી ભાવના હાસ્યનુ સ્વરૂપ જાણે છે તે નિર્ગ્રંથ અને હાસ્યશીલ થતો નથી કેવળી કહેશે, હાસ્યની ધૂનમા તે મશ્કરો (વિનોદી) થયેલો સાધુ વચને જૂઠું બોલી જાય માટે તે નિર્ગ્રંથ હાસ્યને ઓળખે અને હાસ્યશીલ થાય નહિ, એ પાચમી ભાવના

मूलम्-एत्तावनाय महव्वए सम्म काएण फासिए जाव आणाए आराहित्ते या वि भवति। दोच्चं भंते महव्वयं ॥ ८२६ ॥

અર્થ-આટલુ કરવાથી તે મહાવ્રત મનુષ્ય દેહવડે સમ્યક્‌પણે સ્પર્શાયેલુ યાવત્ આજ્ઞાનો આરાધક તે મુનિ બને છે હે ભગવાન, એમ બીજુ મહાવ્રત થયુ

मूलम्-अहावर तच्चं महव्वयं :-पच्चक्खामि सव्व अदिण्णा दाण से गामे वा णगरे वा अरण्णे वा अप्पं वा बहु वा अणुं वा थूल वा चित्तमंत वा अचित्तमत वा णेव सय

अदिण्णं, गिण्हेज्जा, जेवण्णेहिं अदिण्णं गेण्हावेज्जा, अण्णंपि अदिण्णं गिण्हन्त न समणुजाणेज्जा जावज्जीवाए, जाव वोसिरामि । तस्सिमाओ पंच भावणाओ भवन्ति :- ॥ ८२७ ॥

અર્થ–હવે આગળનુ ત્રીજું મહાવ્રત. હે ભંતે, હુ સર્વ અદત્તાદાનના પચ્ચકખાણ કરુ છુ તે ગામમાં કે નગરમાં કે જંગલમાં થોડુ કે ઝાઝું, સૂક્ષ્મ કે સ્થૂલ, સચિત્ત કે અચિત્ત, ન દીધેલું હું ગ્રહણ કરુ નહિ, અન્ય પાસે અદત્ત ગ્રહણ કરાવું નહિ, અન્ય અદત્ત લેનારને અનુમોદુ નહિ, તે જીવનપર્યંત યાવત્ છોડાવુ છુ તેની (વ્રતની) આ પાંચ ભાવનાઓ.

मूलम्-तत्थिमा पढमा भावणा अणुवीइ मीउग्गहजाती से णिग्गंथे, णो अणणुवीइमिउग्गहजाई से णिग्गंथे; केवली बूया-अणणुवीइमितोग्गहजाती से णिग्गंथे अदिण्णं गिण्हेज्जा। अणुवीइ मिउग्गहजाती से णिग्गंथे णो अणणुवीइमितोग्गहजाइ त्ति पढमा भावणा ॥८२८॥

અર્થ–ત્યા આ પહેલી ભાવના છે. વિચાર કરીને માપસર અવગ્રહ ( મકાન વગેરે ) યાચનાર તે નિર્ગ્રંથ હોય છે, વિચાર વિના યાચનાર નહિ કેવળી કહેશે કે વિચાર વિના અવગ્રહ યાચનાર નિર્ગ્રંથ અદત્ત ગ્રહણ કરી નાખે તેથી વિચારપૂર્વક માપસર અવગ્રહનો યાચનાર તે મુનિ હશે અને વિચાર વિના યાચનાર નહિ એ પહેલી ભાવના

मूलम्-अहावरा दोच्चा भावणा -अणुण्णवियपाणभोयणभोती से णिग्गंथे, णो अणणुण्णवियपाणभोयणभोई, केवली बूया-अणुण्णवियपाणभोयणभोइ से णिग्गंथे अदिण्णं भुंजेज्जा। तम्हा अणुण्णवियपाणभोयणभोइ से णिग्गंथे, णो अणणुण्णवियपाणभोयणभोत्ती त्ति दोच्चा भावणा ॥ ८२९ ॥

અર્થ–હવે આગળની બીજી ભાવના–અનુજ્ઞાપૂર્વક અન્નપાણી જમનારો તે નિર્ગ્રંથ હોય છે, અને અનુજ્ઞા વગર જમનારો નહિ કેવળી કહેશે કે જો અનુજ્ઞા વિના અન્નપાણી જમે તો તે નિર્ગ્રંથ અદત્તને જમનાર છે તેથી નિર્ગ્રંથ (ગુરુની) અનુજ્ઞા લઈ અન્નપાણી જમે છે અને અનુજ્ઞા વિના અન્નપાણી જમતો નથી એ બીજી ભાવના.

मूलम्-अहावरा तच्चा भावणा :-णिग्गंथे णं उग्गहंसि उग्गहितंसि एत्तावताव उग्गहणसीलए सिया: केवली बूया-णिग्गंथे णं उग्गहंसि उग्गहितंसि एत्तावताव अणोग्गहणसीले अदिण्णं गिण्हेज्जा। णिग्गंथेण उग्गहंसि उग्गहितंसि एत्तावताव उग्गहणसीलए सिय त्ति तच्चा भावणा ॥ ८३० ॥

અર્થ–હવે આગળની ત્રીજી ભાવના. તે નિર્ગ્રંથ અવગ્રહ યાચતી વખતે જ આટલી જ માત્રામાં અમને અવગ્રહનો ખપ છે એમ આજ્ઞા લેનાર હોય છે. કેવળી કહેશે કે નિર્ગ્રંથ અવગ્રહ યાચતા આટલુ જ જોઈશે એ (મર્યાદા મૂકી) યાચના કરવાની ટેવવાળો ન હોય તે અદત્ત ગ્રહણ કરે માટે નિર્ગ્રંથે અવગ્રહ યાચનામા આટલું જ જોઈએ તે મર્યાદા બાંધવી, એ ત્રીજી ભાવના

मूलम्-अहावरा चउत्था भावणा :-णिग्गंथे णं उग्गहंसि उग्गहियंसि अभिक्खणं (२) उग्गहण-सीलए सिया, केवली बूया-णिग्गंथेण उग्गहंसि उग्गहियंसि अभिक्खणं (२) अणोग्गहणसीले अदिण्णं गिण्हेज्जा। णिग्गंथे-उग्गहंसि उग्गाहियंसि अभिक्खणं (२) उग्गहण-सीलए सिय त्ति चउत्था भावणा ॥ ८३१ ॥

અર્થ-હવે આગળની ચોથી ભાવના. નિર્ગ્રંથ અવગ્રહ આજ્ઞા દ્વારા મેળવ્યા પછી વારવાર આજ્ઞા ફરી તાજી મેળવવાના સ્વભાવવાળો હોય કેવળી કહેશે કે જે નિર્ગ્રંથ વારવાર અનુજ્ઞા મેળવવાના સ્વભાવવાળો ન હોય તે અદત્ત સ્વીકારે છે માટે અવગ્રહ યાચ્યા પછી વારવાર અનુજ્ઞા તાજી કરવાની ટેવ નિર્ગ્રંથે રાખવી એ થઈ ચોથી ભાવના

मूलम्-अहावरा पचमा भावणा :-अणुवीइमितोग्गहजाति से णिग्गंथे साहम्मिएसु, णो अणणुवीइमिउग्गहजाती, केवली बूया-अणणुवीइमिग्गहजाती से णिग्गंधे साहम्मिएसु अदिण्णं उगिण्हेज्जा। अणुवीइमितोग्गहजाती से णिग्गंथे साहम्मिएसु, णो अणणुवीइमित्तोग्गहजाती। पंचमा भावणा ॥ ८३२ ॥

અર્થ-હવે આગળની પાચમી ભાવના તે વિચાર કરી માપસર અવગ્રહ યાચના કરનાર સાધર્મિક (પોતા સમાન જૈન મુનિ) પાસેથી વિચારીને અવગ્રહ યાચના કરવાના સ્વભાવવાળો થાય કેવળી કહે કે જો વિચાર્યા વગર મુનિ પાસેથી અવગ્રહ લે તો મુનિઓ પાસેથી અદત્ત લેનારો તે થાય માટે સાધર્મિક પાસે પણ વિચારીને અવગ્રહની અનુજ્ઞા મુનિ માગી લે તે પાચમી ભાવના

मूलम्-अेत्तावताव महव्वए सम्मं जाव आणाओ आराहिते यावि भवति। तच्चं भंते महव्वय ॥ ८३३ ॥

અર્થ-આટલુ કરવાથી મહાવ્રત મનુષ્ય દેહ વડે સારી રીતે સ્પર્શાય છે અને આજ્ઞાનો આરાધક પણ મુનિ થાય છે આમ પ્રભુએ ત્રીજુ મહાવ્રત કહ્યુ

मूलम्-अहावर वउत्थं महाव्वयं:-पच्चक्खामि सव्वं मेहुणं:—से दिव्व वा माणुसं वा तिरिक्ख-जोणियं वा, णेव सय मेहुणं गच्छे, तं चेव अदिण्णादाणवत्तव्वया भाणियव्वा जाव वोसिरामि तस्सिमाओ पंच भावणाओ भवति ॥ ८३४ ॥

અર્થ-હવે આગળનુ ચોથુ મહાવ્રત. સર્વ મૈથુનના પચ્ચક્ખાણ કરુ છુ તે દિવ્ય, માનુષ કે તિર્યંચયોનિ સબધે હોય, જાતે તે મૈથુન સેવે નહિ હવે તેજ પૂર્વ અદત્ત ગ્રહણનો પાઠ બોલવો યાવત્ આત્માને મુકાવુ છુ તેની આ પાચ ભાવનાઓ છે

मूलम्-तत्थिमा पढमा भावणा-णो णिग्गथे अभिक्खण (२) इत्थीण कहं कहइत्तए सिया, केवली बूया-णिग्गंथे णं अभिक्खणं (२) इत्थीणं कहं कहमाणे संतिभेदा, संतिविभंगा, संतिकेवलिपण्णत्ताओधम्माओ भसेज्जा। णो णिग्गंथे अभिक्खण (२) इत्थीण कहं कहए सिय त्ति पढमा भावणा ॥ ८३५ ॥

અર્થ-ત્યાં આ પહેલી ભાવના છે નિર્ગ્રંથ વારવાર સ્ત્રીઓની કથા કહેનાર થાય નહિ કેવળી કહેશે, (જે) નિર્ગ્રંથ વારવાર સ્ત્રીની કથા કહેનાર હોય તે વ્રતની શંકાથી, વ્રતભંગને કારણે, કેવળીએ નિરૂપેલા ધર્મમાંથી ભ્રષ્ટ થાય તેથી નિર્ગ્રંથ મુનિ વારવાર સ્ત્રીઓની કથા કરનારા થાય નહિ. આ થઈ પહેલી ભાવના

मूलम्-अहावरा दोच्चा भावणा :-णो णिग्गंथे इत्थीणं मणोहराइ इंदियाइ आलोएत्तए णिज्झाइत्तए सिया, केवली वुया-णिग्गथे णं मणोहराइं इंद्रियाइं आलोएमाणे णिज्झाएमाणे संतिभेंगा संतिविभंगा जाव धम्माओ भंसेज्जा। णो णिग्गंथे इत्थीणं मणोहराइ इंदियाइं आलोएत्तए णिज्झाइत्तए सिय त्ति दोच्चा भावणा ॥ ८३६ ॥

અર્થ-હવે આગળની બીજી ભાવના નિર્ગ્રંથ સ્ત્રીઓની મનોહર ઇંદ્રિયો (શરીરના અંગો) અવલોકે નહિ કે ચિતવે નહિ કેવળી કહેશે, સ્ત્રીઓની મનોહર અંગરચનાઓ જોનાર અને ચિંતવનાર નિર્ગ્રંથ, ઉપશમના ભંગથી, ઉપશમના ખંડનથી, કદાચને કેવળીએ નિરૂપેલા ધર્મથી ભ્રષ્ટ થાય. માટે નિર્ગ્રંથ મુનિ સ્ત્રીઓના મનોહર અંગો જુએ નહિ અને ચિંતવે નહિ એ બીજી ભાવના

मूलम्-अहावरा तच्चा भावणा :-णो णिग्गंथे इत्थीणं पुव्वरयाइं पुव्वकीलियाइ सुमरित्तए सिया, केवली वूया-णिग्गंथे णं इत्थीणं पुव्वरयाइं पुव्वकीलियाइं सरमाणे संतिभेया जाव भंसेज्जा। णो णिग्गंथे पुव्वरयाइ पुव्वकीलियाइ सरित्तए सिय त्ति तच्चा भावणा ॥ ८३७ ॥

અર્થ-હવે આગળની ત્રીજી ભાવના કહીએ છીએ. નિર્ગ્રંથ મુનિએ સ્ત્રીની સાથે પૂર્વ રમણ કર્યા હોય, પૂર્વે ક્રીડા કરી હોય તેનુ સ્મરણ કરવુ નહિ કેવળી કહેશે, (જે) નિર્ગ્રંથી સ્ત્રીઓ સાથેના પૂર્વરમણ અને પૂર્વક્રીડન સ્મરે તે સ્મરણ કરતા, શાતિ ભાગતા, શાતિ વિશેષ ભાગતા કેવળીના નિરુપેલા ધર્મમાથી ભ્રષ્ટ થાય તેથી નિર્ગ્રંથ પૂર્વરમણ, પૂર્વક્રીડિત સ્મરે નહિ એ ત્રીજી ભાવના

मूलम्-अहावरा चउत्था भावणा :-णातिमत्तपाणभोयणभोई से णिग्गथे, णो पणीयरसभोयणभोई केवली वूया-अतिमत्तयाण भोयणभोई से णिग्गथे, पणीयरसभोयणभोई य त्ति संतिभेदा जाव भंसेज्जा। णोअतिमत्तपाणभोयणभोई से णिग्गंथे, णो पणीयरसभोयणभोई त्ति चउत्था भावणा ॥ ८३८ ॥

અર્થ-હવે આગળની ચોથી ભાવના કહે છે અતિમાત્રામા અન્નપાણીનુ ભોજન કરનાર, તેમ રસાળ ભોજન કરનાર તે નિર્ગ્રંથ થાય નહિ કેવળી કહેશે, (જે) નિર્ગ્રંથ અતિમાત્રામા (માપથી બહાર) કરે છે, અને બહુ રસવાળા કરે છે તે શાતિને તોડવાથી યાવત્ કેવળીએ નિરૂપેલા ધર્મમાથી ભ્રષ્ટ થાય તેથી નિર્ગ્રંથ અતિમાત્રામા અને પ્રણીત રસના ભોજન કરનાર થાય નહિ એ થઈ ચોથી ભાવના

मूलम्-अहावरा पञ्चमा भावणा-णो णिग्गंथे इत्थीपसुपंडगसंसत्ताइं सयणासणाइं सेवित्तए सिय। केवली वूया-णिग्गंथे ण इत्थीपसुपंडगसंसताइ सयणासणाइं सेवमाणे संतिभेया

जाव भ सेज्जा । णो णिग्गथे इत्थीपसुपंडगसंसताइ सयणासणाइ सेवित्तये सिय त्ति पचमा भावणा ॥ ८३९ ॥

અર્થ-હવે આગળની પાચમી ભાવના કહે છે. નિર્ગ્રંથ સ્ત્રી-પશુ-નપુંસકના સ સર્ગવાળાં આસન અને પથારી સેવે નહિ. કેવળી કહેશે કે સ્ત્રી-પશુ-નપુ સકના સ સર્ગવાળા આસન અને પથારી સેવનાર નિર્ગ્રંથ શાતિ તૂટવાથી, શાંતિના ભગથી ઉપશમરૂપ કેવળીએ નિરૂપેલ ધર્મમાથી ભ્રષ્ટ થાય માટે નિર્ગ્રંથમુનિ સ્ત્રી-પશુ-નપુ સકના સ સર્ગવાળા આસન-પથારી સેવે નહિ એ થઈ પાચમી ભાવના

मूलम्-एत्तात्रयव महव्वए सम्मं काएण जाव आराहिते यावि भवति । चउत्थ भ ते महव्वयं ॥ ८४० ॥

અર્થ-આટલુ કરવાથી તે મહાવ્રત સારી રીતે માનવદેહથી સ્પર્શાય છે અને યાવત્ ભગવાનની આજ્ઞાનો આરાધક થાય છે ભ તે, આમ ચોથુ મહાવ્રત

मूलम्-अहावर पंचमं भ ते महव्वय।-सव्व परिग्गहं पच्चक्खामि, से अप्पं वा बहु वा अणूं वा थूल वा चित्तमतं व अचित्तमंतं वा णेव सय परिग्गहं गिण्हेज्जा, णेवण्णेण परिग्गहं गित्तहावेज्जा, अण्णंपि परिग्गहं गिण्हंतं ण समणुजाणेज्जा जाव वोसिराभि तस्सिमाओ पंच भावणाओ भवंति ॥ ८४१ ॥

અર્થ-હવે આગળનુ પાચમુ મહાવ્રત કહે છે હે ભ તે, હુ સર્વ પરિગ્રહના (મિલ્કત રાખવાના) પચ્ચકખાણ કરુ છુ તે અલ્પ હોય કે ઘણો હોય, સૂક્ષ્મ હોય કે સ્થૂલ હોય, સચિત્ત હોય કે અચિત્ત હોય, હુ જાતે પરિગ્રહ ગ્રહણ કરુ નહિ બીજા દ્વારા પરિગ્રહ કરાવું નહિ અન્ય પરિગ્રહ લેનારને અનુમોદુ પણ નહિ યાવત્ આત્માને છોડાવુ તે આ વ્રતની પાચ ભાવનાઓ છે

मूलम्-तत्थिमा पढा भावणा -सोतत्तेणं जीवे मणुण्णामणुण्णाइ सद्दाई सुणेइ, मणुण्णामणुण्णेहिं सद्देहिं णो सज्जेज्जा, णो रज्जेज्जा, णो गिज्झेज्जा, णो मुज्झेज्जा, णो अज्झोवज्जेज्जा, णो विणिग्धाय मावज्जेज्जा· केवली बुया-णिग्गंथे णं मणुण्णामणुण्णेहिं सद्देहि सज्जमाणे जाव विणिग्धाय मावज्जमाणे सतिभेया संतिविभंगा संति-केवलिपण्णत्ताओ धम्माओ भंसेज्जा ॥ ८४२ ॥

અર્થ-ત્યા આ પહેલી ભાવના છે કર્ણપ્રવાહે જીવ મનોજ્ઞ કે અમનોજ્ઞ અવાજો સાભળે છે તે મનોજ્ઞ કે અમનોજ્ઞ અવાજો પર રાગયુક્ત થવુ નહિ, ગૃદ્ધિ કરવી નહિ, મોહ કરવો નહિ, એકરૂપતા ધારવી નહિ અને એના વ્યસની થવું નહિ કેવળી કહેશે-સારામાઠા અવાજોમા આસકત થનારો યાવત્ વ્યસની થનારો નિર્ગ્રંથ, શાતિ તૂટતા, ભાગતા ઉપશમમય કેવળી દ્વારા નિરૂપાયેલ ધર્મમાથી ચૂકી જાય

मूलम्-ण सक्का ण सोउं सद्दा, सोयविसय मागता, रागदोसाउ जे तत्थ, त भिक्खू परिवज्जए। सोयओ जीवो मणुण्णामणुण्णाइं सद्दाइ सुणेति, पढमा भावणा ॥ ८४३ ॥

અર્થ–કર્ણના વિષય તરીકે આવી પડેલા શબ્દોને ન સાભળવા શકય નથી પરંતુ ત્યા જે રાગ અને દ્વેષ ઉપજે છે તેને મુનિ તજે. તેથી કાનથી સારા માઠા શબ્દો સાભળે ત્યાં (આસકત ન થાય) એ પ્રથમ ભાવના.

मूलम्-अहावरा दोच्चा भावणा -चक्खूओ जीवो मणुण्णामणुण्णाइ रुवाइं पासइ, मणुण्णामणुण्णेहिं रुवेहिं णो सज्जेज्जा णो रज्जेज्जा जाव णो विणिग्धाय मावज्जेज्जा, केवली बूया-मणुण्णामण्णुणेहिं रुवेहिं सज्जमाणे रज्जमाणे जाव विणिग्धाय मावज्जमाणे संतिभेया संतिविभगा जाव भसेज्जा ॥ ८४४ ॥

અર્થ–હવે પછીની બીજી ભાવના ચક્ષુ દ્વારા જીવ સારામાઠા રૂપો જુએ છે. તે સારામાઠા રૂપમા આસકત થાય નહિ (અક્ષરશ: તેનાથી ઘાયલ થાય નહિ) કેવળી કહેશે, જે નિર્ગ્રંથ સારામાઠાં રૂપોમા આસકત થાય. રાગ કરે, યાવત્ તેના વ્યસની થાય તે ઉપશમના ભંગથી યાવત્ ધર્મથી ચૂકી જાય (માટે. રૂપોમા આસકત થવું નહિ વગેરે એ બીજી ભાવના, સેવવા યોગ્ય છે)

मूलम्-ण सक्का रुव मदट्ठुं, चक्खुविसय मागयं, रागदोसा उ जे तत्थ, तं भिक्खू परिवज्जए, चक्खूओ जीवो मणुण्णामणुण्णाइं रुवाइं पासति। दोच्चा भावणा ॥ ८४५ ॥

અર્થ–ચક્ષુનો વિષય બનેલ રૂપને ન જોવું એ શકય નથી પરતુ તેમા જે રાગદ્વેષ થાય છે તેને મુનિ તજે છે આમ ચક્ષુદ્વારા જીવ રૂપાદિ જુવે છે વગેરે.. તે બીજી ભાવના છે

मूलम्-अहावरा तच्चा भावणा '-धाणतो जीवो मणुण्णामणुण्णाइ गंधाइं अग्धायइ, मणुण्णामणुण्णेहिं गंधेहिं णो सज्जेज्जा, णो रज्जेज्जा, जाव णो विणिग्धाय मावज्जेज्जा, केवली बूया-मणुणामणुण्णेहिं गंधेहिं सज्जमाणे रज्जमाणे जाव विणिग्धाय मावज्जमाणे संतिभेदा संतिविभंगा जाव भंसेज्जा ॥ ८४६ ॥

અર્થ–હવે આગળની ત્રીજી ભાવના નાક વડે જીવ સારીમાઠી ગંધો સૂંઘે છે તે સારીમાઠી ગંધમા આસકત થવું નહિ, રાગ કરવો નહિ યાવત્ તેના વ્યસની થવુ નહિ કેવળી કહેશે, સારીમાઠી ગંધ પર આસકત થનાર, રાગ કરનાર યાવત્ વ્યસની થનાર નિર્ગ્રંથ ઉપશમને છેદે છે, ભાગે છે, યાવત્ ધર્મથી ચૂકે છે

मूलम्-णो सक्का गंधमग्धाउं, णासाविसय मागयं. रागदोसा उ जे तत्थ, तं भिक्खू परिवज्जए, घाणओ जीवो मणुण्णामणुण्णाइ गंधाइ अग्घायति। तच्चा भावणा ॥ ८४७ ॥

અર્થ–નાકમા વિષય થઈને આવેલ ગંધને ન સુંઘવી તે શકય નથી- પરંતુ ત્યાં જે રાગદ્વેષ ઉત્પન્ન થાય છે તેને મુનિએ તજવા જોઈએ નાક વડે જીવ સારીમાઠી ગંધ સૂંઘે છે. વગેરે ....ત્રીજી ભાવના

मूलम्-अहावरा चउत्था भावणा :-जिब्भाओ जीवो मणुण्णामणुण्णाइ रसाइ अस्सादेति, मणुण्णामणुण्णेहिं रसेहिं णो रज्जेज्जा, जाव णो विणिग्घाय मावज्जेज्जा केवली बूया-णिग्गंथेणं मणुण्णामणुण्णेहिं रसेहिं सज्जमाणे जाव विणिग्घाय मावज्जमाणे संतिभेदा जाव भंसेज्जा ॥ ८४८ ॥

અર્થ-હવે આગળની ચોથી ભાવના જીભ દ્વારા જીવ સારામાઠાં રસોને ચાખે છે તે સારામાઠા રસો પર રાગ ન કરવો જોઈએ યાવત્ તેના વ્યસની થવુ ન જોઈએ કેવળી કહેશે, (જે) નિર્ગ્રંથ સારામાઠા રસોમા આસકત થાય છે, યાવત્ તેમનો વ્યસની થાય છે, તે ઉપશમ તૂટવાથી યાવત્ ધર્મથી ચલિત થાય છે

मूलम्-णो सक्क रस मणासातु, जीहाविसय मागय, रागदोसा उ जे तत्थ, त भिक्खू परिवज्जए, जीहाओ जीवो मणुण्णामणुणाइ रसाइ अस्सादेति। चउत्था भावणा ॥ ८४९ ॥

અર્થ-જીભનો વિષય બનેલો રસ ન ચાખવો એ શકય નથી પરતુ ત્યાં રાગદ્વેષ ઉત્પન્ન થાય તેને મુનિએ તજવા જોઈએ (એટલે) જીભથી જીવ સારામાઠા રસો આસ્વાદે છે. વ. એમ ચોથી ભાવના થઈ

मूलम्-अहावरा पचमा भावणा ,-मणुण्णामणुण्णाइ फासाइ पडिसंवेदेति, मणुण्णामणुण्णेहिं फासेहिं णो सज्जेज्जा, णो रज्जेज्जा, णो गिज्झेज्जा, णो मुज्झेज्जा, णो अज्झोवज्जेज्जा, णो विणिग्घाय मावज्जेज्जा, केवली बूया-णिग्गंथे ण मणुण्णामणुण्णेहिं फासेहिं सज्जमाणे जाव विणिग्घाय मावज्जमाणे संतिभेदा संतिविभंगा संतिकेवलिपण्णताओ धम्माओ भंसेज्जा ॥ ८५० ॥

અર્થ-હવે આગળની પાચમી ભાવના (સ્પર્શેદ્રિય દ્વારા) જીવ સારામાઠા સ્પર્શોને વેદે છે તે સ્પર્શોમા આસકત ન થવુ, તેમના પર રાગ ન કરવો, તેમના લાલચુ ન થવુ, તેમના પર મોહ ન પામવો, તેમને માટે લોલુપ ન થવુ અને તેમના યોગવિયોગમા આઘાત પામવો નહિ કેવળી કહેશે, (જે) નિર્ગ્રંથ સારામાઠા સ્પર્શથી આસકત થતો, યાવત્ તેમના યોગવિયોગમા આઘાત પામતો ઉપશમ તૂટવાથી, ઉપશમના ભગથી યાવત્ ધર્મમા ચૂકે છે

मूलम्-णो सक्का फासं ण वेदेतु, फासं विसय मागयं रागदोसाउ जे तत्थ त भिक्खू परिवज्जए, फासओ जीवो मणुण्णामणुण्णाइं फासाइ पडिसंवेदेति पचमा भावणा ॥ ८५१ ॥

અર્થ-સ્પર્શેદ્રિયનો વિષય બનેલો સ્પર્શ ન વેદવો શકય નથી પરતુ ત્યા જે રાગદ્વેષ થાય છે તેને મુનિએ તજવા જોઈએ (તેથી) સ્પર્શથી જીવ સારામાઠા સ્પર્શોને વેદે છે વ પાચમી ભાવના

मूलम्-एत्तावयाव महव्वते सम्म काएण फासिए पालिए तीरिए किट्टिए अहिट्ठिते आणाए आराहिये यावि भवति। पंचम भंते महव्वय ॥ ८५२ ॥

અર્થ–આટલું કરવાથી મનુષ્યદેહે વ્રતનો સ્પર્શ થાય છે, વ્રતનું પાલન થાય છે, તે તરી જવાય છે, તેની કીર્તિ થાય છે, વ્રત પર ટકાય છે અને આજ્ઞાના આરાધક પણ થવાય છે. પાંચમું મહાવ્રત ભગવન્ જણાવ્યું.

मूलम्-इच्चेसिं महव्वतेसिं पणवीसाहि य भावणाहिं संपण्णे अणगारे अहासुयं अहाकप्पं अहामग्गं सम्मं काएण फासित्ता पालित्ता तीरिता किट्टित्ता आणाए आराहियावी भवति ॥ ८५३ ॥

અર્થ–આ પ્રમાણે આ મહાવ્રતોની પચીસ ભાવનાઓ સંપન્ન અણગાર, સુખપૂર્વક, વિધિપૂર્વક, માર્ગાનુસારે મનુષ્યદેહે વ્રતને સ્પર્શીને, પાળીને, તરીને, શોભાવીને આજ્ઞાનું આરાધન થાય છે

ચોવીસમુ અધ્યયન પૂરું થયું.

અધ્યયન ૨૫ મું

मूलम्-अणिच्च मावास मुवे ति जंतुणो,
पलोयए सुच्च मिदं अणुत्तरं ।
विऊसिरे विन्नु अगार बंधणं,
अभीरु आरंभपरिग्गहं चए (१) ॥ ८५४ ॥

અર્થ–પ્રાણીઓ અનિત્ય એવા મકાનને (શરીરને) પામે છે (એ બાબત બુદ્ધિમાને) આ લોકોત્તર પ્રવચન સાભળીને નિહાળવી જોઇએ. જ્ઞાની પુરુષે ગૃહવાસનું બધન તજી દેવું જોઈએ અને (સપ્ત) ભયથી મુક્ત થઈ, આરંભ (હિંસા) અને પરિગ્રહને તજી દેવાં જોઈએ

मूलम्-तहागयं भिक्खू मणंत संजयं,
अणेलिसं विन्नु चरंत मेसणं ।
तुदंति वायाहिं अभिद्दव णरा
सरेहि संगामगयं व कुंजरं (२) ॥ ८५५ ॥

અર્થ–તે પ્રમાણે (અનિત્યતાના બોધથી) સયમમા આવેલ, અનંત એકેન્દ્રિયાદિ જીવોનું જતન કરતા અને જ્ઞાનીપણે અદ્વિતીય એષણાના નિયમ પાળનાર મુનિને, જેમ સગ્રામ પર ચડેલ હાથીને બાણ વડે પીડા આપે તેમ લોકો મુનિને વચનો વડે અને ઉપદ્રવથી પીડે છે.

मूलम्-तहप्पगारेहिं जणेहिं हीलिए,
ससद्दफासा फरुसा उदीरिया ।
तितिक्खए णाणि अदुट्ठचेतसा
गिरिव्व वातेण ण संपवेवए (३) ॥ ८५६ ॥

અર્થ-તેવા પ્રકારના (અનાર્ય)જનો દ્વારા અપમાનિત અને શબ્દો અને સ્પર્શોમા કઠોર એવા ઉદીરેલા ઉપદ્રવો જ્ઞાની મુનિ સહન કરે છે અને જેમ પર્વત વાયુ પડે કંપતો નથી તેમ મુનિના ચિત્તમા પણ દોષ પ્રવેશતો નથી

मूलम्-उवेहमाणे कुसलेहि संवसे,
अक्कंत-दुक्खा तस थावरा दुही।
अलूसए सव्वसहे महामुणी,
तहाहि से सुस्समणे समाहिए (४) ॥ ८५७ ॥

અર્થ-પરિષણો અને ઉપસર્ગોને સહન કરનાર (તેમની ઉપેક્ષા કરનાર) મુનિ કુશલ પુરુષોની સાથે વસે જેને દુ ખ અપ્રિય છે એવા દુખિયા ત્રસસ્થાવરને તે સતાપતો નથી તેથી સર્વત્ર સહનશીલ તે મહામુનિને સુશ્રમણ કહેવામા આવ્યો છે

मूलम्-विदू णते धम्मपयं अणुत्तरं,
विणीयतण्हस्स मुणिस्स ज्झायओ।
समाहियस्स ऽग्गिसिहा व तेयसा,
तवो य पण्णा य जसो य वड्ढति (५) ॥ ८५८ ॥

અર્થ-વિદ્વાનપુરુષ લોકોત્તર ધર્મની ભૂમિકા પર વળેલો હોય છે. તે તૃષ્ણા રહિત, ધ્યાની અને સમાધિવત મુનિનાં તપ, પ્રજ્ઞા અને યશ જેમ અગ્નિની જ્વાલા તેજમા વધે તેમ વૃદ્ધિ પામે છે

मूलम्-दिसोदिसिं णंतजिणेण ताइणा,
महव्वया खेमपदा पवेदिता।
महागुरु णिस्सयरा उदीरिता,
तमं व तेऊ तिदिसं पगासया (६) ॥ ८५९ ॥

અર્થ-બધીએ એકેદ્રિયાદિ દિશામા, રક્ષક એવા અનત જિનો કલ્યાણકર એવાં મહાવ્રતો દર્શાવ્યાં છે તે અત્યત ભારે, નિર્મમતા લાવનારા દર્શાવ્યા છે, અને જેમ તેજ એ અધકાર દૂર કરી ત્રણ દિશાઓમા પ્રકાશ કરે છે, તેમ તે કર્મરજ દૂર કરી (ઊચે, નીચા તિરછી દિશામા) પ્રકાશ કરે છે

मूलम्-सितेहिं भिक्खू असितो परिव्वए,
असज्ज मित्थीसु चएज्ज पूअणं।
अणिस्सिओ लोग मिणं [illegible] परं,
ण मज्जति कामगुणेहि पंडिए (७) ॥ ८६० ॥

અર્થ-બાંધેલાઓ (ગૃહસ્થો અને અન્યતીર્થિકો)ની સાથે ભિક્ષુએ નિર્બંધ-થઈ સંયમપાલન કરવું જોઈએ તેણે સ્રીની આસક્તિ ન રાખવી અને પૂજાસત્કાર ન સ્વીકારવા. આ લોક અને પરલોક સાથે અબધ એવો પડિત પુરુષ કામગુણો (અર્થાત્) વિષયોમા મગ્ન બનતો નથી

मूलम्-तिहा विमुक्कस्स परिण्णचारिणो,
धितीमतो दुक्खमस्स भिक्खुणो ।
विसुज्झइ जं सि मलं पुरेकडं,
समीरियं रुप्पमलं व जोइणा (८) ॥ ८६१ ॥

અર્થ-મનવચન અને કાયાથી નિર્લોભ, ધીરજવાળા અને દુઃખ સહન કરવાને સમર્થ એવા ભિક્ષુના જે પૂર્વના કર્મમળ હોય તે, અગ્નિ દ્વારા સાફ કરાતા રૂપાના મળની જેમ સાફ થઈ જાય છે.

मूलम्-से हु प्परिण्णासमयंमि वट्टइ,
णिराससे उवरयमेहुणे चरे,
भुजंगमे जुण्णतयं जहा जहे,
विमुच्चति से दुहसेज्ज माहणे (९) ॥ ८६२ ॥

અર્થ-તે ખરેખર પ્રતિજ્ઞાની મર્યાદામા વર્તે છે. નિષ્કામ અને મૈથુનથી મુકત તે, જેમ સર્પ જૂની કાંચળી તજી દે તેમ, (આ) બ્રાહ્મણ દુઃખની શૈયા (સંસારભ્રમણ) તજી દે છે.

मूलम्-ज माहु ओहं सलिलं अपारगं,
महासमुद्दं वं भुयाहिं दुत्तरं ।
अहेयणं परिजाणाहि पंडिए,
से हु मुणी अंतकडे त्ति वुच्चइ (१०) ॥ ८६३ ॥

અર્થ-જેને અપાર પ્રવાહમય પાણીવાળો (સંસાર) ગણધરો વગેરે, વર્ણવે છે તે મહાસમુદ્રરૂપ ભુજાઓથી તરી જવો મુશ્કેલ છે હવે તે સમુદ્રને હે પંડિત, તું જાણ (અને છોડ). ખરે-ખર તે મુનિ (દુઃખોનો) અંત કરનાર કહેવાય છે

मूलम्-जहाहि वद्ध इह माणवेहिं,
जहाय ते-सिं तु विमोक्ख आहिओ,
अहातहाबंधविमोक्ख जे विऊ,
से हु मुणी अतकडे त्ति वुच्चइ (११) ॥ ८६४ ॥

અર્થ-જેવી રીતે અહીં માનવલોકોમાં (મિથ્યાત્વ વ૦થી) બંધ કહ્યો છે અને જેવી રીતે (સમ્ય-ગ્દર્શન વ૦થી) તેનો મોક્ષ કહ્યો છે, યથાર્થ રીતે જે બંધ અને મોક્ષનું સ્વરૂપ જાણે છે તે મુનિને ખરેખર કર્મોનો અંત કરનાર કહ્યો છે.

मूलम्-इमंसि लोए परए य दोसु वि
न विज्जइ वंधण जस्स किंचिवि ।
से हु णिरालंवणे अप्पतिट्ठे,
कलंकली भावपहं विमुच्चइ (१२) त्ति बेमि ॥ ८६५ ॥

અર્થ-આ લોકમા, પરલોકમાં કે બન્ને લોકમાં જેને કંઈ પણ બંધન નથી, તે ખરેખર આલંબન રહિત અને શરીરની પ્રતિષ્ઠા વિનાના આત્મતત્ત્વને જાણનાર, સંસારના જન્મમરણના ભાવોમાથી મુક્ત થાય છે, એમ હુ કહુ છું

પચીસમું અધ્યયન પૂરૂ થયુ

એમ આચારાંગ નામે પ્રથમઅગ પૂરુ થયુ